## પ્રો. જેમ્સની

### વિજળીક શક્તિની ગોળી



... નષ્ટપ્રાય કરવાનો સારામાં સારો ઈશ્વરી ઈલાજ છે. હવે પછી કોઈપણ માણસોએ ... દરદોની વેદના ખમવી નહિ જોઈએ, એ ગોળીઓ સ્વપ્નામાં અને પેશાબમાં જતી ધાતુને બંધ કરી શરીરને શક્તિ આપે છે. ... ની નબળાઇ, ધાતુનું પાતળાપણું, અજીરણ, ખોરાક ન પચવો, હાથપગનું દુખવું, મગજે ચકરી આવવી, યાદશક્તિ ગુમ થવી, જુવાનીમાં બુઢાપાની હાલ, મનની ચિંતા, ઉદાસી, કોઈ પણ કામપર ચિત્ત ન લાગવું, ખાવા પર અરૂચિ, છાતીનો ધબકારો, હરસ, દમ, આંખે અંધારાં આવવાં, ચહેરાની ફીકાશ, જુવાન વિદ્યાર્થીનું અભ્યાસના ... લીધે નબળું પડી ગયેલું મગજ, તેમજ વકીલ, બારીસ્ટરો, અને કલાર્કો, સ્કુલ માસ્તરો અને બીજાઓ કે જેમને રાતદિવસ મગજ કસવું પડે છે તેમને એ ગોળીઓ વિજળીક ઈલાજથી થોડી મુદતમાં અજબ જેવા ગુણ કરે છે તેમ જે સ્ત્રીઓને હદબાર માસીક બીમારીથી શરીર લેવાઇ જાય છે અને હીસ્ટીરીઆ, કમરનો દુ:ખાવો, પ્રદર, ભુખ મરી જવી, વીગેરે રોગો થાય છે, તે ઉપર આ ગોળીઓ ઘણીજ ફાયદાકારક છે, ખરીદતી વખતે પ્રો. જેમ્સ ઇલેકટ્રો ટોનીક પર્લ્સ બરાબર વાંચીને લેવી કારણકે નકલી હવાથી ફાયદો થવાને બદલે નુકશાન થાય છે.

કીમત ૨૫ ગોળીની શીશીના રૂ. ૧—૪—૦. ૪૦ ગોળીની શીશીના રૂ. ૨—૦—૦. બહારગામથી મંગાવનારાઓને વી. પી. ખર્ચ જુદો પડશે. ૦—૪—૦.

### નીચલી સર્ટીફીકેટ વાંચો.

મી. નંદલાલ જમનાલાલ લોલાડા કાઠીઆવાડથી લખે છે કે અગાઉ મંગાવેલ પ્રો. જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓનો ઉપયોગ કરતાં તે બહુ ફાયદાકારક માલમ પડી છે અને કારકુનો વગેરે જેઓને કામના બોજાઓને લીધે કંટાળો આવતો હોય તેઓને તો એક ખાસ મદદગાર થઈ પડે છે. મારા મિત્રોને પણ આ સંબંધના ખબર લખ્યા છે અને બીજી બે બાટલી વી. પી. થી મોકલશો.

### એંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કમ્પની

જુમામસીદ—મુંબઇ.

# સ્વદે[illegible]ઓના સ્ટોરની [illegible]ંચ થયેલ નિર્ભય [અ]કસીર દવાઓ.

**આરોગ્યતરંગ**—રૂધિર સ્વચ્છ કરી, ધાતુ વિકારનાં દરેક દરદો દૂર કરી અવયવોને મજબુત કરનાર તથા (શક્તિ આપનાર) અકસીર ઈલાજ ગો. ૧૦૦ રૂ. ૨—૦—૦.

**કંદર્પકલ્પતરૂ**—નબળાઇથી પ્રાપ્ત થએલા અનેક જાતના દરદોને એકદમ આરામ આપે છે. તેમજ વૃદ્ધ પુરૂષોને [illegible] કરી તાકીદે શક્તિ આપનાર અમોઘ ઔષધ ડબો રતલ અઢી રૂ. ૧૦—૦—૦ સેમ્પલ રતલ અડધો રૂ. ૨—૮—૦

**અમૃતસંજીવન**—ક્ષય, ખાંસી, શ્વાસ, હૃદયરોગ, રક્તપિતાદિ મહાન્ દરદોને આરામ આપી મગજ તર કરી શક્તિ બક્ષનાર, વિદ્યાર્થીઓને પરમહિતકારી રોગી વા નિરોગી બન્નેને વાપરવાલાયક સવા રતલનો ડબો રૂ. ૨—૦—૦

**કફકુંજરશીરપ**—કફનો કટ્ટો દુશ્મન છે. ગમે તે જાતની ઉધરસ, ક્ષય, જીર્ણજ્વર તથા ફેફસાના સોજાને તાકીદે આરામ આપે છે. શીશી બારઆના.

**આર્યઅમૃતરસ**—તલ્લી (બરોળ) યકૃત (લીવર) જલોદર, કઠોદર, આંતરડાના સોજા અને આખા શરીરપર આવેલા સોજાને તાકીદે આરામ આપવા માટે સર્વોપરી ઇલાજ શીશી રૂ. ૧—૦—૦.

**રાજેન્દ્રરસ**—ખાસ સુતીકા રોગ (સુવાવડ)ના રોગથી પીડાતી સ્ત્રીઓની સર્વોપરી દવા. તેઓના ગમે તેવા રોગોને તાકીદે આરામ આપે છે. શીશી રૂ. ૧—૦—૦

**બાલામૃતરસ**—ખાસ નાદુરસ્ત બચ્ચાંઓને માટે નાની મોટી ઉધરસ, પેટનું ફુલવું, જીર્ણજ્વર, લોહીનું ફીકાપણું વીગેરે અપ્રમીત રોગોને આરામ આપી ચહેરો ફુલ ગુલાબી બનાવનાર શીશી રૂ. ૦—૮—૦

તા. ક.—વિશેષ માહિતી માટે કેટલોગ મંગાવો. પત્રવહેવાર માલીકના નામથી કરવો.

**'સ્વદેશી ઔષધોનો સ્ટોર' ત્રણ દરવાજા, અમદાવાદ અને કાલબાદેવી રોડ, મુંબઇ.**

**માલીક રસવૈદ્ય રૂગનાથ હરીભાઈ.**

# જમાનો બદલાયો છે.

જેઓ હમેશાં છાપાંઓ વાંચે છે તેઓ નકલીઆંઓની જાહેરખબર વાંચીને તુરત કહે છે કે એતો નકલીઓ છે એટલે કે હાલનો જમાનો કેળવણીનો છે અને એથી અસલ કોણુ અને નકલ કોણુ તેની પરીક્ષા કેળવાયલા ગ્રહસ્થો તુરત કરી શકે છે. અમારી જગજાહેર શક્તિની દવા **બાદશાહી યાકુતી અનંગ વીલાસ**નો દિવસે દિવસે વધારે ફેલાવો થતો જાય છે અને દરવરસે હજારો રૂપીયાની આ રાજવંશી દવા ખપે છે. નકલીઆઓ ધુળ અને કચરાપટી જેવી હલકી દવાઓની આગળ તથા પાછળ યાકુતી એવું પુંછડું લગાડીને જાહેરખબર આપે છે અને એથીજ જાહેર પ્રજાને ઘણીવાર અમે ચેતવણી આપેલ છે અને હાલ પણ ચેતવણી આપવાની જરૂર છે કે **બાદશાહી યાકુતી અનંગ વીલાસ** સરકારમાં રજીસ્ટર થયેલી છે અને તેનો સરકારી રજીસ્ટર નં. ૨૩૧ છે. નકલીઆઓની બનાવટી યાકુતી ખાવાથી શરીરને નુકશાન છે અને એથીજ ખાસ ધ્યાનમાં રાખવું કે **બાદશાહી યાકુતી અનંગ વીલાસ** તથા અમારાં જીવનોદય ઔષધાલયમાં બનતી તમામ દવાઓ રાજકોટનાં અમારાં ઔષધાલયમાંજ મલે છે. અમારી કોઈ પણ દવા કોઇને વેચવા આપેલ નથી તેમ અમારો કોઇ એજન્ટ નથી.

## બાદશાહી યાકુતી અનંગ વિલાસ.

( આ દવાનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે. )

આ દવા શક્તિની દવાનો રાજા છે. રાજા રજવાડા તથા પૈસાદાર લોકો આ રાજવંશી દવા બહુજ પસંદ કરે છે. આ દવા ઉમદા દેશી વનસ્પતિની બનાવટ છે. તાકાત માટે ઉચામાં ઉચી દેશી દવા જોઇએ તો બાદશાહી યાકુતી અનંગ વિલાસ છે. આ દવા વાપરવામાં કોઈ જાતની પરેજીની જરૂર નથી. ૪૭ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

## બાદશાહી ચુનાની લેપ.

( આ દવાનો સરકારી રજીસ્ટર નંબર ૧૯૫ છે. )

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે અને તે શરીરની નસોને પુરતી તાકાત આપે છે. નબળી પડી ગયેલ નસોને પુરતું જોર આપી ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીયા આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાક્ટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીઆવાડ.

'ગુજરાતી પંચ'ની સને ૧૯૧૨ ની પ્હેલી ભેટ.

# શ્વેતભાનુ.


લખનાર,

માધુભાઇ બાબારાવ દિવટીઆ,

અમદાવાદ.



પ્રકાશક,

સોમાલાલ મંગળદાસ શાહ,

'ગુજરાતી પંચ'ના અધિપતિ.

અમદાવાદ.





અમદાવાદ

ધી 'ગુજરાત' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

પ્રત ૫૦૦૦. સને ૧૯૧૨.

કીંમત રૂ. ૧-૮-૦.

# અર્પણ પત્રિકા.

વ્હાલાં વડીલો,

કનિષ્ઠ ભાંડુનું ઉત્તરોત્તર શ્રેય ને પ્રેય શું છે તે જાણવા કાળજી રાખી, અનેક સ્વાર્થના ભોગો આપી ત્હમે ઉપકાર કર્યો છે ને કર્યે જાવ છો માટે કર્ત્તવ્ય બુદ્ધિથી પ્રેરાઈ આ પુસ્તક ત્હમને અર્પણ કરૂં છું.

ત્હમારો કનિષ્ઠ ભાંડુ,

**માધુભાઇ બાબારાવ.**



# પ્રસ્તાવના.



જનમંડળ સમક્ષ આજથી બે વર્ષ ઉપર એક નવલકથા મૂકી હતી. તે નવલકથાને સહૃદય વર્ગે સારો આવકાર આપ્યો તેથી ઉત્તેજન પામી, આ બીજી નવલકથા લખવા હિમ્મત કરી છે. પ્હેલી નવલકથાને ગુજરાતીપંચ પત્રના અધિપતિએ ભેટ તરીકે છાપી બ્હાર પાડી હતી, ને આપણુ તેજ સુજ્ઞ અધિપતિ તરફથી ભેટ તરીકે બ્હાર પાડવામાં આવી છે, તેથી ત્હેમનો અહીં ઉપકાર માનવામાં આવે છે. જો કે કેટલીક અગવડોને લીધે પુસ્તકમાં ભૂલ્યો રહી ગયેલી છે છતાં સજ્જનો ગુણગ્રાહી છે એટલે વિશેષ કહેવાની જરૂર નથી.

જગત્‌ની ઉત્પત્તિની સાથેજ દેવ ને દાનવોનાં યુદ્ધ થતાં આવ્યાં છે ને જગત્ આગળ વધ્યું છે ને હજી પણ વધે જાય છે, છતાં તે યુદ્ધો તો અનેકરૂપે ચાલ્યાંજ જાય છે. યુદ્ધો ભલે થાય પણ ઈશ્વરી નિયમ પ્રમાણે અંતે જયતો દેવોનો, એટલે સત્યનોજ થાય છે. હાવા યુદ્ધનું કાંઇક ચિત્ર ચિતરવાનો આ એક પ્રયત્ન માત્ર છે.

માધુભાઇ બાબારાવ.



ॐ

# શ્વેતભાનુ.

## પ્રકરણ ૧ લું.

### એક શરત.



**રા**ત્રિના બારેક વાગ્યાનો સુમાર છે. શાન્તિપુર ગામના એક ઘરમાં ચાર માણસો અત્યારે બેઠા છે ને અંદર અંદર વાતો કરે છે. ઘર ભાડાનું છે કારણ તે એક મંડળીને મળવાનું સ્થાન છે. આ મકાનમાં ભાગ્યેજ દસથી વધારે માણસોની સંખ્યા એકઠી થતી. આ ચાર પુરુષોમાંના ત્રણ ગુચપુચ ગુચપુચ અંદર અંદર વાતો કરતા હતા. શાન્તિપુર એ એક મ્હોટા રાજ્યની રાજ્યધાનીનું શેહેર છે ને ત્હાં કોઈ મ્હોટા અધિકારીની નીમણુંક પ્રજાનો મત જ્હેની તરફ થાય ત્હેની થતી હતી. કારણ રાજા પોતે એક ચુંટી કહાડેલી ખાસ મંડળીની સાહાય્યથીજ રાજ્ય ચલાવતો હતો. હાલમાં ત્હાં દીવાન બદલાવવાનો હતો તે સંબંધી આ ત્રણ પુરુષો વાતો કરતા હતા. ચોથો પુરુષ જે હતો તે આ ત્રણથી ઘણો સ્વરૂપવાન ને ભવ્ય હતો પણ તેતો શૂન્યમુન્ય બેશીજ રહ્યો હતો.

આ ચારે જણા યુવાન હતા. ત્હેમનામાંના સહુથી મ્હોટા પુરુષની ઉમ્મર પચીસ છવીસથી વધારે નહોતી અને સહુથી ન્હાનાનું વય માત્ર બાવીસજ હતું. ચારે જણા શેહેરીજ હતા ને ઘરના સુખી, સદ્ગૃહસ્થ હતા. ત્હેમનામાંનો એક બોલ્યો કે દીવાન બદલાય છે તે રાજીનામું આપે છે કે હેનો સમય પુરો થયો છે માટે ? બીજાએ કહ્યું, રાજીનામું આપે એતો સંભવતું નથી.

**પ્હેલો**—પણ હું ધારૂં છું કે લોકમત વિરુદ્ધ કોઈ કૃત્ય દીવાને કરેલું છે તેથીજ તે જગ્યા ઉપરથી ખસે છે.

**બીજો**—તેતો હેણે કર્યોજ છેસ્તો.

હાલમાં ત્હેહાં દીવાને દરેક કોઈ વસ્તુ ઉપર કર નાંખ્યો હતો ને તેની વિરુદ્ધ કેટલોક લોકમત થયો હતો. આ સંબંધી તે વાતો કરે જતા હતા અને તે વાતમાં હેમને રસ ઘણો પડતો હતો કારણ તેમાં-ના બે જણ રાજ્યની કેટલીક મ્હોટી જગ્યા માટે ઉમેદવાર હતા. પરંતુ પેલો ભવ્ય જણાતો પુરુષ ત્હેમની વાતોમાં ભાગ લેતો ન્હોતો. તે બધું સાંભળતો તો હતો પણ હેનું ચિત્ત કાંઈ બીજેજ ભટકતું હતું. હેના મનમાં શા વિચાર ઘોળાતા હશે તે કોઈથી જાણી શકાય તેમ નહોતું. હેની આંખ્યો ફાટેલી હતી ને ચ્હેરો ફીક્કો થયેલો હતો.

દરમ્યાન જાણે ઉંઘમાંથી ઉઠયો હોય તેમ આળસ મરડી જાગૃત થયો ને મંડળીના નોકરને બુમ પાડી બોલાવ્યો, નોકર આંખ્યો ચોળતો ચોળતો હેની પાસે આવ્યો એટલે હેણે કહ્યું, " કોકેઈન લાવો પાન સાથે લાવ."

**નોકર**—લાવ્યો સાહેબ.

નોકર એ ખંડમાંથી ગયો એટલે પેલા ત્રણ જણાએ એક બીજા તરફ અર્થસુચકતાથી જોયું ને ત્હેમાંનો એક જણ નીચે સ્વરે બોલ્યો—" આજ રાત્રે કેટલી વખતનું આ ?"

**બીજો**—પ્રભુ જાણે. પાછો લતે ચઢયો છે,

**પહેલો**—જો હેણે લીધું છે તેથી પા ભાગનું હું લઉં તો મ્હારા તો બારજ વાગી જાય.

**બીજો**—હેનું ભવિષ્ય બગાડતો મ્હને તો લાગે છે.

**પહેલો**—પણ તે નિશામાં છે એમ કદી જણાવા દેતો નથી. જ્હારે નીશો કરે છે ત્હારે તો ઉલટો ઝળકી નીકળે છે.

**બીજો**—હા ભાઈ, પણ આમ ક્યાં સુધી શરીરનું બંધારણ ખમે?

નોકર પાન તથા કોકેઈન લાવ્યો એટલે પાન બનાવી એક મ્હોટી ચપટી ભરી માંહી નાંખી, પાન ચાવતો ચાવતો લ્હેરમાં ગાદી તકીએ અઠંગીને બેઠો ને આંખ્યો અમસ્તી મીંચી દીધી.

**પહેલો**—હું ધારું છું હવે તો એ ઘોર નિદ્રામાં પડશે.

**બીજો**—શું એ ઉંઘી જશે ? ના, ના, એ ઉંઘેજ નહીં.

**પહેલો**—આતો ખોટું, આપણે હેને ના રોકી શકીયે ? આટલો ભણ્યો ને નીકો હોય !

**બીજો**—કહી જુવો, હું તો નહીં કહું.

**પહેલો**—અરે પણ આમ તો જીંદગી ખોશે. હાવો બુદ્ધિમાન છે ને આ શું ? તમને યાદ નથી તે દીવસે ભાષણ કરતાં બધાંને સ્તબ્ધ કરી દીધા હતા.

**બીજો**—વળી એતે કોને યાદ નથી. કાઉન્સીલના સભાસદ થવાને તો એ ઉમેદવાર તરીકે બ્હાર પડેલો છે ને હેને ને પેલા શશિકાંત ને રસાકસી ચાલે છે ને દરેક જણે એનેજ લાયક ગણ્યોછે અને વળી આજકાલ્ય તો શ્વેતભાનુનુંજ નામ લોકને મ્હોડે ચઢયું છે.

**પહેલો**—પરંતુ લોક હજી હેની આ ટેવ જાણતા નથી. જો જાણતો એકદમ હેના વિરુદ્ધજ મત આપે. વળી બીજી વાતપણ મ્હેં તો સાંભળી છે કે મહિલાના બાપે વિવાહ મહિલાનો હેની સાથેથી એટલા સારજ તોડયોછે.

**પહેલો**—એટલુંજ નહીં પણ મહિલાની વૃત્તિ ધર્મ તરફ વધારે છે ને શ્વેતભાનુ તો નાસ્તિક છે. વળી હેના લગ્ન સંબંધી વિચારોપણ વિચિત્ર છે. મહિલાનું લગ્ન શ્વેતભાનુ સાથે તે કદી થાય !

આ વાતો તે ઘણે નીચે સ્વરેજ કરતા હતા ને શ્વેતભાનુ નિશામાં છે એમ ધારીનેજ કરતા હતા. પણ જ્હારે શ્વેતભાનુ ધીમે રહીને ઉઠયો, પાણી લેઈ કોગળો કરી થોડું પીને એમની પાસે ગયો એટલે તો તે વિસ્મય પામ્યા. તેમની પાસે જઈ એકી ટશે ત્રણે તરફ વારાફરતી જોઈ રહ્યો. દરેક જણે એની તરફ જોયું ને એ શું કહેવા માગે છે તેની અચંબાથી રાહ જોઈ રહ્યા.

**શ્વેતભાનુ**—મ્હને અત્યાર સુધી શક હતો કે હું સ્ત્રીઓના ટોળામાં બેઠો છું કે મુર્ખાં નવરા પરવારતા ગપ્પીઓના ટોળામાં બેઠો છું.

**મહેશ**—કેમ ભાઈ એટલું બધું ?

**શ્વેતભાનુ**—કારણ પ્હેલાં તો મ્હેં ગુહ્યદ્વારી વાતો સાંભળીને પછીયા જેમ ચાર ચોટલા મળે ને જેવી જુઠી વાતો કરીને ઓટલા વાળે તેવી વાત સાંભળી. પણ જ્હારે આંખ્ય ઉઘાડીને જોયું ત્હારે તો મંડળીના મકાનમાં બેઠેલો છું એમ જણાયું. હું ભુલતો તો નથી ને ? મ્હારા સમજવા પ્રમાણે સ્ત્રીઓ અહીં તો આવી શકતી નથી. વળી મ્હારા ઉદ્ધાર માટે જે રસ્તો તમે શોધ્યો તે પણ સ્ત્રીને લાયકજ હતો.

આમ બોલવાથી પેલા ત્રણ જણ જરા અસ્વસ્થ થયા ને શરમાઈ ગયા. જ્હારે તે બોલતો હતો ત્હારે શુદ્ધ ઉચ્ચાર કરતો બીલકુલ સચવતું

બોલતો નહોતો, અને આંખ્યની કીકી જરા મ્હોટી થયેલી હતી તે શિવાય નીશાની કાંઇપણ નીશાની જણાતી નહોતી.

શ્વેતભાનુ—અલ્યા મહેશ ! ત્હારો બાપ તો યજમાન વૃત્તિ કરે છે ને નહિં વારૂ ? ને રમેશ ત્હારામાં તો સ્ત્રીનાજ ગુણ આવેલા છે ને!

આ શબ્દોથી રમેશ ક્રોધાયમાન થયો ને શ્વેતભાનુ તરફ તીક્ષ્ણ નજરથી જોઈ રહ્યો.

શ્વેતભાનુ—ખબરદાર, શું તું ઘેર સ્ત્રીઓને મદદ નથી કરતો ? ન્હાનાં છોકરાંને તો હીંચકા નાંખે છે. માટે સ્ત્રીઓમાં રહીનેજ ત્હેં મહિલાની વાત સંભળેલી લાગે છે.

રમેશ—હા, હા, સ્ત્રીઓ વાત કરતી હતી, શું કહેવું છે ત્હારે ?

શ્વેતભાનુ—એજ કે વાત ઉત્પન્નજ ત્હાંથી થઈ છે.

રમેશ—શા ઉપરથી એમ કહે છે ?

શ્વેતભાનુ—કારણ હેવી નજીવી ને ખોટી વાતો ધર્મનો ઢોંગ કરતી સ્ત્રીઓમાંજ થાય છે. વળી ત્હારા ઘરમાંથીજ આ વાત ઉદ્ભવી છે તે હું ચોક્કસપણે જાણું છું.

ત્રણે જણા વધારે આથી અસ્વસ્થ થયા. ત્હેમને ખબર નહોતી કે શ્વેતભાનુના કાન હાવા શરવા હશે ને ત્હેણે શબ્દેશબ્દ સાંભળ્યો હશે.

શ્વેતભાનુ દરગાગીમાં બોલ્યો કે “ મ્હારી વાત બહુ દીલગીરી ભરેલી છે. હું મ્હારૂં ભવિષ્ય બગાડું છું; મ્હારા શરીરનો બાંધો તોડી નાંખું છું અને જેને માટે હું ઉમેદવારી કરૂં છું તેમાં નિરાશ થઈશ. પણ જોઈશું શું થાય છે તે. ખરે આજે મ્હેં કેટલી વખત કોકીન લીધું ! તમને જો પ્રભુની પ્રાર્થના કરવાનું મન થતું હોય તો ચાલો એ ચાર શબ્દોથી આપણે પ્રભુની ખુશામત કરી લેઈએ. અથવા તમે તેમ કરો હું સાંભળું છું.

મહેશ—શ્વેતભાનુ ! હમે કાંઈ ખોટું કહ્યું નથી, અને તને ખોટું લાગે એવું પણ બોલ્યા નથી. હમે તો માત્ર જે ત્હને સારી રીતે ઓળખે છે ને ચ્હાય છે તે લોકો શું કહે છે તેજ વાત કરી હતી. લોકની જાણ બ્હાર તું ત્હારી કુટેવ વખતે થોડીવાર છુપાવી શકે પણ વધારે વખત તેમ ના રહે. હેવી વાત તો બ્હાર ફુટયા વિના રહેજ નહીં.

શ્વેતભાનુ—જ્ય્હારે ખાસ કરીને ત્હમારા જેવા મિત્રો હોય ત્ય્હારે તો નાજ રહે.

મહેશ—શ્વેતભાનુ ! તું વ્યાજબી નથી બોલતો. હમારામાંનો એક

પણ સ્વપ્ને જે વાત અહીં થાય છે તે બ્હાર કદી કહેતોજ નથી. પરંતુ કાંઇ જગતમાં ફરતાં હમે હમારા કાનને આંખ્યો ઢાંકી શકીયે? અત્યારે ત્હેં ઉપરા ઉપરી કેટલી વખત કોફીન ખાધું કહે જોઇયે?

શ્વેતભાનુ—એટલે ? તેમાં શું ?

મહેશ—તેમાં શું ?

શ્વેતભાનુ—હા. હેમાં શું ? જેટલું ભાન તહમને અત્યારે છે તેટલુંજ મ્હને છે. લાવો જુવો કોનો હાથ સ્થિર રહે છે. તહમારો કે મ્હારો. હું કહું છું કે જગત્‌માં હેવી એકે કેફી ચીજ નથી કે જે મ્હને અસર કરે.

મહેશ—બહુ બકવા ના કર્ય. નિશો એ નિશોજ છે અને આમ જો ચલાવ્યાજ કરીશ તો નાહક માર્યો જઇશ.

શ્વેતભાનુ—કેટલો નિશો કરવો તે મ્હને ખબર છે. જ્હાં સુધી મ્હારૂં મગજ ને પગ સાબુત છે ત્હાં સુધી હું બરાબરજ છું.

મહેશ—ગમે તેમ હોય; પણ તેથી કાંઇ લોકો વાત કરતા નહીં અટકે ને મહિલા વિશેની વાતમાં કાંઇક સત્ય તો છેજ.

શ્વેતભાનુ—કેટલું ?

મહેશ—તે તો તું જાણે છે.

શ્વેતભાનુ—હા હું જાણુંછું; અને તહમે મ્હારા મિત્રો મ્હારા ઉદ્ધાર માટે આટલા બધા તલપાપડ થાઓછો માટે તહમને હું કહુંછું કે મહિલાને માટે મ્હારા વિશે કદી વાત થઇજ નથી. મ્હને કે હેના બાપને કદી એ વિચારજ આવ્યો નથી.

મહેશ—ત્યારે ત્હેં મહિલાને ત્યાં હમણાં હમણાં જવું કેમ છોડી દીધું છે ?

શ્વેતભાનુ—ખુબ હસ્યો ને બોલ્યો કે—જ્યાં સુધી હેનો બાપ મ્હને બોલાવતો હતો ત્હાં સુધી હું જતો. હવે નથી બોલાવતો એટલે નથી જતો. અને શા માટે નથી બોલાવતો તે કહું કે વળી? એક દિવસ મ્હને કોણ જાણે શુંએ થયું કે મ્હેં હેના ધર્મ સંબંધી વાત કાઢીને જે બોલાયું તે બોલી ગયો. હવે સમજ્યા ? પણ મ્હારે સારૂં મહિલાની વાતજ થઇ નથી ને હું કહુંછું કે જો થઇ હોત તો જરૂર જરૂર એ-મ્હને મહિલા દેત ને મહિલા પણ કબુલ કરત.

મહેશ—પોતાની બડાશ મારવી એ કાંઇ મ્હોટી વાત નથી.

શ્વેતભાનુ—એમ નહીં. મ્હારી બડાશની વાત નહીં પણ એમ કહે કે છોકરીઓના માબાપની ને છોકરીઓની અકલની ખુબીની વાત છે.

મ્હેશ—વળી હેમાં અક્કલને શું લેવા દેવા છે?

શ્વેતભાનુ—એટલીજ કે ઘરમાં ને દરેક ઠેકાણે સ્ત્રીઓનું ચલણ હોય છે ને તેમને નીતિ વિશે વિચાર કરવાની ટેવજ નથી હોતી. સ્ત્રીઓ તો હેવોજ વર શોધવા માંગે છે કે જ્હેની બધે વાહ વાહ બોલાતી હોય બસ. લોક જ્હેને શાબાશી આપતા હોય. વર્તમાન પત્રોમાં જ્હેના વિશે મ્હોટી મ્હોટી બડાશો આવતી હોય તેનેજ શોધે છે. આટલું હોય ને પાસે પૈસો હોય કાંઇક, પછી સ્ત્રીઓને બીજી તમાજ નથી.

મ્હેશ—એમ કહેવાનું કાંઇ કારણ?

શ્વેતભાનુ—કારણ હું જાણું છું.

મ્હેશ—તું શાથી જાણે છે?

શ્વેતભાનુ—જો મ્હને પચીસ છવીસ વર્ષ થયાં છે ને આજ દસ વર્ષથી હું બધું બરાબર જોતો આવ્યો છું. એજ કારણ. તું મ્હારા લગ્નના તથા ધાર્મિક વિચાર વિશે કહીશ, પણ ભણેલામાં ભણેલી ને હુંશીઆરમાંની હુંશીઆર સ્ત્રી જો એમ જાણે ને સમજે કે અમુક માણસ, પોતે જેવી ઇચ્છે છે તેવી પદ્વી તેને આપી શકશે તો પછી બીજી પરવા વિના તે ત્હેને જરૂર પરણશે. અરે મિત્રો? ત્હમે મ્હારી ફીકર ચિંતા ના કરશો. ત્હમને મ્હારી અક્કલને હુંશીઆરીમાં વિશ્વાસ છે એટલે બસ છે.

મ્હેશ—તું સ્ત્રીઓ ઉપર મ્હોટો આક્ષેપ મુકે છે.

શ્વેતભાનુ—મ્હારૂં કહેવું ખરૂં છે કે ખોટું તે સાબિત કરવા હું તૈયાર છું.

મ્હેશ—તું શું કહે છે?

શ્વેતભાનુ—ગુજરાતી નથી સમજતો?

બણેજણા શ્વેતભાનુના શબ્દોથી ઝંખવાણા પડ્યા પણ ક્રોધ ઘણો વ્યાપ્યો. ત્હેમને એટલું તો ખોટું લાગ્યું કે જે માણસને તે નિશામાં છે એમ સમજતા હતા તે ત્રણેને મ્હાત કરે ને તે પણ ઠેઠ પેટે.

રમેશ—ત્હારાથી જે થઇ શકે નહીં તે વિશે નકામી બડાશ રહેવા દે.

શ્વેતભાનુ—અરે મ્હારા નમુનેદાર મિત્રો? હું કહું તે સાંભળો. જુવો એક ફેરી હું બોલ્યોછું તે સાબિત કરવા તૈયારછું અને બેને માટે

હું પણ તૈયારછું. ત્હમે જાણોછો કે લગ્ન ના કરવા મ્હેં સોગન લીધા છે છતાં ત્હમારી ખાતર માત્ર મ્હારૂં કહેવું ખરૂં છે એ સાબિત કરવા માટે હું મ્હારો એ વિચાર દૂર મુકવા તૈયાર છું. માટે ઘણીજ ધાર્મિક વૃત્તિવાળી ને નીતિમાન, બુદ્ધિશાળી, ડાહી ને વિવેકી, વ્યવહાર કુશળ હોય હેવી સ્ત્રી, કન્યાનું નામ લ્યો ને હું મ્હારા શબ્દોને સાબિત કરવાં તૈયાર છું. ડંકો વગાડીને કહુંછું કે હું તયાર છું. હેની સાથે હું લગ્ન કરીશ. અરે એ મ્હારી સાથે લગ્ન કરવા ખુશી દેખાડશે.

રમેશ—હેવી સ્ત્રી ત્હને પસંદ કરે તો પરણીશને?

શ્વેતભાનુ—એજ મ્હારૂં કહેવું છે. જેવી પત્ની તેઓ ઇચ્છે છે તેવી તેમને આપનાર કોઇ મળે તો પછી ધર્મ વિશે શા વિચાર છે કે નીતિ કેવી છે કે શું છે ને શું નહીં તેનો ભાગ્યેજ વિચાર તેમને આવે છે. માટે હેવી એક મ્હને બતાવો ને હું જો કે ત્હમે તો શરત નહીં બકો પણ હું શરત સાથે કહુંછું કે તે મ્હારી સાથે લગ્ન કરવા તૈયાર થશે. ચાલો જો હું એકહજાર રૂપીઆ શરત મારૂં છું. મારે અનાથ આશ્રમમાં આપવા.

રમેશ—બધી નકામી વાત કરે છે.

શ્વેતભાનુ—જોઇ જુવો. નામ દ્યો. બ્હીઓછો કેમ? સ્ત્રીઓ વિશેનો ત્હમારો ઉંચો અભિપ્રાય આટલામાંજ છોડી દેશો? હું તો હજી કહુંછું કે સ્ત્રીઓ સ્વાર્થી ને દંભી છે ને એમને જો કોઇ માન ને પદ્વી અપાવી શકતો હોય તો તે તેની સાથે પરણે. તમે અચકાઓછો શા માટે? જોખમ હું વ્હોરૂંછું. જો તે સ્ત્રી મ્હને ના કબુલ કરશે તો તમારા કહેવા મુજબ નાસ્તિક, મગરૂબ, ને ફેંકી તો છું તો તેમાં પડયા ઉપર પાટુ થશે તમારે શું છે? માત્ર તમે તો એક નામ દ્યો.

ઈન્દુ—"સુવાસિની"

રમેશ ને મહેશ આ નામ સાંભળી ચમકયા ને શ્વેતભાનુ પણ થોડીવાર ચુપ થઇ ગયો. બધાની તરફ શકથી ત્હેણે જોયું ને પછી એકદમ અટ્ટહાસ્ય કર્યું.

શ્વેતભાનુ—ઇન્દુ? નામ તો ત્હેં ખરૂં દીધું છે. મ્હને પણ અંદેશો રહે છે. સુવાસિની ને પરણવા શાન્તિપુરમાં ઘણાજણ ઝંખે છે. આપણી શરતને માટે બધી રીત્યે તેજ લાયક છે ને તું રમેશ ને મહેશ તમને બન્નેને ત્હેણે પરણવાની ના પાડી છે. મ્હેં સાંભળ્યું છે કે રમેશને તો તે એક ઢોંગી સમજે છે ને મહેશને તો ઉજળું ભવિષ્ય નથી માટે.

આ શબ્દોથી રમેશ ને મહેશ બન્નેને ખોટું લાગ્યું. પણ વાત સાચી હતી. બન્નેને પરણવાની સુવાસિનીએ ના કહી હતી ને વળી બીજા ઘણાનાં માગાં પાછાં ઠેલ્યાં હતાં.

સુવાસિની ઘણી ખુબસુરત હતી. પૈસાદાર પિતાની પુત્રી હતી ને નાતજાત તથા ગામમાં પ્રખ્યાત હતી. તે સ્વતંત્ર સ્વભાવની, ભણેલી, કેળવાએલી હતી, ને ત્હેના બાપને એકની એકજ હતી. ત્હેનું સાહિત્યનું જ્ઞાન પણ સારૂં હતું; ને તે બધું છતાં તે ધાર્મિક હતી ને સમજશક્તિવાળી હતી. તે ન્હાની હતી ત્હારે ત્હેની મા મરી ગઇ હતી તેથી ત્હેના બાપનો તેના ઉપર બહુજ પ્રેમ હતો. ત્હેનો બાપ એક ધનાઢ્ય વ્યાપારી હતો. આ વખતે સુવાસિનીની ઉમ્મર અરાઢ વર્ષની હતી. તે એક નમુનેદાર સ્ત્રી હતી અને ત્હેના વિચારો ને અભિપ્રાયો ઘણાજ ઉંચા હતા. જનાર્દન ગામમાં મ્હોટો સંભાવિત ગૃહસ્થ ગણાતો હતો ને ધનવાન હતો. જનાર્દન આમ માનમર્તબાવાળો હતો ખરો પરંતુ રાજ્યદ્વારમાં તે ગણત્રીમાં ન્હોતો માત્ર વ્યાપારી મંડળમાં ઉચ્ચસ્થાન ભોગવતો. તે સાદો હતો.

ઇન્દુ—કેમ શ્વેતભાનુ ? એ ત્હારે કબુલ છે ?

શ્વેતભાનુ—આ મ્હારા રમેશ ને મહેશ ભાઇની શી ઇચ્છા છે? મ્હારે તો કાંઇજ વાંધો નથી.

---

# પ્રકરણ ૨ જું.

---

## શરત કબુલ.

---



એક ક્ષણભર બધા શાન્ત રહ્યા. એક તરફથી શ્વેતભાનુના બોલોથી ત્રણે જણને હેના તરફ ઘણો અણગમો ઉત્પન્ન થયો પણ મ્હાત તો થઇજ ગયા હતા ને વિસ્મય પામ્યા કે આ તે કેવો માણસ છે. તેઓ બધા કાંઇ છેક હેવા ખરાબ નહોતા. ત્હેમના વિચારો, ત્હેમનાં લક્ષ્ય બિન્દુઓ જો કે ઉચ્ચ નહોતાં પરંતુ જગતની સાધારણ રૂઢી દેવીના પૂજકોમાં તે ઉછરેલા હતા. આ ત્રણેને શ્વેતભાનુ તરફ, આમ ઠંડે પેટે પોતાના શબ્દોની સત્યતા સાબિત કરવાખાતરજ

ગમે તેની સાથે લગ્ન કરવા તૈયાર થએલો જોઈને, તિરસ્કાર તો થયો છતાં પણ હેની આ સરત કબુલ કરવા તૈયાર થયા. શ્વેતભાનુની હાવી દ્દઢ માન્યતાથી કાંઇક ખેંચાયા તો ખરાજ, હેના વિચાર સત્ય તો લાગ્યાજ નહીં. રમેશને મહેશને તો સત્ય નાજ લાગ્યું કારણ સુવાસિનીએ ત્હેમને બન્નેને સ્વીકાર્યા નહોતા. ત્ય્હારે શું શ્વેતભાનુ ત્હેમનાથી બુદ્ધિવાન ગણાતો હતો ત્હેને તે સ્વીકારશે ? આ વિચાર હેમને આવ્યો. વળી રમેશને મહેશ ને સુવાસિની ઉપર અદેખાઈ આવી હતી ને બ્હાર જણાવતા તો નહોતા પણ જો હાવા એક પુરુષ સાથે હેના લગ્ન થાય તો હેમનું વેર વળે એ ઉદ્દેશને લેઈને પણ આ શરત કબુલ કરવાને એ લલચાયા. સુવાસિની જગતમાં હલકી પડે હેવો વિચાર બન્નેને ત્હેમના નબળા સ્વભાવને લઈને આવ્યો.

શ્વેતભાનુ–કહો નમુનેદાર મિત્રો ? શો વિચાર છે ? હા, વખત છે ને સુવાસિની મ્હને સુધારી પણ શકે. મ્હેં તો હજી માત્ર હેને એકાદ ફેરીજ જોઈ છે. તહમે મ્હારા ઉદ્ધાર સારૂં ખરા દીલથી પ્રયત્ન કરો છો તો હવે આ લાગ છે ને તહમારા વિચારોની સત્યતા પણ સાબિત થશે કે સ્ત્રીઓ સ્વાભાવિક રીત્યેજ ઉમદા છે. આટલું બોલીને પાછું બે ચાર ચેઇન કોકેઈન પાનમાં ચાવી ગયો.

મહેશ—મ્હારે કબુલ છે.

શ્વેતભાનુ—રમેશ ? ત્હારે કબુલ છે ?

રમેશ—સુવાસિની ત્હારા સ્હામું પણ નહીં જુવે.

શ્વેતભાનુ—ત્ય્હારે તું કબુલ કરે છે ? જો આપણી શરત આ છે કે હું હારૂં તો એક હજાર રૂપીઆ અનાથઆશ્રમમાં મ્હારે આપવા ને તહમો હારો તો તહમારે આપવા. કેમ કબુલ છે ? બોલ્ય.

રમેશ—સુવાસિની ને ત્હારી રીત્યભાત્ય ખબર નહીં હોય તો તે થોડા વખતમાં ખબર પડશેજ ને પછી ત્હારી ઉમેદ બર આવશે.

શ્વેતભાનુ—એ વાતની તું ફીકર ના કરીશ. ત્હારે કબુલ છે કે નહીં એજ કહેને.

રમેશ—મ્હારે કબુલ છે.

શ્વેતભાનુ—બહુ સારૂ. ઇન્દુએ તો માત્ર સ્ત્રી ખોળી આપી છે તો હવે ગ્રહસ્થો હું તહમારો ઉપકાર માનું છું. આજ લગી જીંદગીમાં મ્હને કાંઈ મોહ કે રસ નહોતો થયો પણ તહમે ખરે મ્હારા હિતેચ્છુ નિવડ્યા છો. લાવો એ વાત ઉપર થોડું કોકેઈન ખાઈ લઈએ.

રમેશ—મ્હને આ પસંદ નથી.

શ્વેતભાનુ—શું ફીકર્ઈન ?

રમેશ—ના. એ કામજ મ્હને ઠીક લાગતું નથી. આપણે કાંઈ સારૂં કરતા નથી.

શ્વેતભાનુ—વાહ ! મ્હને તો આ વાત એક નવું જીવન આપે છે. મ્હારા નૈતિક વિચારો ઉચ્ચગામિ થતા જાય છે. હવે તો જાણે મ્હને એમ લાગે છે કે હું એક મ્હોટો સાધુ થઈ જઈશ.

ઈન્દુ—હવે તો મિત્રો જે બોલ્યા છીયે તે સાબીત કરી આપવુંજ જોઇએ.

શ્વેતભાનુ—એ વાત ખરી. પણ એક વાત સાંભળો. બાજી માંડી છે તે બરાબર રમજો. દગો ફટકો કરવો નહીં. આ વાત કોઇએ બ્હાર કરવી નહીં કે આપણે શરત મારી છે. કેમ ખરૂં કે નહીં ?

ઇન્દુ—બ્યાજબી છે.

રમેશ—પણ શ્વેતભાનુ ? જનાર્દનના ઘરમાં તું ત્હારો પગ કેવી રીત્યે કરીશ ? એ તો ત્હને બરાબર ઓળખતો નથી. ને વળી એ તો ઘણી ચોકશી કરીનેજ માણસને ઘરમાં પેસવા દે છે. જો કે મ્હેં શરત કબુલ તો કરી છે પણ હું આ કામમાં બીલકુલ ભાગ લેવાનો નથી.

મહેશ—હું પણ કાંઈ ભાગ લેવાનો નથી. ને હું એમ કહું છું કે મ્હારે તો આ કામમાંથી ખસી જવું છે મ્હારે માથે કાંઈ લેવા દેવા નહીં

શ્વેતભાનુ—હારે તો હજાર રૂપીઆ આપવા તે શિવાય ત્હારે માથે હવે કાંઈ નહીં જા.

ઇન્દુ—હવે કાંઈ ખસવા બસવાની વાત ન બને.

મહેશ—છતાં હું તો આમે નહીં રહું ને તેમે નહીં રહું. જો કે મ્હને તો ખાત્રીજ છે કે હામાં કાંઈ વળવાનું નથી. સુવાસિની ઘણીજ ચંપળ છે તે બધું એકદમ સમજી જશે.

શ્વેતભાનુ—ત્હારે શું કરવા બ્હીઓ છો, પણ મ્હારે કહેવાનું એટલુંજ કે શરતની વાત બ્હાર આવવા ના દેવી.

ઇન્દુ—બ્યાજબીજ વાત છે.

મહેશ—ચાલો. હું તો બીલકુલ નહીં બોલું. પણ મ્હને આ કાર્યમાં ઘણો શક છે. આ સારૂં નથી. પણ ભલે કાંઇ દમ વળવાનો નથી.

શ્વેતભાનુ—વારુ ત્હારે રમેશ ? તું પણ શરત પાળીશને ?

રમેશ—અલબત્ત. હું પણ કાંઈ નહીં બોલું પણ મ્હને આ વાત

ગમતી નથી. તું આ નિશામાં બધું બોલે છે. કાલ્ય સ્હવારે બધું પડતું મુકીશ મ્હને ખાત્રી છે.

શ્વેતભાનુ—હું નિશામાં છું ? એક ધર્મીષ્ઠમાંનો ધમીષ્ઠ જેટલો ભાનમાં હોય તેટલુંજ ભાન મ્હને છે.

રમેશ—એ તો ઠીક પણ તું હેને ઘેર પગ કેવી રીત્યે કરીશ તે તો કહે ?

શ્વેતભાનુ—તે ત્હારૂં કામ નથી. માત્ર ત્હમે ત્હમારી જીભડી સાચવજો હું એકલો બધું કરવા શકિતવાન છું. મ્હારી સ્હામે રૂઢી, ધર્મ, અહંકાર વિગેરે સર્વ છે પણ હું જરા પણ ગભરાતો નથી. મ્હને મ્હારી વાત ઉપર ઘણી શ્રધ્ધા રહે છે કારણ હું સત્ય ઉપર આધાર રાખું છું અને ત્હમે રૂઢી વ્યવહાર ઉપર ઝઝુમો છો.

રમેશ—હું તો ઘેર જાઉં છું. ઉંઘ આવે છે.

મહેશ—હું પણ ઘેર જાઉ છું.

શ્વેતભાનુ—હું તો અહીંજ રહીશ. મ્હારે મ્હારી બાજી ગોઠવવાની છે. વ્યહવારિક અસત્યને ઢોંગને મ્હારે તો જીતવા છે. ઠીક જાવ ગૃહસ્થો ! વ્હેલા ઉઠજો.

નિશાની અસર જણાવવા લાગી હતી. છતાં હજી હેનું મગજ ઠેકાણે હતું. આંખ્યો તયડાઈ હતી પણ શબ્દોચ્ચાર શુધ્ધ થતા હતા. અને જો કોઈ અજાણ્યો ત્હાં આવ્યો હોત તો હેનું કદાવર શરીર ભવ્ય મુખાર્વીદથી અંજાઈ ગયો હોત. કારણ શ્વેતભાનુ સાધારણ દેખાતો માણસ નહોતો. હેનું મ્હો જોતાં કોઈને તે પૂર્ણ શ્રધ્ધાને આશાયુકત લાગતું. હેનામાં દુર્ગુણ હશે એમ કોઈને લાગતું નહીં. આખો શરીરનો બાંધો ઘાટદાર હતો ને બુધ્ધિશાળી જણાતો હતો. અને એક વિચાર હેના મગજમાં આવ્યો તો તે પાર પાડયા વિના રહે નહીં હેવો હતો. પણ હેના મ્હો ઉપરથી એ સુખી હશે એમ કોઈને લાગે નહીં. અને એ તો સત્ય છે કે **જહેનામાં ઇશ્વર ઉપર શ્રદ્ધાને આશા નથી તે કદી સુખી હોતોજ નથી.**

શ્વેતભાનુનામાં વ્યસનનો દુર્ગુણ વંશપરંપરાનો હતો ને હેને કેળવણી ખોટી મળી હતી. હેની મા એને ન્હાનો મુકીને ગુજરી ગઈ હતી. હેનો પિતા હુશીઆર માણસ હતો. પરંતુ હેની જીંદગી સુખી નહોતી, કારણ જે હેની મહાન ઇચ્છા જીવનની હતી તે પરિપૂર્ણ

નહોતી થઈ. જે મનુષ્યો હેનાથી થોડી બુધ્ધિવાળા હતા તે હેનાથી જગત્‌માં ચઢી ગયા હતા, માન પામ્યા હતા, તે ખમી શકતો નહોતો. બાળક શ્વેતભાનુને ત્હેના પિતાની વતણુંકની અસર થઈ હતી. ને સમજણો થયો તે દરમ્યાન તો તે ક્યારનોએ નાસ્તિકવાદી બની ગયો હતો.

શ્વેતભાનુ ભણ્યો તો ખરો. પાઠશાળાની કેળવણી પણ લીધી વિદ્યાર્થી તરીકે હુંશીઆર ગણાયો. વક્તૃત્વશક્તિ અદ્‌ભુત સંપાદન કરી, પરંતુ કુટેવો ઘણી શીખ્યો. જડવાદી થઈ ગયો ને તેવા લોકોમાં અગ્ર ગણ્ય ગણાયો. આ જીવનને બીલકુલ ધિક્કારતો, અને જગત્‌માં પુરૂષ ને સ્ત્રીને તો નજીવાંજ ગણતો. મનુષ્યમાં ઉમદા સ્વભાવ છે તેતો તે માનતોજ નહીં. મનુષ્યને નીચ સ્વભાવનો ને સ્વાર્થી લેખતો. સ્ત્રીઓ પુરૂષો કરતાં હલકી છે એમજ માનતો. આશરે વીશેક વર્ષની વયે એક કન્યા સાથે ત્હેના લગ્ન થવાનાં નક્કી થયાં હતાં પણ તે કન્યાની માએ એક રાજ્યમાં ઉંચી પદ્વીએ હતો તેની સાથે છેવટની વખતે તે કન્યાનાં લગ્ન કર્યાં. આ વખતે ત્હેના વિચારો સુધર્યા હતા, પણ લગ્ન સંબંધી હાવો બનાવ બન્યો એટલે પાછા ત્હેના વિચારો બદલાઈ ગયા; અને જ્યહારે જ્યહારે સ્ત્રીની વાત નીકળતી ત્યહારે ઘણીજ કટુ ને સખ્ત ભાષા વાપરતો. જીવન ત્હેને નિઃરસ લાગવા માંડ્યું. આજ લગી સ્હેજસ્હાજજ કેફ કરતો પણ હવે તો ચુસ્ત હામાયતી કેફનો થયો. જીવન નિઃરસ લાગતું હતું છતાં અભિલાષાઓ ઘણી હતી. પોતાને સારૂ ઉચ્ચ પદ્વીને સત્તા મેળવવા પયત્ન કરતો હતો. પોતાની એક ટોળી પણ કરી હતી અને ફતેહમંદ થવા યત્ન કર્યા કરતો હતો. પરંતુ હેના વિચારો લોકમાન્ય ના થઈ શકયા ને સ્હામાવાળો હેની ધારેલી પદ્વી લેઈ ગયો. અભિમાન ખંડીત થયું એટલે પાછો કેફ વધવા માંડ્યો. હવે હેને મનુષ્યમાં કે ઇશ્વરમાં પણ શ્રધ્ધા રહી નહીં.

પરંતુ એકજ ઇચ્છા હેને જીવનમાં રહી હતી અને તે મ્હોટી અભિલાષાની હતી. કીર્તિ સંપાદન કરવા તેની ઇચ્છા ઘણી હતી. પોતે બુદ્ધિવાન છે એમ તે જાણતો હતો અને તે પાઠશાળામાંથીજ જણાયું હતું. ત્હેના મિત્રો તે જાણતા હતા ને તે દરેક રીત્યે પ્રદર્શીત કરતા હતા. વળી જે વ્યસન ત્હેને લાગ્યું હતું તે લોકમાં ઘણું જાણીતું નહોતું તેથી લોકની નજરમાં નીચો નહોતો પડ્યો. કપડાંલત્તાં સારાં સારાં પ્હેરતો, શુદ્ધ બોલતો ને દીસવાની ટપ પણ આકર્ષક હતી.

હેની નાસ્તિકતા છુપી નહોતી. છતાં દરેક જણને હેના વિશે સારો અભિપ્રાય હતો ને તે એક મહાન પુરુષ થશે એમ ધારતા હતા. નબળા મનના મનુષ્યને તો એ મોહિતજ કરતો અને વ્યવહારિક જુઠા-પણાના તિરસ્કાર સારૂ કેટલાક હેને વખાણતા. નીતિ વિશે હેને ઘણું માન નહોતું છતા એકવચની હતો. લોકમાન્યતાના વલણમાં મળી જવું એ બીલકુલ પસંદ નહોતો કરતો ને દરેક મનુષ્યની કીમત તે આંકતો પણ હેની કીંમત કોઇ આંકી શકતું નહીં. ખરી રીત્યે હેની કીંમત અંકાય તેમ હતુંજ નહીં. કદી પૈસા માટે કે બીજી લાલચો માટે હેણે પોતાનો મત છોડયોજ નહોતો. ખરેખર તે વિચિત્ર વર્તણુંકોનો એક ગોટાળોજ હતો.

હાલના રાજ્ય મામલા વખતે દરેક જણની નજર હેના તરફ હતી અને હેણે પોતાની વક્તૃત્વ શક્તિથી દરેક જણનાં મન ડોલાવી નાંખ્યાં હતાં.

અત્યારે રાત્રી ઘણી ગઇ હતી. રમેશને મહેશ ચાલ્યા ગયા હતા. માત્ર ઇન્દુજ રહ્યા હતો.

ઇન્દુ—શ્વેતભાનુ ? શું તું ખરેખર શરતને અમલમાં લાવવાનો છે ?

શ્વેતભાનુ—પેલા અક્કલના ખાંઓને મ્હારે જરૂર જણાવવુંજ છે.

ઇન્દુ—પણ એ તો લગ્નનો સવાલ છે તેનું કેમ ? તું તો સોગન લેઇ બેઠો છે કે લગ્ન તો કરવુંજ નહીં.

શ્વેતભાનુ—ખરૂં છે; પણ માત્ર મ્હારે એટલુંજ દેખાડવું છે કે મ્હને એ પસંદ કરે છે કે નહીં.

ઇન્દુ—તે ખરૂં; પણ કોઇ લાયક માણસ તો, પોતાને પસંદ કરે, લગ્ન લે ને પછી પરણવાની ના કહે એતો ખોટું કહેવાય.

શ્વેતભાનુ—અરે ઘણા એમ કરે છે. વળી સ્ત્રીઓને તે બાબ-તની દરકાર પણ હોતી નથી. હેમને તો એક નહીં તો બીજો. બીજવર ને કેમ પરણે છે ? એતો એમજ.

ઇન્દુ—શું હેમને દરકાર નથી હોતી ? શાથી એમ કહે છે ?

શ્વેતભાનુ—કારણ સ્ત્રી તે સ્ત્રીજ. અને સુવાસિનીને હું નહીં પરણું તેથી શું તે કુંવારી રહેશે ?

ઇન્દુ—તું તો બહુજ વિચિત્ર છે ભાઇ, ઠંડે પેટે વાત કરે છે.

શ્વેતભાનુ—એથી તદ્દન ઉલટુંજ છે. અત્યારે આ વાતથી હું ઘણો ઉશ્કેરાયો છું. કાઉન્સીલમાં જગ્યા લઉં તે કરતાં સુવાસિની

મ્હને માન્ય કરે તે હું વધારે ગણું છું.

ઇન્દુ—પણ તું છેક હાડ નહીં જાય, છેક સુધી ખેંચી તો નહીં રાખે ને ?

શ્વેતભાનુ—કેમ નહીં ?

ઇન્દુ—તું સુવાસિનીને ચ્હાતો તો છેજ નહીં.

શ્વેતભાનુ જરા અસ્વસ્થ થયો ને બોલ્યો—પ્રેમ ? વળી હેવી વાતમાં પ્રેમ કેવો ?

ઇન્દુ—વળી ત્હારે વિના પ્રેમે તે કોઈ પરણે ?

શ્વેતભાનુ—જગતની મ્હોટી ભૂલ છે. ખરી રીતે—તો—આટલું કહી અચકી ગયો ને આંખ્યો મીંચી દીધી.

ઇન્દુ—શો વિચાર કરે છે ?

શ્વેતભાનુ—મનુષ્યના ખાનગી વીચારો પવિત્ર છે તે કોઇને જાણવાનો હક નથી.

ઇન્દુ હવે ઘેર જવા ઉઠ્યો. એટલે શ્વેતભાનુએ પૂછ્યું શું ? ઘેર જાય છે ?

ઇન્દુ—હાસ્તો. રાત્ય કેટલી ગઈ છે.

શ્વેતભાનુ—તું કાંઇ પરણ્યો નથી તે હ્નને ઘેર કોઇ વ્હેડ.

ઇન્દુ—તે તો ખરૂં. પણ બીજું કાંઇ કામ હોય ને સ્હવારમાં. હમે ન્યુસપેપરના તંત્રીઓ તો લોકના તો નોકર ખરાને.

શ્વેતભાનુ—હવે અડધો કલાક તો ખમ્ય.

ઇન્દુ—ખમીને સાર શો છે ?

શ્વેતભાનુ—મ્હને ઉંઘ આવવાની નથી ને પથારીમાં પડયા પડયા પાસાં શેકવા મ્હને ગમનું નથી. મ્હને કાંઇક નિશા જેવું લાગે છે ને એકલો પડીશ એટલે બીલકુલ ગમશે નહીં.

ઇન્દુ—ત્હારે આ બધી વાત છોડી દે. નિશા છોડી દે.

શ્વેતભાનુ—તે તો બનેજ નહીં. નિશો તો મ્હારૂં સ્વર્ગ છે.

ઇન્દુ—બહુ સારૂં, બહુ સારૂં. હું તો હવે જાઉં છું.

ઇન્દુના ગયા પછી શ્વેતભાનુ ઉભો થયો ને ખંડમાં આમતેમ આંટા માર્યા. મનમાં વિચાર કરતો હતો કે જરૂર બાજી રમવી ને એ અક્કલના દુશ્મનોને બતાવી આપું કે શ્વેતભાનુના શબ્દો સત્ય છે. સ્ત્રી તે સ્ત્રીજ છે; હલકી, સ્વાર્થી ને નિમકહરામજ છે. મ્હેં મન ઉપર લીધું છે તે હવે છોડનાર નથી. મનમાં યુક્તિઓ શોધવા માંડી ને બોલી ઉઠ્યો—"બરાબર—બસ—એજ રસ્તો."

## પ્રકરણ ૩ જું.

### મેળાપ.



જનાર્દન ટપાલમાં કાગળોને ન્યુસપેપરો આવ્યાં હતાં તે પોતાના ઘરમાં વાંચવા બેઠો હતો. એક ગોળ ટેબલ આગળ આસપાસ ખુરશીઓ પડી હતી તેમાંની એક ઉપર પોતે બેઠો હતો. સ્હામેની બીજી ખુરશી ઉપર સુવાસિની પોતાની બ્હેનપણીનો કાગળ આવેલો હતો તે રસથી વાંચતી હતી.

જનાર્દન—સુવાસિની ? આજે આપણે ત્હાં બે પ્હેરોણા આવનાર છે.

સુવાસિની—બહુ સારૂં. હું રસોઇઆને તેની ખબર આપું છું.

જનાર્દને કેટલાક મહત્ત્વના કાગળો વાંચ્યા ને પછી તે કબાટમાં મુકવા ઉભો થયો. સુવાસિની હજી કાગળ પુરો વાંચી રહી નહોતી એટલે જનાર્દને પૂછ્યું—સુવાસિની ? કેમ કાંઇ કાગળમાં બહુ રસ પડ્યો છે ?

સુવાસિની—ઘણોજ રસ છે. જાણવા જેવું બહુ છે.

સુવાસિનીની માના મરણ પછી જનાર્દનને જગતમાં બીજું કોઇ હતુંજ નહી, અને જ્હારથી સુવાસિની નિશાળ તેમજ પાઠશાળાની કેળવણી પુરી કરી ઘેર રહેતી હતી ને ઘરનો બધો વહિવટ ઉઠાવી લીધો હતો ત્હારથી જનાર્દનને તેના ઉપર ઘણીજ પ્રીતિ થઇ હતી. જનાર્દનની સાથે સુવાસિની ઘણું ખરૂં જાહેર સભાઓમાં જતી ને ત્હાં બીજી કેળવાએલી, પ્રખ્યાત ને ખુબસુરત સ્ત્રીઓ પણ આવતી હતી છતાં સુવાસિની તરફ લોકની દૃષ્ટિ વધારે જતી. તે સાધારણ કદની ને ઘાટદાર હતી ને ત્હેની હીંડછા ઘણી આકર્ષક હતી. સુંદરતા, ખુબસુરતી શરીરની હોય છે એ વાત સાચી પરંતુ ખરી રીતે કહીએ તો તે આત્માની છે. સુવાસિનીમાં હેવું કાંઇ હતું કે જો કે તેના કરતાં બીજી ઘણીએ ખુબસુરત સ્ત્રીઓ હતી છતાં ત્હેની આંતર નિર્દોષતાને લીધે તે વધારે આકર્ષક જણાતી હતી ને તેથી ઘણી સ્ત્રીઓમાં તે આગળ પડી આવતી હતી. ખુબસુરતીનું વર્ણન કરવું

એજ અશક્ય છે કારણુ તે કાંઈ જડ વસ્તુ નથી. ગૌરવર્ણ કાંઇ ખુબસુરતી નથી. ખુબસુરતી એ જડ વસ્તુની પેલી પાથની વાત છે. શ્યામવર્ણવાળી સ્ત્રી ઘણીએએ ખુબસુરત હોય છે. સુવાસિનીની કોઈ છબી જુવે તો એકદમ આકર્ષક લાગે ને જો કોઇએ હેની સાથે વાતચિત કરી હોય તો તે કેવી છે તેનું વર્ણન કરી શકે નહીં. કારણુ જે હેની સાથે વાત કરે તે કાંઇક સાત્વિકતા હેની પાસેથી પોતાનામાં લેઇ આવતું.

જનાર્દન—સુવાસિની ?

સુવાસિની—શું કહો છો ?

જનાર્દન—કાગળ પુરો થયો કે નહીં હજી ?

સુવાસિની—માફ કરો, પણુ બહુજ સારો કાગળ છે. હજી પુરો નથી થયો.

જનાર્દન—કોનો છે ?

સુવાસિની—સંધ્યાનો. નૂતનપુરથી આવ્યો છે.

જનાર્દન—નૂતનપુરથી ? વાહ ! કેવી વિચિત્રતા !

સુવાસિની—કેમ ? વિચિત્રતા શેની ?

જનાર્દ—મ્હારે પણુ નૂતનપુરથીજ એક જણાનો કાગળ આવ્યો છે.

સુવાસિની—શેનો છે ?

જનાર્દન—એ કાગળ વાંચ્યા પછીજ મ્હેં ત્હને કહ્યું કે આજે એ મ્હેમાન આવનાર છે.

સુવાસિની—અરે ! એતો હું ભૂલીજ ગઈ. રસોઇઆને કહી આવું, ત્હેમને આવવાનો તો વખત થયો.

જનાર્દન—ઠીક. પણુ કાગળમાં એવું શું છે કે આટલો બધો રસ પડયો છે ?

સુવાસિની—સંધ્યા તો હમેશાં હાવાજ કાગળો લખે છે. આજે એક જણુ વિશે હેણે લખ્યું છે તે જરા જાણુવા જેવું છે.

જનાર્દન—નૂતનપુરમાં શું કાંઇ કોઇ જાણુવા જેવું આવ્યું છે કે શું?

સુવાસિની—હા. એક ઘણાજ ચાલાક માણુસની વાત લખી છે.

જનાર્દન—કોણુ છે તે ?

સુવાસિની—અહીંની કાઉન્સીલમાં શશીકાન્તની સ્હામે ઉભા રહેવાને સંધ્યાના બાપે હેને સમજાવ્યો છે ને ત્યહાં બોલાવ્યો છે

જનાર્દન વિસ્મય પામ્યો ને પૃછ્યું કે સંધ્યા હેને વિશે શું ધારે છે? સુવાસિનિએ ટેબલ ઉપરથી કાગળ લીધો ને હેમાં પેલા ઉમેદવારની હકીકત શોધવા માંડી હ્યો આ રહ્યું. વાંચું છું.

"એક ઘણોજ ગમતી મ્હેમાન હમારે ત્યાં આવ્યો હતો. હેના તરફ મ્હને અણગમો હતો કે નહીં તે હું કહી શકતી નથી. કેટલીક વખત એમ લાગે છે કે અણગમો આવતો હતો ને વળી કેટલીક વખત એમ લાગતું નથી. શશીકાન્તની સામે કાઉન્સીલમાં એ ઉમેદવાર છે ને શ્રીધરભાઈ તો એમજ કહે છે કે તે જરૂર ફતેહ પામશે. પરમદહાડે રાત્રે તે અહીં જમવા આવ્યો હતો ને બીજે દીવસે જાહેર સભામાં હેણે ભાષણ આપ્યું હતું ને પાછો ગઈ રાત્રે અહીંજ જમવા આવ્યો હતો. શ્રીધરભાઇ હેને સારી રીત્યે ઓળખે છે, પણ મ્હેં તો હેને આજે પ્હેલી વખતજ જોયો. વિચિત્ર હેના વિષે એ હતું કે ભાષણ કરવાને દિવસે ત્હેણે કોઈ સાથે વાત ચિત કરી નહોતી. પણ બધું બેઠો બેઠો સાંભળ્યા કરતો હતો. હેની આંખ્યો મ્હોટી છે. ચ્હેરો ફીક્કો છે. જો કે તે ચુપ બેઠો હતો છતાં હેના તરફ જોવાનું મ્હને બહુ મન થતું હતું. મ્હને તો એ જાણે હુકમ કરવાનેજ જન્મ્યો હોય ને સ્હામાની ઇચ્છા વિરૂદ્ધ હેનું કહ્યું કરાવવાને જાણે જન્મ્યો ના હોય તેવો લાગ્યો. બે પણ જણા હેને મળવા હમારે ત્યાં આવ્યા હતા. ત્હેમની સાથે વાતમાં ને વાતમાં તો હેણે ત્હેમને હેવા તો બનાવ્યા—મ્હાત કર્યા કે મ્હને બહુજ ગમ્મત પડી. તોછડાઇ તો હેણે બીલકુલ વાપરીજ નહોતી અને પેલા બન્યા એમ તે સમજ્યા પણ નથી. હું રાજ્યકીય બાબતોની સભામાં ભાગ્યેજ જાઉં છું પણ આ વખત તો હેને બોલતો સાંભળવા હું ખાસ ગઇ હતી. એ એક મ્હોટો રાજ્યદ્વારી પુરુષ ગણાય પરંતુ હેના દીલમાં કાંઇ દુ:ખ હોય એમ મ્હને તો જણાયું. ભાષણ કરતી વખતે હેવી અસરકારક રીત્યે તે બોલ્યો કે જન્મારામાં મ્હેં હેવો કોઇ સાંભળ્યોજ નહોતો. જાણે સાંભળનારાઓને રમાડતો ના હોય તેમ હેની મરજી પડે તે વિચારોને અનુકુળ કરી દેતો. પણ જ્હારે પાછાં હમે બધાં ઘેર આવ્યાં ત્હારે વળી પાછો શૂન્ય મુન્ય થઇ ગયો. પછીથી વાળુ કર્યા બાદ હમારા રામશાસ્ત્રી આવ્યા ને પાછી ગમ્મત શરૂ થઇ. રામશાસ્ત્રી તો ધર્મ સંબંધી વાત હેની સાથે કરતે કરતે હેવાં તો ગલ્લાં તલ્લાં કરવા મંડ્યા કે કાંઇ કહ્યાનીજ વાત નહીં, ને એતો હેવી કડી

મશ્કરીમાં ઉડાવે કે ન પૂછો વાત. પ્હેલાં તો રામશાસ્ત્રી શીખા ને સંધ્યા વિશેની આવશ્યકતા ઉપર ઉતરી પડયા એટલે હેમનીજ દલીલો કબુલ કરી હેમનેજ મ્હોડે તેથી વિરૂદ્ધ વાત કબુલ કરાવડાવી કે રામશાસ્ત્રી તો ઝંખવાણાજ પડી ગયા. એ પોતે શું માને છે તે મ્હને ખબર નથી. જો કે ત્હેના વિચારો વિચિત્ર છે એટલું માત્ર હું જાણું છું પરંતુ રામશાસ્ત્રીને તો હેણે પૂરા બનાવ્યા હેમાં બીલકુલ શક નહીં. આ માણસ ઘણોજ હુંશીયાર ને ચાલાક છે. છતાં મ્હને કોણ જાણે શાથી હેના ઉપર અણગમો આવે છે. એ ખરા દીલથી કોઇપણ વાત કરતો હોય એમ લાગતું નથી અને હમેશાં આપણને એમ લાગે કે એ આપણી મશ્કરી કરે છે. વળી હેને કોઈ વાતમાં શ્રદ્ધાજ નથી. આપણી ધર્મ સંબંધી દંત કથાઓને તો સજ્જડ ઝાડુ મારે છે છતાં હેની અમુક વાત ખોટી છે તે આપણાથી કહી શકાતું નથી. હાલનો ચાણાકય જેવો મ્હને એ લાગે છે પણ ચાણાકયના દુર્ગુણ આપણે હેનામાં જોઇ શકતા નથી. મ્હારા લાંબા કાગળથી જે માણસને તું ઓળખતી નથી, પાળખતી નથી તેની વાતથી ત્હને કંટાળો તો આવશે પણ ગામમાં ઠેર ઠેર હેનીજ વાતો ચાલે છે. જો કદાપી તે ત્હાં આવે તો હેને જોવા ને ચુકતી નહીં. એ જે કહેશે તેનાથી તું વિરૂદ્ધ મતનીજ હોઇશ પણ ત્હને હેની વાતોમાં બહુ ગમ્મત પડશે."

જનાર્દન—બસ, થઇ રહ્યું ?

સુવાસિની—હેના વિશે તો એટલુંજ છે બસ.

જનાર્દન—ઘણો ચાલાક હશે હું ધારૂં છું.

સુવાસિની—શું કહી શકાય ? સંધ્યાને તો ઘણું ખરૂં હેવી ટેવજ છે. છતાં હુશીયાર હોય તો જરા રસ તો પડે ખરો.

જનાર્દન—કારણ આએ પણ એક વિચિત્રજ છે ને ?

સુવાસિની—શું ત્હમે કહો છો ? શું વિચિત્ર છે ?

જનાર્દન—એજ માણસ જહેનું નામ શ્વેતભાનુ છે તેજ અહીં આપણા મ્હેમાન તરીકે આજે આવનાર છે.

સુવાસિની—ત્યારે તો સંધ્યાએ જે લખ્યું છે તે બધું સરખાવી જોવાશે કે કેટલું સત્ય છે. પણ અહીં એ કેમ આવે છે ?

જનાર્દન—નૂતનપુરનો શેઠીઓ લક્ષ્મિપ્રસાદ એક અગત્યના કામ સંબંધી મારી પાસે આવનાર છે ને તે વિષે ખુલાસો શ્વેતભાનુની મારફત કરવા માંગે છે.

સુવાસિની—ત્યારે એકાદ બે દિવસ રહેશોજ સ્તો અહીં ?

જનાર્દન—ના, ના. બીજી ગાડીએ પાછા જવાના છે.

જો સંધ્યાનો કાગળ ના આવ્યો હોત તો સુવાસિની એ આવનાર મ્હેમાનો તરફ બહુ લક્ષ્ય ના આપ્યું હોત, પણ હવે તો તેને શ્વેતભાનુ ને જોવાની ઘણીજ ઉત્કંઠા થઇ. ગાડીનો વખત થઇ ગયા પછી થોડી વારે એ તે મ્હેમાન આવી પહોંચ્યા. જનાર્દન ત્હેમને નીચે લેવા ગયો તેની સાથે સુવાસિની પણ ગઇ. લક્ષ્મિપ્રસાદ એક સાધારણજ માણસ હતો પણ વ્યાપારમાં ધન મેળવ્યું હતું. હેના જેવા તો સુવાસિનીએ ઘણાએ જોયા હતા. પણ શ્વેતભાનુને જોઇ ત્હેના તરફ કાંઇક એ આકર્ષાવા લાગી. લક્ષ્મિપ્રસાદ તો જનાર્દનના ઘરમાં પેઠા કે ત્હાંની બધી રચના જોઇ દિઙ્મૂઢજ બની ગયો હતો. પરંતુ શ્વેતભાનુતો જાણે એક સાધારણ ઘરમાં ઉભો હોય તેમ જણાતો હતો. આથી જ્યહારે સુવાસિનીએ લક્ષ્મિપ્રસાદને આવકાર આપ્યો ત્હારે તેનો ઉત્તર બરાબર આપી શકયો નહીં. શ્વેતભાનુએ કાંઇપણ અન્તયબી જણાવી નહી પરંતુ જો કોઇએ બારીકાઇથી હેના તરફ જોયું હોત તો જણાત કે ત્હેને પણ કાંઇક અસર થઇ હતી. શ્વેતભાનુએ જ્યહારે સુવાસિનીને જોઇ ત્હારે ત્હેની આંખ્ય ચકળ વકળ થઇ ગઇ. કોલેજની લ્હેરમાં હતો તે વખતે સુવાસિનીને અર્ધાંગના બનાવવાના વિચારો કર્યા હતા તે હવે અત્યારે ઉડી જતા જણાયા. પ્હેલાંતો મનમાંજ શરમાયો ને પછી પોતાનીજ શક્તિ ઉપર શક ગયો. કાંઇપણ વાત નીકળતાં પ્હેલાં હેને લાગ્યું કે જેવું સ્હેલું કામ એ ધારતો હતો તેવું નથી. પોતાની ચાલાકી કે હુંશીયારીથી અહીં ફવાય તેમ નથી. સુવાસિનીની આંખ્યના તેજથી ત્હેને જરા ભય ઉત્પન્ન થયો. ઘરની અંદર પેસતાંજ સરસામાનની સ્વચ્છતા ને ગોઠવણ જોઈ સુવાસિની વિશે ઉંચો મત બંધાયો. હેના મનમાં સ્વાભાવિકજ વિચાર આવ્યો કે હાનો કર્તા કોણ ? પિતા કે પુત્રી ? છેવટે નક્કી થયું કે પિતા નહીંજ આતો પુત્રીનુંજ કામ છે. જનાર્દન પ્રખ્યાત ને ધનાઢ્ય હતો પરંતુ કાંઇ બહુ કેળવાયલો નહોતો જો કે વિચારો સુધારા ભરેલાજ હતા. આ બધું જોઇ શ્વેતભાનુ કાંઇક મનમાં શરમાયો પણ કાંઇ સ્ત્રી વિશેનો ત્હેનો અભિપ્રાય બદલાયો નહોતો. ત્હેનો અનુભવ ઘણો કટુ હતો. માત્ર હેને એટલું લાગ્યું કે જે શરત કરી છે તે કાંઇ વખાણવા લાયક નથી થયું, પણ તેથી કરીને કાંઇ એ છોડી

દેવાનો વિચારજ નહોતો. એ હેનો ગુણજ નહોતો. પણ હાવી મુશ્કેલીથી તો એ વધારે ઉત્તેજીત થયો.

સુવાસિનીને લાગ્યું કે સંધ્યા એ ઘણીખરી વાત તો સાચી લખી છે. શ્વેતભાનું ભવ્ય, કદાવર, ખુબસુરત ને હુંશીયાર લાગ્યો. હેની સાથે લક્ષ્મિપ્રસાદને સરખાવતાં કાંઇક હલકો જણાયો. શ્વેતભાનુની ગંભીર ભવ્યતાથી સુવાસિનીને અસર થઇ. બીજા ઘણા રાજ્યધારી પુરુષો હેણે જોયા હતા પણ આ તો કાંઇ ઓરજ જણાયો. કેટલાક કાઉન્સીલના સભાસદો હેણે જોયા હતા પણ લગભગ બધાજ કીર્તિ ને પૈસાના ભુખ્યા લાગ્યા હતા. પણ આ માણસ તો કાંઇ વિચિત્ર રૂપનોજ હતો. અસાધારણ બુદ્ધિનો જણાતો હતો જમતી વખતે સુવાસિની કને બેઠી હતી. આ દરમ્યાન શ્વેતભાનુ સુવાસિની વિશે પોતાનો અભિપ્રાય બાંધતો હતો. મનમાં વિચારતો હતો કે પેલા અકલના ખાંઓ છુપી વાત બ્હાર ના લાવે તો ઠીક. સુવાસિની મ્હારા સ્હામું તાકી તાકીને શા સારૂ જૂવે છે ? મ્હારે ઘણી સંભાળ રાખવી પડશે. જમી રહ્યા બાદ ઉપર આવી ભીંત ઉપર લટકાવેલા એક ચિત્ર તરફ જોઇ શ્વેતભાનુ બોલ્યો—સુવાસિની ? ત્હમે ટોલસ્ટોયને વખાણતાં જણાવછો.

સુવાસિની—આ છબીને જોઇને કહોછો ? આ તો મ્હારા પિતાના મિત્રે આપી છે ને બહુ સારી છે.

શ્વેતભાનુ—પણ ત્હમે ટોલસ્ટોયનાં વખાણનારાં છો નહીં ?

સુવાસિની—હેવું શાથી ધારોછો ?

શ્વેતભાનુ—કારણ છબી અહીં લટકાવી છે માટે.

સુવાસિની—છબીઓ લટકાવવાનું કામ મ્હારૂં નથી એ તો કાકા જે કરે તે ખરૂં.

શ્વેતભાનુ—જનાર્દનભાઇ કાંઇ ટોલસ્ટોય જેવાના વિચારને મળતા હોય એમ હું નથી ધારતો.

સુવાસિની—કાકા છબી ચિતરનારના કામને બહુ વખાણે છે.

શ્વેતભાનુ—પણ આ છબી તો નહીંજ વખાણતા હોય.

જનાર્દન જે આ વાતચિત સાંભળતો હતો તે બોલ્યો—શ્વેતભાનુ ત્હમારૂં કહેવું ખરૂં છે. હું ટોલસ્ટોયનો વખાણનાર નથી. હાને માટે મ્હારે ને સુવાસિનીને રકઝક થઈ હતી.

શ્વેતભાનુ—અને સુવાસિની છેવટે જીત્યાં ને ?

જનાર્દન—સ્ત્રીઓ સાથે દલીલ કરતાં કોણ જીત્યું છે ? એમ કહી ખડખડાટ હસી પડયો.

શ્વેતભાનુએ સુવાસિનીને પૂછ્યું " તમે હેને શા માટે વખાણોછો ?

સુવાસિની—સ્ત્રી હમેશાં આત્મબળ, હીમ્મત અને પ્રમાણીકપણાને વખાણે છે માટેજ.

શ્વેતભાનુ—ત્હેમાં સૌથી વધારે શું વખાણે છે ?

સુવાસિની—પ્રમાણીકપણાને.

શ્વેતભાનુ—ઠીક. શા માટે તે પૂછું ?

સુવાસિની—કારણ પ્રમાણીકપણા શિવાય હિમ્મતને આત્મબળ હોતાંજ નથી.

શ્વેતભાનુ—જુની દંતકથામાં હેવી વાતો હોય છે ખરી.

સુવાસિની—ત્હારે શું તમે એ નથી માનતા ?

શ્વેતભાનુ—હેવી માન્યતા હું તોડી નાંખવા માગતો નથી. જો એ તોડું તો તો જગત્‌નું બધું વ્યવહારીક બંધારણ તુટી જાય છે માટે કાંઇ કહેતોજ નથી.

સુવાસિની—એટલે તમે તો એ માનતાજ નથી ને ?

શ્વેતભાનુ—હું ના કહું તો શું ધારશો ?

સુવાસિની—એજ કે ટાલસ્ટાયનું આખું જીવન તમને જુઠા પાડશે.

શ્વેતભાનુ—સુવાસિની ? મનુષ્ય કેવું વિચિત્ર પ્રાણી છે એ તમને ખબર છે ? પ્રમાણીક માણસ—જ્હેને જગત્ પ્રમાણીક કહે છે તેવાને મ્હેં સસલાં જેવા ગરીબડા જોયા છે. અને લુચ્ચા હરામખોરને સિંહ જેવા બહાદુર જોયા છે. મનુષ્યસ્વભાવ શું આપણને હરતો નથી ?

સુવાસિની—હેનું કારણ તો એ કે આપણી તુલનાશક્તિ હેવી છે માટે. આપણે છેક ઉંડો વિચાર કરીને જોતા નથી.

શ્વેતભાનુ—તમારૂં કહેવું ખરૂં છે પરંતુ મ્હારો મુખ્ય વાંધોજ એ છે કે પ્રમાણીક માણસ ઘણોજ સુસ્ત હોય છે.

સુવાસિની—ટાલસ્ટોય સુસ્ત નહોતો.

શ્વેતભાનુ—માટેજ તે પ્રમાણીક નહોતો.

સુવાસિની—એ તો ચોરગુજ ખોટું લેઇને ખોટી તુલના કરોછો.

શ્વેતભાનુ—ખોટું ધોરણ નથી.

સુવાસિની—નથી ? ત્હારે ત્હમે કેવી રીત્યે સાબીત કરોછો ?

શ્વેતભાનુ—પુરુષને સ્ત્રીઓને હમેશાં હું મળુછું તેથી.

સુવાસિની—જે જે પ્રમાણીક મનુષ્યને ત્હમે મળ્યાછો તે બધા સુસ્તજ છે ?

શ્વેતભાનુ—માફ કરો. મ્હને તો ખાત્રી નથી કે કોઇ પ્રમાણીક માણસ મ્હને મળ્યો હોય, પણ કહેવાતા પ્રમાણીક મનુષ્યો તો મળ્યા છે.

સુવાસિની હેના સ્હામુ એકીટશે જોઇ રહીને વિચાર કરતી હતી કે આતે મજાક કરે છે કે ખરેખરૂં બોલે છે. શ્વેતભાનુનો ચ્હેરો તો ગંભીર હતો છતાં સુવાસિનીને લાગ્યું કે હેનો બોલ મજાક ભરેલો હતો.

સુવાસિની—ન્હાનાં બાળક વિશે શું કહોછો ?

શ્વેતભાનુ—જ્યહાં સુધી પોતાના વિશે હેમને ભાન નથી હોતું ત્યાં સુધી બધું ઠીક છે પણ જ્યહારે અહમત્વ આવે છે ત્યહારે તો તે પણ આકર્ષક નથી લાગતાં.

સુવાસિની—ત્યહારે તો બાળક શિવાય બધાં સુસ્તજ છે કેમ ?

શ્વેતભાનુ—હેવું મ્હારૂં કહેવું ક્યહાં છે ?

સુવાસિની—કારણ બધા ઉમ્મરલાયક માણસો અહમત્વવાળાજ છે.

શ્વેતભાનુ—જુવો ઊંડા ઉતરી વિચાર કરો. આપણે જીંદગીની વાત કરીએ છીયે. જીંદગી એ એક આપણે પાઠજ ભજવીએ છીયે. જીંદગીમાં તેમજ નાટકમાં જે પ્રમાણીક માણસનો ભાગ ભજવે છે તે હમ્મેશાં સુસ્તજ લાગે છે પણ રસ ક્યહારે પડે છે કે જ્યહારે હરામખોર સ્ટેજ ઉપર આવી હેનાં કૃત્યો દેખાડે છે ત્યહારેજ.

સુવાસિની—ત્હમારા જેવા કમનસીબ કોઈ નહીં.

શ્વેતભાનુ—એમ કેમ ?

સુવાસિની—કારણ ત્હમને હેવાજ માણસો મળ્યાં છે.

શ્વેતભાનુ—હું તો બોર ભાગ્યવાન છું.

સુવાસિની—એમ કે ?

શ્વેતભાનુ—હા. જનસમુદાય તો મ્હને ગમ્મત ભરેલા લાગે છે.

સુવાસિની હેને જવાબ આપતાં થાકી. ને બીજી વાત ઉપાડવાની તૈયારીમાં હતી એટલામાં મહેશ આવ્યો. આ વખતે સુવાસિનીએ શ્વેતભાનુ તરફ જોયું ને એકબીજાની નજર મળી. ને બન્નેને એક બીજાં અસ્વસ્થ થતા લાગ્યાં.

---

## પ્રકરણ ૪ થું.

### બેવડો વેષ.



મહેશ જનાર્દનને મળવા આવ્યો હતો. પણ હેને ખબર નહોતી કે આજે મ્હેમાનોને લીધે જનાર્દન રોકાએલા હશે. શ્વેતભાનુને ત્હાં આગળ જોઇને તે વિસ્મય પામ્યો પરંતુ કાંઈ બોલ્યો નહીં. મહેશને જોઇને શ્વેતભાનુ ઠંડો ગાર થઇ ગયો ને મનમાં અનેક વિચારો આવ્યા. તે એકદમ ચુપચાપ થઇ ગયો ને જરા પણ બોલતો તો તે જનાર્દન સાથેજ બોલતો. આથી મહેશના મનમાં નિરાંત વળી. લક્ષ્મિપ્રસાદને પોતાના કામની વચ્ચે મહેશને આવેલો જોઇ અકળામણ થઇ પણ તે બહારથી જણાવવા દીધું નહીં.

મહેશ—શ્વેતભાનુ ? આજે કાંઈ નીશો કર્યો લાગતો નથી.

શ્વેતભાનુ—એમ લાગે છે ?

મહેશ—મ્હને લાગે છે કે સુવાસિની ત્હારી ટેવ જાણે નહીં માટે ખરૂં ?

શ્વેતભાનુએ જવાબ આપ્યો નહીં. આ વાતો તો અંદર અંદર ધીમે સ્વરે કરતા હતા.

મહેશ—આપણી શરત તો તું પુરી પાડવાનો નથી ને ?

શ્વેતભાનુ—જો એમ ના હોય, તો હું અહીં શું કરવા આવું !

મહેશ—પણ તું કેવો છે તે તો ત્હારે હેને પુરેપુરૂં જણાવવાનું છે.

શ્વેતભાનુ—અમુક મનુષ્ય કેવો છે ને કેવો નહીં એ પૂર્ણ રીત્યે જણાતુંજ નથી.

મહેશ—પણ—પણ—

શ્વેતભાનુ—સાંભળય. હું બાજી પુરી રમીશ; અને તું પણ રમવાની સંભાળ રાખજે, સમજ્યો ? નહીં તો ખબરદાર.

મહેશ ગભરાયો ને કહ્યું—“ અલબત. પણ મ્હને ગમતું નથી. જોકે હેમાં કાંઇ ભય જેવું નથી કારણ કે સુવાસિનીને ત્હારી વાતની ખબર પડશે એટલે બધાં સારાંવાનાં થશે.

શ્વેતભાનુ—હેને ખબર પડે હેવી તજવીજ કરજે ને એટલે થયું.

મહેશ—આપણી વાત તો હું હેને નહીં કહું—બાકીનું—ઠીક એ તો મ્હારે કહેવાની જરૂર નહીં પડે.

શ્વેતભાનુએ તીક્ષ્ણ નજરથી મહેશ સામું જોયું પછી બોલ્યો "ત્હારૂં કહેવું ખરૂં છે. મનુષ્યના દુર્ગુણો જનસમૂહને તરત ખબર પડે છે, અને તું મ્હારા દુર્ગુણોની વાત હેને અલબત્ત કરીશજ.

મહેશ—મ્હારે શા સારૂં કહેવું પડે ?

શ્વેતભાનુ—ના, તું જરૂર કહેજે. લોક મ્હારે સારૂં શું કહે છે તે કહેજે ને તે ઉપરાંત મરચું મીઠું પણ ભભરાવજે.

મહેશ—શ્વેતભાનુ ? તું—

શ્વેતભાનુ—હેમાં ક્રોધ કરવાનું કારણ નથી. ત્હારો ક્રોધ એટલે શું તે હું જાણુંછું. વળી હું ત્હને કહુંછું કે ત્હારે જે કાંઇ મ્હારા વિશે સુવાસિનીને કહેવું હોય તે કહેવા ત્હને સદર પરવાનગી છે.

મહેશ—એટલે તું શું કહેવાનું કહે છે ?

શ્વેતભાનુ—અલબત્ત, શરતની વાત તો છાનીજ રાખવાની છે: બાકી મ્હારી બીજી વાત ગમે તે રૂપમાં પૂર્ણ રીતે કહેવા હું ત્હને છુટ આપુંછું; પણ મહેશ ! હું ધારૂંછું જનાર્દન અને લક્ષ્મિપ્રસાદને કાંઇ મ્હારી સાથે વાત કરવી હોય એમ લાગે છે. હું જાઉંછું ત્હારે કાંઇ હરકત તો નથી ને ? સુવાસિની અત્યારે એકલી બેઠી હશે. જા, જે કહેવું હોય તે કહી નાંખ્ય.

શ્વેતભાનુ, જનાર્દન અને લક્ષ્મિપ્રસાદ એક ખાનગી ખંડમાં ગયા. જ્યાં શ્વેતભાનુએ લક્ષ્મિપ્રસાદે જે વ્યાપાર સંબંધી કામ માથે લીધું હતું. તે વિશે સવિસ્તર હકીકત ઘણીજ અસરકારક રીત્યે જનાર્દનને કહી સંભળાવીને તે કામની સંપૂર્ણ ફતેહની જનાર્દનને ખાત્રી કરી આપી. જનાર્દન જો કે ઘણો બાહોશ વ્યાપારી હતો પણ શ્વેતભાનુની બોલવાની ઢબ, સમજાવવાની શક્તિને તે કામની સંપૂર્ણ માહિતીથી તાજુબજ થયો. જનાર્દનને લાગ્યું કે શ્વેતભાનુ સાથે વાત કરવી તે કાંઇ ન્હાની સુની વાત નથી. ઘણું ખરૂં જનાર્દનની પ્રકૃતિ હેવી હતી કે કાંઇ વ્યાપારી કામ સંબંધી કોઇ સાથે વાત કરતો તો તે જેમ બને તેમ ઝડપથી આટોપી લેતો, પરંતુ આજે તો હેને એમજ થયું કે હજી શ્વેતભાનુ બોલ્યાજ કરે, સમજાવ્યાજ કરે તો સારૂં.

વાતનો અંત આવ્યો એટલે બધા બ્હાર આવ્યા. મહેશ અહીંયાં સુવાસિની સાથે વાતોમાં મશગુલ થએલો હતો. શ્વેતભાનુ તરત સમજ્યો

કે મ્હારા વિશેજ વાત થાય છે. સુવાસિનીએ મહેશે જે કહ્યું તે સાચું કહ્યું કે ખોટું તેની ખાત્રી કરવા શ્વેતભાનુ તરફ તાકીને જોયું. આથી શ્વેતભાનુ જરા ગુસ્સે થયો. પોતા વિશે સુવાસિનીને કહેવા હેણે સદર પરવાનગી આપી હતી છતાં મીજાજ ખોયો. કેટલીક વખત તે પોતાની હાલ વર્તણુક છે તે બીજા જાણુતા તો તે વખત મગરૂબી માનતો પણ અત્યારે હેણે જૂદુંજ રૂપ પકડ્યું. છતાં શ્વેતભાનુ આમ મુશ્કેલી આવવાથી નાશીપાસ થાય કે ડરે એમ નહોતું. એકદમ શ્વેતભાનુને કાંઇ અપ્રતિમ ખુશાલી થઇ અને મહેશને ખાસ જણાવવા ઇચ્છા થઇ કે હું કાંઇ ડરતો નથી.

મહેશ—મ્હેં સાંભળ્યું છે કે નુતનપુરમાં કાઉન્સીલમાં જવા સારૂ તું બહુજ પ્રયત્ન કરી રહ્યો છે?

શ્વેતભાનુ—અલબત્ત. પ્રયત્ન જારીજ છે.

મહેશ—હું તો એમ ધારૂંછું કે એ કાંઇ મશ્કરી કરવા જેવું કામ નથી.

શ્વેતભાનુ—હેનું કારણ એ છે કે હેવા દૃષ્ટિ બિન્દુથી તું જોતો નથી માટે જ્યારે હેવી રીત્યે જોઇએ ત્યારે તો ન્હાના છોકરાંની રમત જેવુંજ લાગે.

મહેશ—કાઉન્સીલમાં જઇ રાજ્ય સંબંધી કામકાજ કરવું તે શું મશ્કરી કરવી એમ તું કહે છે?

શ્વેતભાનુ—ના, ભાઇ ના. કપાળે કપાળે જુદી મતિ. રાજ્યનીતિને તો જેવી કરવા ધારીએ તેવી થાય. હેનું હાસ્યજનક નાટક કરવું હોય તો તે પણ થાય ને ગંભીર નાટક કરવું હોય તો તે પણ થાય. હું તો હાસ્યજનક નાટકજ પસંદ કરૂંછું.

મહેશ—એ તો ત્યારે ફારસજ. રાજ્યના ભલા સારૂં કાઉન્સીલમાં સભાસદ થવાય છે ખબર છે? સભાસદો પોતાનો વખત, ને પૈસા લોકના ભલા સારૂ વેડફી દે છે. દેશને માટે કાયદા બાંધવા સભાસદ તરીકે બેસવું તેના જેવું ઉચ્ચ કામ કીયું છે? હું તો એ એક ફરજજ સમજાુંછું કાંઇ મશ્કરી નથી.

શ્વેતભાનુ—એ તો મ્હોટું ફારસજ છે. ત્યહાં જે ભાષણો થાયછે તે બધાં તે વખતને માટેજ ખાસ બનાવાય છે. તે વખત જે હાસ્ય, રૂદ્ર, કરૂણ વિગેરે વાક્યો બોલાય છે તે ખાસ બનાવેલાં હોય છે. જેમ નાટકમાં બને છે તેમજ.

**મહેશ**—પણ રાજ્યનીતિ ને નાટકમાં બહુ ફેર છે.

**શ્વેતભાનુ**—એમ કે ? નાટકમાં તેના માલીકો પૈસા કમાવવાની દાનતે લોકોને મનપસંદ નાટકો ભજવે છે, તેવીજ રીત્યે રાજ્યનીતિજ્ઞ પુરૂષો પોતાને વાહવાહ કહેવડાવવા લોકોના મનને પસંદ પડતીજ વાતો કરે છે.

**મહેશ**—પણ કાંઇ તે હેમાંથી પૈસા પેદા કરતા નથી.

**શ્વેતભાનુ**—ઉદ્દેશ તો અંદરખાનેથી એજ. નાટકના સ્ટેજ ઉપર પાઠ ભજવનારને રાજ્યનીતિજ્ઞ બેનો ઉદ્દેશ એકજ છે.

**મહેશ**—એટલે ?

**શ્વેતભાનુ**—સ્વાર્થ. નાટકમાં ભાગ ભજવનાર ઘણું ખરૂં ગરીબ હોય છે. અને તે લોકની વાહ વાહને પૈસાનીજ દરકાર કરે છે. રાજ્ય-નીતિજ્ઞ હમેશાં પૈસાની લાલચ કરતો નથી પણ તે કીર્તિ ઝંખે છે. જનસમુદાયમાં મ્હોટો કેમ કહેવાય, છાપખાનાવાળાઓ પોતાને અભિ-નંદન કેમ આપે ને રસ્તે જતાં લોક આંગળી કરીને કેમ દેખાડે એજ હેનો ઉદ્દેશ હોય છે. નાટકનો ભાગ ભજવનાર નાટક જોનારના ભલા વિશે એક ક્ષણ વિચાર કરે છે કે ? હેને તો હેમના પૈસા ને તાળીઓ જોઇયે છે. તેમજ રાજ્યનીતિજ્ઞ એટલે કાઉન્સીલમાં સભાસદ થવા ઇચ્છનાર મત આપનાર લોકના ભલાનો વિચાર કરે છે એમ તું માને છે ? બીલકુલ નહીં. એ તો એક ફારસજ છે.

**લક્ષ્મિપ્રસાદ**—હવે બહુ થયું શ્વેતભાનુ ? નૂતનપુરના લોક જો આ સાંભળે તો ફાયદો નહીં નીકળે.

**શ્વેતભાનુ**—ત્હમારૂં કહેવું વ્યાજબી છે. લોકો મુરખ બનવા માંગે છે માટે સારો રસ્તો એજ છે કે તેમને મુરખ બનાવવા. થોડા વખત ઉપર એક યુવાનને કાઉન્સીલમાં બેઠક અપાવવા સારૂ મ્હને ભાષણ આપવાને વિનંતિ થઇ હતી. પ્હેલાં તો યુવાનને બોલવાનું હતું એટલે હેણે ભાષણ શરૂ કર્યું. એ બોલતો હતો તે દરમ્યાન વચ્ચે કોઇ હેને અટકાવવા બોલી ઉઠયું. એ બિચારો હેને જવાબ આપવા તૈયાર થયો પણ પેલો તો હેને બોલતો અટકાવવા બોલ્યાજ કરતો હતો. છેવટે કોઇ બીજું બોલી ઉઠયું કે એ છો બકે. હેને મત આપવાનો હક નથી. એટલે આપણા આ યુવાન ઉમેદવાર બોલ્યા કે હું કાંઇ બીનહકદારને કહેવા નથી આવ્યો. જેને મત આપવાનો અધિકાર નથી તેમને માટે

આ ભાષણુ નથી અને તેથી દેશને નુકશાન નથી. હવે વિચાર કરો કે હેને અટકાવવા વચ્ચે બોલી ઉઠનાર કોણુ હતો ? એ પણુ દેશનો એક જીવતો જાગતો માણુસજ હતો. દેશના ભલા ભુંડા માંહિને પણ ભાગ લેવાનોજ હતો; પણુ હેનો મત નહોતો, આપણા યુવાનને તેથી કાંઇ લાગેવળગે તેમ નહોતું માટે હેની દરકાર કોઇએ ના કરી.

મહેશ આથી રાતો પીળો થઇ ગયો. ઉંચો નીચો થયો પણુ શ્વેતભાનુ તો બોલતોજ રહ્યો.—"એક ફારસજ છે. જીવનના સ્ટેજ ઉપર પાઠ ભજવે છે. કોઈ વંદે છે કોઇ નિંદે છે; પણુ હેતુ તો એકજ હોય છે." સુવાસિની બધું સાંભળતી હતી ત્હેનાથી હવે ના રહેવાયું તે બોલી ઉઠી.

"પણુ શ્વેતભાનુ ? ખરા મનથી ચિત્ત દેઇને પાઠ ભજવાનારા શું નથી ?"

પોતાનાજ કામમાં, પાઠ ભજવવામાંજ મસગુલ રહેનારા નથી ? લોક વંદે છે કે નિંદે છે તેની દરકાર વિનાના શું નથી ?

શ્વેતભાનુ—એ પણુ એક જુદા રૂપમાં પણુ સ્વાર્થજ છે ને ?

મહેશ—તું શું ખરા દીલથી એમ માને છે કે આ બધા સ્વાર્થ માટેજ યત્ન કરે છે ? તું એમ કહેવા માગે છે કે તું પોતે બધાથી જૂદી રીતે, વિના સ્વાર્થે કામ કરે છે ?

શ્વેતભાનુ—અરે ભલા માણુસ ? હું બધાથી કાંઇક સારો છું, કારણુ હું પ્રમાણીકપણુ કામ કરૂંછું. બધા કહે છે કે હમે લોકના ભલા માટે આમ કરીયે છીયે. તે હું કહેતાનથી.

સુવાસિની—હસ્તે હસ્તે બોલી શ્વેતભાનુ ? ત્હમે જે પાઠ હમણાં ભજવોછો તે બહુ ગમ્મત ભરેલો છે.

શ્વેતભાનુ—મહેશ તરફ જોઇને બોલ્યો–મ્હને પણુ એમજ લાગે છે.

મહેશ—ત્યારે તું આ માત્ર પાઠજ ભજવે છે ?

શ્વેતભાનુ—હું તું આપણે બધાજ પાઠ ભજવીયે છીયે.

મહેશ—લોકોની મજા ખાતર કેમ ?

શ્વેતભાનુ—તેમજ સ્વાર્થને માટે.

સુવાસિનીએ શ્વેતભાનુ તરફ તાકીને જોયું. શ્વેતભાનુ જે કહેતો હતો તે ત્હેને માન્ય તો નહોતુંજ છતાં તે ગમતીને આકર્ષક તો લાગ્યો.

ત્હાં બેઠેલામાં શ્વેતભાનુ કરતાં બીજો કોઇ ચઢીયાતો ત્હેને ના લાગ્યો. શ્વેતભાનુ જે બધું બોલ્યો તે ખરા દીલથી બોલ્યો છે એમ તો તે ન્હોતી માનતી, છતાં તે હેવી રીત્યે ભારથી બોલતો કે જાણે ખરા દીલથીજ બોલે છે. પોતાની મરજી વિરૂદ્ધ શ્વેતભાનુએ હેના ઉપર ઘણીજ અસર કરી. શ્વેતભાનુને ખુશી એટલીજ ઉપજી કે ઇન્દુ એ જે સ્ત્રી ખોળી કાઢી છે તે જેવી તેવી તો નથીજ. પણ પછી પાછી શરતની વાત યાદ આવવાથી કાંઇક મનમાં શરમાયો, પરંતુ તે પુરી પાડવાને તો હવે ઘણીજ દંતેજનરી થઇ. પોતે મનમાં વિચારતો હતો કે મહેશ, મ્હેં મ્હારા વિચારો છુપા રાખ્યા એમ તો કહી શકનારજ નથી. ઉપરની વાત થઇ રહ્યા પછી પાછા શ્વેતભાનુએ પાઘડી ફરીથી બાંધી ને હેવા તો વિચાર પ્રદર્શિત કર્યા કે જનાર્દન હેનાથી ખુશ થઇ ગયા અને મહેશ પણ હેની હુંશીયારી જોઇને દિંગ થયો. બધાને મન ગમતો થઇ પડવા ત્હેણે બહુજ કર્યું ને ફાવ્યો. આમ ફાવવાનું કારણ મુખ્ય કરીને સુવાસિની ત્હાં હતી તેની કાંઇ છાપથીજ થયું.

સુવાસિનીને લીધેજ સ્ત્રી વિષેનો તેનો અભિપ્રાય કાંઇક સુધર્યો. ગમે તેમ હો પણ પ્હેલાંની વાતમાં ને પછીની હેની વાતોમાં આશમાન જમીનનો ફેર પડી ગયો. જાણે એ શ્વેતભાનુજ નહોય. આમ બેવડો વેષ ત્હેણે ભજવ્યો તેનું શું કારણ તે સહમજાયું નહીં. હામાં ખરૂં શું. શ્વેતભાનુ કેવો ? પ્હેલાં બોલતો હતો તે વખતનો શ્વેતભાનુ સારો કે અત્યારે બદલાઇ જઇને જે બોલતો હતો તે સારો ? બન્ને રૂપમાં તે ગમતી તો હતોજ, મોહ પમાડે હેવો તો ખરોજ. ધર્મ વિશે તે કાંઇ બોલ્યોજ નહોતો. એકાદ બે ફેરી સુવાસિનીએ ધર્મની વાત ઉપાડી પણ તે ત્હેણે ઉડાવી દીધી હતી.

થોડીવારે નોકરે આવીને કહ્યું કે સ્ટેશન ઉપર જવાને ગાડી તૈયાર થઇ છે. એટલે બધા ઉભા થયા ને જનાર્દને શ્વેતભાનુને કહ્યું કે ત્હમે બસ એટલીવારમાં જાવ છો તે હવે તો નહીં ગમે. ત્હમારી ગમ્મત છોડવી ગમતી નથી. આજે આપણે મળ્યા તેથી ઘણોજ આનંદ થયો. ઘણું ખરૂં હવે તો મળવાની કૃપા કરજો.” મહેશ આથી ગુસ્સે થયો પણ કશું બોલી શક્યો નહીં. શ્વેતભાનુએ મહેશને પૂછ્યું કેમ, તું પણ આવેજ છે ને ?

મહેશ—માફ કરો, મ્હારે જરા જનાર્દનભાઇનું કામ છે. જે કામે આવ્યો હતો તે તો હું આ વાતોમાં ભૂલીજ ગયો.

દરમ્યાનમાં જતે જતે શ્વેતભાનુએ સુવાસિનીને પૂછયું. "તમને જીવનમાં સુખ લાગે છે ?

સુવાસિની—ઘણુંજ.

શ્વેતભાનુ—એ ઠીક છે. મ્હને હેની કુંચી જાણવાનું બહુ મન છે.

સુવાસિની—પાઠ ભજવવો મુકી દઇએ તો કુંચી હાથ લાગે.

શ્વેતભાનુ—એમ કેવી રીત્યે બને ?

સુવાસિની—લોકોને પસંદ પડતું હોય તે કરવા કરતાં એમનું ભલું કેમ થાય તેમ કરવાથી.

શ્વેતભાનુ ખડખડાટ હસ્યો ને કહ્યું–"લોક કહેવા લાયક હોય તોને ? આટલું કહી તે લક્ષ્મિપ્રસાદ હેની વાટય જોતા હતો ત્હાં ગયો ને પૂછયું મહેશ આવ્યો કે નહી ?

લક્ષ્મિપ્રસાદ—જનાર્દન સાથે વાત કરે છે.

શ્વેતભાનુને તરતજ લાગ્યું કે પોતાનીજ વાત કરતો હશે ને હતું પણ એમજ. મહેશે થોડા શબ્દોમાંજ શ્વેતભાનુની વાત કરી ને પૂછયું કે શ્વેતભાનુ ગમતી ને મશ્કરો છે નહી ?

જનાર્દન—એ કાંઇ સાધારણ માણસ નથી. હેની કારકીર્દી ઘણીજ વખાણવા લાયક થવી જોઇયે.

મહેશે ડોકું ધુણાવ્યું તેથી જનાર્દને પૂછયું-તમને એમ નથી લાગતું ?

મહેશ—હેની હુશીયારીની હું ના નથી કહેતો. એતો સર્વજ્ઞ જાણીતી છે. પણ–પણ–

જનાર્દન—આંહ–ત્હેની મશ્કરીની વાતોની કોઇ દરકાર કરતું નથી. કારણ એતો મજાકજ કરતો હતો.

મહેશ—એ મજાક નહોતો કરતો.

જનાર્દન—આ બધી મજાક નહોતી ?

મહેશ—એતો કાંઇ માનતોજ નથી. ઇશ્વર કે મનુષ્ય કોઇનામાં હેને તો શ્રદ્ધાજ નથી. નીતિના સાધારણ સિદ્ધાંત પણ હેને માન્ય નથી, ને નાસ્તિક વાદ માટે તો મગરૂરી રાખે છે.

જનાર્દન ગંભીર જણાયો ને બોલ્યો કે "એ કમનસીબ વાત છે."

મહેશ—પણ એટલેથી પતતું નથી.

જનાર્દન—ત્હારે બીજું શું વધારે છે ?

મહેશ—અરે હેના જેવા કોઇ કાઇ નથી.

જનાર્દન—હું બહુજ દીલગીર છું કારણ મ્હને તો એ એક મહાન પુરૂષ જેવો લાગ્યો.

જનાર્દનને મ્હેશની વાત કાંઇ ગમી નહીં એટલે બહુવાર ના શોભતાં નમસ્કાર કરી ઘરમાં પાછો ગયો. સ્ટેશન તરફ જતાં રસ્તામાં શ્વેતભાનુ બીલકુલ બોલ્યો નહીં ને રસ્તે તે મંડળીના મકાન આગળ એ ને મ્હેશ ઉતરી પડ્યા ને લક્ષ્મિપ્રસાદ સ્ટેશન ઉપર ગયા. મંડળીના મકાનમાં જઇ શ્વેતભાનુએ અચ્છી રીત્યે પાનમાં કોકેઇન ખાધું એટલે કાંઇ મીજાજમાં આવ્યો.

મ્હેશ—ઠીક ત્હેં તો પગરણ માંડ્યું ખરૂં.

શ્વેતભાનુ—હા, માંડ્યું તો ખરૂં.

મ્હેશ—શ્વેતભાનુ ? હવે આટલેથી વાત છોડીદે. આ વ્યાજબી નથી થતું.

શ્વેતભાનુ કાંઇ બોલ્યો નહીં.

મ્હેશ—તું વખતે ફત્તેહ પામે. પણ-

શ્વેતભાનુ-તું એમ કહેવા માંગે છે કે હું સુવાસિનીને લાયક નથી ?

મ્હેશ—તે તું સારી રીત્યે જાણે છે.

શ્વેતભાનુને ખૂબ હસવું આવ્યું.

મ્હેશ—આ જો, અહીં આવ્યો કે તરત કોકેઇન ચડાવ્યું.

શ્વેતભાનુ—તે તો સુવાસિની જાણે છે હવે.

મ્હેશ—એ ક્યહાંથી જાણે ?

શ્વેતભાનુ—ત્હેં હેને કહ્યું છે ને વળી જનાર્દનને પણ કહ્યું.

મ્હેશ ઝંખવાણો પડ્યો એટલે શ્વેતભાનુએ કહ્યું-"હેમાં શરમાવવાનું નથી. મ્હેંજ ત્હને પરવાનગી આપેલી છે. અને તેથી હું તો ઉલટો ખુશી થયો છું. પણ એટલું યાદ રાખજે કે શરત મારી છે એ વાત કહી તો પછી જોવા જેવું થશે.

શ્વેતભાનુની આંખ્યમાંથી ખરતા અગ્નિ જેવા તેજથી મ્હેશ ડર્યો.

મ્હેશ—પણ-પણ-તું-કાંઇ-ખરેખર-બાજી રમવાનો છું ?

શ્વેતભાનુ—અલબત્ત. ને જો તું તે પ્રમાણે નહી વર્તે તો પછી મ્હને તો તું ઓળખેજ છે.

મ્હેશ—અલબત્ત. વચન તે વચનજ છે.

શ્વેતભાનુ જા, હવે સૂઇજા-વખત થયો છે.

મ્હેશ—વધારે વાર રહ્યો હોત તો શ્વેતભાનુની આંખ્યનાં ભવાં ને હેની કીકીમાંથી અગ્નિ જેવી નીકળતી જ્વાળા જોઇ બેહોશજ થયો હોત.

---

# પ્રકરણ ૫ મું.

## મનના વલણમાં ફેર.



જનાર્દનને ઘેર જઇ આવ્યા પછી શ્વેતભાનુની વર્તણુંક ને મનમાં ફેર પડતો જણાયો. આશાનાં બીજ હેના મનમાં સ્ફુરવા લાગ્યાં ને કેફ થોડા કરવા માંડ્યો. એમ જણાતું હતું કે સુવાસિનીએ હેના મન ઉપર કાંઇ અસર કરી છે. હમણાં માંડેલી બાજી આગળ શરૂ કરવી રહેવા દીધી હતી; પરંતુ સ્ત્રી વિશે જ્યારે વાત નીકળતી ત્યારે સ્હેજ ઓછી કટુ વાણી બોલતો. મહેશ અને રમેશ એ જણે આ ધ્યાનથી જોયું ને વિસ્મય પામ્યા. હેમને લાગ્યું કે શ્વેતભાનુ સુધરવા મંડ્યો કે આ તે અમસ્તો નાટકજ ભજવે છે? છતાં શ્વેતભાનુ શૂન્યમુન્યજ રહેતો ને મનમાં અસ્વસ્થ રહેતો. આ ઉપરથી મહેશે રમેશને પૂછ્યું "આતે કાંઇ સુધરવા તરફ વલણ થયું લાગે છે કે શું?"

રમેશ—એમ પણ હોય. જ્યાં ઢોંગ તો નથી કરતો એમ લાગે છે.

મહેશ—કારણ?

રમેશ—એજ કે એ જાહેતા છે તેવા સુવાસિની હેને બનાવે તેમ છતાં લગ્ન કરવાનાં છે.

મહેશ—પણ જો તે સુધરતો હોય તો ત્હારે કાંઇ વાંધો છે?

રમેશ—બીલકુલ નહીં. હું તો ઉલટો ખુશી થઇશ, માત્ર આપણી શરતની વાત પછી નહીં રહે.

આ વાત મંડળીના મકાનમાંજ થતી હતી. તે દરમ્યાન શ્વેતભાનુ ત્યાં આવ્યો. તે ઘણો ફીકકો પડી ગયેલો જણાતો હતો ને મ્હોં ઉપરથી મન અસ્વસ્થ હોય તેમ જણાતું હતું. અંદર દાખલ થતાંજ મહેશ ને રમેશ ભણી ગયો એટલે મહેશે પૂછ્યું—"શ્વેતભાનુ? તબીયત તો ઠીક છે ને?"

શ્વેતભાનુ—મ્હારૂં માથું ઘણુંજ દુઃખે છે.

આથી મહેશ ને રમેશ અચંબો પામ્યા હોય તેમ જોઇ રહ્યા.

શ્વેતભાનુ—એ ઉપરથી કાંઇ બીજું અનુમાન ના કરતા. મ્હેં

કેફ નથી કર્યાં. આતો કાઉન્સીલમાં જવાની લ્હાયને લીધે છે.

મહેશ—કાંઇ નવાજૂની થઇ છે ?

શ્વેતભાનુ—હેવું મહત્ત્વનું તો કાંઇ નથી. એતો ફલાણાને લખો ને ઢીકણાને લખો ને હેવીને હેવી પીડાઓ. મ્હને તો એ લત મૂકી દેવાનું મન થાય છે.

રમેશ—પછી ત્હારે મ્હોટા કેમ કહેવાશો ?

શ્વેતભાનુ—જહાનમમાં ગઇ મ્હોટાઇ.

મહેશ—બોલવું તો સ્હેલુંજ છેસ્તો. પણ બધી ધામધુમ તો હેના ઉપર છે ને ?

શ્વેતભાનુ—શું બોલ્યો ?

મહેશ—એ વળી ભવિષ્યનું શું પછી ? આ લગ્નની વાતો ને કાઉન્સીલની વાતોનું ભવિષ્ય શું થશે ?

શ્વેતભાનુ—તે ત્હમારે જોવાનું નથી.

મહેશ—હેમાં હમારે પણ લેવા દેવા છે નથી એમ નહીં. શરત મારી છે તે ભૂલી ગયો ?

શ્વેતભાનુ ગુસ્સે થયો જે હેવું કડવું વેણ કહ્યું કે રમેશને ઘણું ખોટું લાગ્યું. રમેશે આજે જ્યારથી શ્વેતભાનુને જોયો ત્યારથી હેના ઉપર હેને ગુસ્સો આવ્યો હતો. હેને લાગ્યું કે શ્વેતભાનુ હેને ધિક્કારે છે તેથી બોલી ઉઠયો કે " મહેશ ? આપણા આ અક્કડખાં તો આટલેથી ડરી ગયા લાગે છે."

શ્વેતભાનુ જેમ ઘા વાગ્યો હોય તેમ ચમકયો ને રમેશનો તિરસ્કાર યુકત ચ્હેરો જોઇ રાતો પીળો થઇ ગયો. આજે હેણે કેફ કર્યો નહોતો તેથી ખરા રૂપમાં નહોતો આવ્યો.

શ્વેતભાનુ—તું શું બકે છે રમેશ ?

રમેશ—એ કે હવે હમારા અક્કડખાં નરમ પડયા છે. આ તો જાણ્યું કે કામ મુશ્કેલ છે એટલે પાછી પ્હાની કરવા માંડી.

શ્વેતભાનુ નીચું જોઇ રહ્યો. હેના મનમાં શરમાયો ને લાગ્યું કે જે કામ શરૂ કર્યું છે તે ખોટું તો છે. પણ મરવું એ વાત હા. પણ હવે કબુલ કરવું કે ખોટું થાય છે તે ના બને.

રમેશ—વળી હવે તો કેફને પણ છોડી દીધું છે એમ જણાય છે. કોને ખબર છે ? કાલ્ય ઉઠીને કેફના અવગુણ સંબંધી નિબંધ પણ લખી કાઢશે કે એક મ્હોટું ભાષણ આપશે.

આ સાંભળી શ્વેતભાનુ ના ખમાયાથી ઉભો થયો. રમેશ જેવો માણસ આમ મશ્કરી કરે એ અસહ્ય હતું. રમેશને કહેવાય હેવું કહેવા તૈયાર થયો પણ વળી હોઠે આવેલા શબ્દો દાબી દીધા. એકદમ નોકરને બોલાવ્યો ને પાન તથા કોકેઈન મંગાવ્યું.

મહેશ—શ્વેતભાનુ ? કોકેઈન ના લે.

શ્વેતભાનુ વળી અકળાયો. મનમાં વિચાર્યું કે આ મરઘડાં મ્હારા કામમાં કેમ આડ આવતાં હશે !

શ્વેતભાનુ—ખાખરાની ખીસ્કોલીઓ ? મ્હારા કામમાં આમ આડે આવવાનું ત્હમને કોણે ક્ય્હારે સોંપ્યું ?

મહેસ—ખોટા રૂપમાં ના લેઈશ. ખરી રીત્યે તો હવે ત્હને જે કામ ઉપાડયું છે તેની શરમ તો આવેજ છે.

શ્વેતભાનુ—કયું કામ ?

મહેશ—એતો તું જાણે છે. જો આમ નીશો ના કરતો હોત તો શરૂવાતજ ત્હેં ના કરી હોત. અને જ્ય્હારે તું છોડી દેવાની તૈયારીમાં હતો ત્ય્હારે હું ઘણોજ ખુશી થયો હતો.

શ્વેતભાનુએ જવાબ આપ્યો નહીં. ને એટલામાં નોકર પાન ને કોકેઈન લેઈને આવ્યો તે ઉડાવા ગયો. હેના શરીરનું બંધારણજ કેફનું થઈ ગયું હતું તેથી હવે કાંઈ મીજાજમાં આવ્યો, એટલે રમેશે કહ્યું. " મિયાંને હિમ્મત તો બીબી આપે ત્ય્હારેજ આવે છે. " રમેશે અત્યારે જેટલો બને તેટલો શ્વેતભાનુને ચ્હીડવવાનોજ વિચાર કર્યો હતો.

શ્વેતભાનુ—બીલકુલ હીમ્મત ના હોય તે કરતાં તો સારૂં છે. અને એટલું યાદ રાખજે કે ત્હારી માફક ઘેર જઈ છોકરાંના હીંચકાની દોરડી તો નહીંજ ખેંચું.

રમેશ—હમણા તો નીશો મૂકી દેવાનો વિચાર કર્યો હતો ને એક અઠવાડીઆ સુધી ના કરવો એમ મનમાં તો હતું.

શ્વેતભાનુ—લે ત્ય્હારે ચક્રવર્તી વ્યાજ સાથે સાટું વાળીશ. એમ કહી પાછું પાન તથા કોકેઈન ચાવી ગયો.

મહેશ બધામાં કાંઈક સમજુ હતો તે ગભરાયો તેથી બોલ્યો -

" શ્વેતભાનુ ? હું બહુ દીલગીર છું. હું ધારતો હતો કે—

શ્વેતભાનુ—જે હું મ્હારા કામ માટે પસ્તાઉ છું ને બાજી માંડેલી ઉપાડી લેવા માગુ છું કેમ ? અરે ભલાઓ ? જો હું બોલ્યો છું

તે નક્કી પાર ઉતારવાનોજ છું. સ્ત્રીઓનો ઉચ્ચ સ્વભાવ છે તેવું ત્હમારી માફક હું માનતોજ નથી.

મહેશ કે રમેશે જવાબ ના આપ્યો. શ્વેતભાનુથી તે ડરતા હતા.

શ્વેતભાનુ જો કે ઠંડે પેટે બોલતો હતો પણ હેની આંખ્ય જોઈ હોય તો એમજ લાગે કે શુંનું શું કરશે. શ્વેતભાનુએ તો બોલવું શરૂજ રાખ્યું—" હું તો બાજી પ્રમાણીકપણેજ રમીશ. મ્હારો એકપણ વિચાર હુ છુપો નહીં રાખું. ખોટા ઢોંગથી કે વેષથી સુવાસિની સાથે લગ્ન નહીં કરૂં. એમ કરવાનું કારણજ નથી. કારણ, મ્હારૂં કહેવુંજ એછે કે સ્ત્રીની સ્વાર્થી ઇચ્છા પુરી પડે એટલે એ કશાની દરકાર રાખતીજ નથી.

મહેશ—હવે બહુ થયું. ત્હારૂં કહેવું યોગ્ય નથી. જનાર્દનને ત્હાં જઈ આવ્યા પછી ત્હારોએ વિચાર બદલાયો હશે.

શ્વેતભાનુ—મહેશ ? સાચું કહેજે, જનાર્દનને ઘેર મ્હેં મ્હારો એકે વિચાર છુપાવ્યો હતો ? ધર્માંધ જેવો કાંઈ ઢોંગ કર્યો હતો ? અને વળી વધારામાં ત્હેં મ્હારા વિષે કહેવામાંએ કાંઈ બાકી મૂકી હતી ? સુવાસિનીને ત્હેં હું પાઠશાળામાં હતો ત્હારે કેવા હતા, મ્હારા વિચાર કેવા હતા, તે શું નહોતું કહ્યું ? જનાર્દનને નહોતું કહ્યું કે હું નાસ્તિક છું, આપણાં નીતિના સિદ્ધાંતોને ધિક્કારૂં છું ને ઘણોજ નીશાબાજ છું ? ના કહી શકીશ તું ?

મહેશ—ત્હેં મ્હને પરવાનગી ન્હોતી આપી ?

શ્વેતભાનુ—અલબત્ત મ્હેં આપીજ હતી. હેમાં શરમાય છે શું કરવા ? ત્હારાથી બન્યું તે ત્હેં કર્યું ને મ્હારાથી બન્યું તે મ્હેં કર્યું. પણ જો આ.

એમ બોલી મહેશ ભણી એક કાગળ નાંખ્યો.

મહેશ—મ્હારે વાંચવાનો છે ?

શ્વેતભાનુ—નહીં તો શું કરવા ત્હારી તરફ ફેંકું ?

મહેશે કાગળ ઉકલીને વાંચ્યો તો જનાર્દને શ્વેતભાનુને જમવા બોલાવ્યો હતો.

મહેશ—તું જવાનો છું ?

શ્વેતભાનુ—અલબત્ત. તું એમ સમજે છે કે હાવો લાગ જવા દઉં? રમેશને વંચાવ્ય ગભરાય છે શા માટે ?

રમેશ—અંહ. હેમાં શું ?

શ્વેતભાનુ—હેમાં શું કેમ? જનાર્દને સુવાસિનીને પૂછીનેજ પગલું ભર્યું હશે. અરે વખતે સુવાસિનીએજ આ જનાર્દનને સુઝાડયું હશે. તો તો તે જાણે છે કે હું-જવા દોને-આ ત્હમે જેવો કહો છો તેવો છું. હું ગમે તેવો છું. નાસ્તિક છું, કેરી છું; પણ કોઇએ બ્હાર મ્હને એમ ફરતાં જોયો છે. ઉલટું બ્હાર મ્હારા વિશે સારૂં બોલાય છે તેથીજ જમવાનું ન્હોતરૂં છે.

રમેશ—જમવા બોલાવ્યો છે ત્હેમાં શું ફુલાઈ જાય છે?

શ્વેતભાનુ—હેમાંજ ફુલાવવાનું છે ને એથીજ જે મ્હેં કહ્યું તે પૂરવાર થાય છે. આટલું બોલી ત્હાંથી ઉઠી ગયો ને બ્હાર ચાલતો થયો. મહેશને રમેશને ખબર નહોતી પણ જ્યારે શ્વેતભાનુ મંડળીના મકાનમાં આવ્યો હતો ત્હારે જનાર્દનને ઘેર જમવા ના જવું હેવો વિચાર કરીને આવ્યો હતો. સુવાસિની જેવી સ્ત્રી માટે શરત મારી હતી તેથી તે શરમાતો તો હતોજ અને વધારે શાથી કે કેટલાક દીવસ થી કેફઇનિ ના લેવા ખૂબ મન મારતો હતો. કેફે ત્હેના ઉપર કેટલો કાબુ મેળવ્યો હતો તે પોતે સારી રીત્યે જાણતો હતો અને જો તે નહીં રોકે તો વાત હજુપણ છેક હાથથી જશે. એકજ દીવસ સુવા-સિની જેવી સ્ત્રી સાથે રહ્યાથી હેનામાં સંતાઈ બેઠેલું મનુષ્યત્વ સ્ફુરવા માંડયું હતું. હેના મિત્રો તેમજ પોતે જાણતો હતો કે શરત મારી હતી તે નીશાના જોરમાં મારી હતી અને ડાહ્યો મનુષ્ય એથી બંધન માં આવતો નથી. આખો તે દીવસ કેફ ના કરવાનોજ વિચાર હેણે કર્યો હતો ને મંડળીના મકાનમાં જ્યારે આવ્યો ત્હારે મહેશ તથા રમેશને કહેવાનો પણ વિચાર કર્યો હતો કે હવે આપણે શરતની વાત મૂકી દેવી. પણ નશાએ તેમ કરવા ના કહેતું હતું. કેફ નહોતો કર્યો. તેથી તે જરા અસ્વસ્થ તો હતોજ તેમાં મહેશ ને રમેશે ત્હેની તરફ વિસ્મયથી જોયું તેથી તે વધારે અસ્વસ્થ થયો. જો મહેશને રમેશે આજે મૌનજ પકડયું હોત તો પાછળથી જે બનાવ બન્યો તે ના બન્યો હોત. પણ બન્ને જણે હેને મ્હેણાં માર્યાં તેથી ત્હેનો પીત્તો ખસ્યો. બન્નેને તે પોતાનાથી હલકા સમજતો હતો ત્હેમણે આજે હે-નાથી ઉંચા છીયે એમ દેખાડયું તે અસહ્ય થઈ પડયું. આથી કેફ કર્યો ને જે સારા વિચાર કર્યા હતા તે બધા ઉડી ગયા. શ્વેતભાનુ મરી જાય એ વાત હા હતી પણ પોતે હાર્યો એતો કાળાન્તે કબુલ કરે

એમ નહોતું. મ્હોટી મ્હોટી વાતોનું પરિણામ ઘણુંખરું હાવી નજીવી બાબત ઉપર રહે છે.

શ્વેતભાનુના ગયા પછી રમેશ ને મહેશ ચુપ બેસી રહ્યા. પણ પછી મહેશ બોલ્યો—"રમેશ ! આપણે મુર્ખાઇ કરી હોં.

રમેશ—વળી મુર્ખાઇ શેની ?

મહેશ—કેમ નહીં ? આપણે પણ હેના જેવાજ થયા ને ? આપણે તો કંઇ નહોતો કર્યો ને ?

રમેશ—વાત તો ખરી પણ આમ ગધેડાનું પુછડું પકડી રહેશે એમ કોણ જાણતું હતું ?

શ્વેતભાનુ—એ કેવો છે તે તો આપણે જાણીયે છીયે. આજે આપણે જો છાના રહ્યા હોત તો હેણે બધી વાત પડતી મૂકી હોત. પણ હવે એ કશાથી ડગશે નહીં.

રમેશ—ઠીક ત્યારે સુવાસિનીને પણ ખબર તો પડશે કે કેવાં લગ્ન કર્યા. પણ વાંધો શો છે ? કાંઇ હેનાથી વળવાનું નથી, અને કાંઇ ગંભીર રૂપ થશે તો હું સુવાસિનીને તથા જનાર્દનને બધી હકીકત કહી દઇશ.

મહેશ—ખબરદાર-એ નહીં બને

રમેશ—કેમ નહીં ?

મહેશ—ત્હારી મગદૂર શી છે કે તું બધું કહી દે; સુવાસિની પછી તો આપણુ ત્રણેને ધિક્કારશે. એ કેવી છે તે તો તું જાણે છે.

રમેશ ચુપ થઇ ગયો. પછી બોલ્યો—"જનાર્દનતે જમણ આપે છે કે માત્ર થોડા મિત્રોનેજ બોલાવ્યા છે ?"

મહેશ—જમણ હોય તો આમ કાગળથી ન્હોતરૂં હોય ખરૂં ?

રમેશ—જનાર્દનને ત્હેં બધું હેના વિશે કહ્યું એ સાચી વાત ?

મહેશ જરા શરમાયો પણ બોલ્યો—"પણ હેને ગળે વાત ઉતરી નહોતી. શ્વેતભાનુને તો આપણે જાણીએ છીયે. હેના સ્હામું બોલતો હોય ત્યારે જોઇયે છીયે ત્યારે એમ લાગે છે કે આ તે મજાક કરે છે કે ખરા દીલથી કહે છે. વળી હેવો તો ખૂબસુરત ને મોહક છે કે જનાર્દન તો હેનાથી એકદમ મોહિતજ થઇ ગયો. જો કે પ્હેલાં તો પોતાના ખરા રૂપમાંજ એ હતો પણ જતાં પ્હેલાં હેનું તો રૂપ બદલ્યું કે જાણે મ્હોટો સાધુ. સુવાસિનીએ હેને વખાણ્યો હતો.

રમેશ—તું એમ ધારે છે કે એ બાજી જીતશે ?

મહેશ—મ્હને ખાત્રી છે કે એ જનાર્દન પાસે માગું કરશે, ને આ વાતમાં એક ફેરી ચીત પરોવ્યું છે એટલે સાધારણ મુશ્કેલીઓને તો એ ગાંઠવાનોજ નથી. જનાર્દન કાંઈ આનાકાની કરશે તો એ બહુજ ચડસે ભરાશે. ચડસે ભરાવવાનું બીજું કારણ પાછું એ કે ત્હેં આજે હેને બહુ મ્હેણાં માર્યાં. આપણે એ મુર્ખાઇ ના કરી હોત તો સારૂં હતું. મ્હને તો આ બધી વાતની શરમ આવે છે.

રમેશ—આપણે બ્હીવાનું કાંઇજ નથી. સુવાસિની કેવી છે તે આપણે જાણીયે છીયે. તે કાંઇ હુંશીયારીથી કે દેખાવડાપણાથી દોરાઇ જાય હેવી નથી.

મહેશ—પણ ભલા માણસ ? સુવાસિની હીમ્મતને બહુ વખાણે છે. આપણા ઇતિહાસમાંથી એ કોને પસંદ કરે છે એ ત્હેને ખબર છે ?

રમેશ—ના.

મહેશ—પૃથુરાજ, શીવાજી, તૈમુર કબીર–નૃસિંહ મેહેતા.

રમેશ—વિચિત્ર ભેળભેળ છે આ તો.

મહેશ—હા. પણ દરેકમાં હીમ્મતનો ગુણ સાધારણજ હતો.

રમેશ—પણ શ્વેતભાનુએ હેવું શું કર્યું છે ?

મહેશ—કર્યું નથી પણ કરી શકે હેવો છે. જ્યહાં એ હોય છે ત્યહાં કેમ આપણે બધાએ ખુણે પડી જઇયે છીયે ? શ્વેતભાનુના મનમાં કાંઇ હેવી આશા ઉત્પન્ન થાય તો તો જરૂર તે મ્હોટું કાર્ય કરે.

રમેશ—પણ આપણે બ્હીવાની જરૂર નથી. હેને જમવાનું ન્હોતરૂં ક્યા દીવસનું છે ?

મહેશ—આવતે ગુરૂવારે.

રમેશ—આપણને પણ ન્હોતરૂં આવે તો સારૂં.

ખરી રીત્યે એ બન્નેને પણ જમવા બોલાવ્યાજ હતા. ને ગુરૂવારે એ પણ જનાર્દનને ત્યહાં જમવા આવ્યા હતા; કારણ આજે જનાર્દનને ત્યહાં સુવાસિનીની વર્ષગાંઠ હતી. જમતે જમતે તો કાંઇ બહુ વાતો ચાલી નહીં. માત્ર નવાં પુસ્તકો ઉપર તથા કેટલાક તાજા બનાવોનીજ વાત થઇ. મહેશ ને રમેશ શ્વેતભાનુને ખૂબ ધ્યાનથી જોતા હતા અને તે જે બોલતો તે સાંભળતા. શ્વેતભાનુ તરત સમજી ગયો કે એ બેના મનમાં શા વિચાર ઘોળાયા કરતા હતા અને જનાર્દન તથા સુવાસિનીને

હેમના વિચારોની ખબર પડી હોત તો વખતે પોતાને અપમાનભેર ઘેર છોડી ચાલ્યા જવું પડત. થોડીવાર પછી રાજ્યકીય વાત નીકળી અને જમનારામાંથી કોઇ બોલી ઉઠ્યું કે કાઉન્સીલના સભાસદો સ્વાર્થનો ભોગ ઘણોજ આપે છે.

મહેશ—પણ શ્વેતભાનુ એ માનતો નથી. એ તો કહે છે એ બધું ફારસ છે. આથી બધાએ હેના તરફ જોયું.

શ્વેતભાનુ—ત્હારી ભૂલ્ય છે. એ લોકો બહુજ સ્વાર્થ ત્યાગ કરે છે એમ હું માનુંછું.

રમેશ—શ્વેતભાનુએ પોતાના વિચાર બદલ્યા જણાય છે.

શ્વેતભાનુ—બીલકુલ નહીં. પોતે ઘણોજ સ્વાર્થનો ભોગ આપે છે, પણ કોને સારૂ તે ભોગ આપે છે જો પૂછો તો કહુંછું કે પોતાનેજ માટે.

રમેશ—ત્ય્હારે તો નૂતનપુર તરફનો ઉમેદવાર પણ—

શ્વેતભાનુ—એજ–તું ધારે છે તેમજ પોતાને માટેજ

સુવાસિની—હું ધારૂંછું શ્વેતભાનુ પોતાનેજ આમ બોલવાથી અન્યાય કરે છે.

શ્વેતભાનુ—સાચી વાત છે. જે લોકો સ્વાર્થ ત્યાગી છે તેમનો સહવાસ કરવા યોગ્ય નથી.

મહેશ—જા, જા. હવે તું હેવું વળી માનેછેજ ક્ય્હારે ?

શ્વેતભાનુ—હું મ્હારા ખરા દીલથી એજ માનુછું. એક દિવસ એક ઠેકાણે હમે છ જણ બેઠા હતા ને વખત ગાળવા રમત રમવા વિચાર કર્યો. હવે રમત હેવી હતી કે હેમાં ચાર જણજ રમી શકે. હમારામાંના ચાર સ્વાર્થત્યાગી હતા ને તેટલા માટે પોતે રમવા નાખુશી દેખાડી. ઘણુંએ કહ્યું પણ બીજાને ગમ્મત પડે તેટલા સારૂ સ્વાર્થત્યાગ કરવા નાજ રમ્યા. બે જણ સ્વાર્થી હતા તે રમવાને લલચાયા. એટલે થયું એમ કે ચાર જણ વિના રમાયજ નહીં એમ હતું તેથી હમારી તે દીવસની આખી સાંઝ બગડી ગઇ. બધા તાલ બગડ્યો ને તેનું કારણ એ સ્વાર્થનો ભોગ આપનાર મહાપુરુષો હતા.

હેવા તો ગંભીરાઇથી એ બોલ્યો કે સુવાસિનીને ખૂબ હસવું આવ્યું.

શ્વેતભાનુ—ઘણીએ વખત હાવા માણસોએ બીજાને સુખ કરીએ છીયે હેવા બ્હાને બધો તાલ બગાડ્યો છે. જો હવે હામાં ખરા પ્રમાણીક ને ખુલ્લી રીત્યે સ્વાર્થી માણસ હોત તો સારી રીત્યે ગમ્મત કરત.

સુવાસિની—પોતાના સ્વાર્થથી ગમ્મત મળે છે એમ જે માને છે તે તો દુઃખીજ થાય છે.

શ્વેતભાનુ—એ તો ભૂલ્ય છે. જે નીતિવાળા ને સ્વાર્થ ત્યાગી કહેવાય છે તેમની સાથે કામ પાડવું બહુ મુશ્કેલ છે. જેટલા હેવા મનુષ્યો મ્હેં જોયા છે તે બધાજ દુઃખી જેવા જણાયા છે ને ત્હેમનાં મ્હોં જાણે એળીઓ ખાધો હોય તેવાં જણાય છે.

સુવાસિની—ત્ય્હારે ત્હમારા ધારણે કેવા થવું જોઇયે ?

શ્વેતભાનુ—જ્હેને જેમ ફાવે તેમ માનવા દેવું ને ચાલવા દેવું. હું જાણું છું કે આ નાસ્તિકતા કહેવાય છે, પણ કોઇ સમજુ એમ કહેશે કે આપણાં આટલાં બધાં શાસ્ત્રો નાત્યો, જાત્યો, ધર્મના પંથો છે છતાં આપણે વેદના વખત જેવા સુખી છીયે ?

જમી રહ્યા પછી રમેશે મહેશને કહ્યું કે—માળો પોતાના વિચાર તો છુપાવતો નથી.

મહેશ—પણ સુવાસિની શું કહે છે જવાબમાં એ તો હજી જોવાનું છે.

રમેશ—પણ એ તો જાણે છેજ કે આ મજાકજ કરે છે.

મહેશ—ત્હારૂં ધારવું હેવું છે ?

રમેશ—અલબત્ત.

પરંતુ આ હેમનું ધારવું ખોટું હતું. સુવાસિની જાણતી હતી કે શ્વેતભાનુ જે બોલતો હતો તે ઉંડી રીત્યે જોતાં ખરા દીલથીજ બોલતો હતો અને તે માટે તે દીલગીર થતી હતી. શ્વેતભાનુની હાજરી ત્હેને બરાબર ગમી તો નહીં પરંતુ ત્હેના દેખાવથી ને બોલોથી મોહ તો પામી. હેની વર્તણુંક કેવી છે એ શું શું માને છે વીગેરેની બરાબર સમજણ પડી નહીં. જ્ય્હારે જ્ય્હારે તે નાસ્તિકતા દર્શાવતો ત્ય્હારે હેને એમ લાગતું કે હેને અહીં જમવા બોલાવ્યોજ ના હોત તો સારૂં થાત, પણ જ્ય્હારે રૂપ બદલીને જે વિષયોમાં સુવાસિનીને રસ પડતો તે ખરા દીલથી રસયુકત બોલતો ત્ય્હારે હેની તરફનો અણગમો તદ્દન ભૂલી જતી. મ્હેમાનો જ્ય્હારે જમ્યા બાદ ગયા ને સુવાસિની એકલી પડી ત્ય્હારે વિચાર આવ્યો કે જો શ્વેતભાનુ હેના જેટલા ખોટા વિચારો છે તે છોડી દે તો કેવો નમુનેદાર મનુષ્ય બને ! અજાયબી હને ઉપજે છે કે એ શું ના કરી શકે ?

---

# પ્રકરણ ૬ ઠું.

## આજનું મંડાણ.



જનાર્દનને ત્હાંના જમણ પછી શ્વેતભાનુ અને સુવાસિની ઘણુંખરૂં મળતાં. જે જે ઘેર સુવાસિની કાંઇ પ્રસંગોને લઇને જતી ત્હાં શ્વેતભાનુને પણ આવેલો જોતી. તે એકબીજા સાથે ઘણુંજ થોડું બોલતાં પણ બન્ને એકબીજાને ગમતાં લાગતાં. શ્વેતભાનુ જ્હારે સુવાસિની હાજર હોય ત્હારે પોતાના વિચારો તેમજ નાસ્તિકપણું ઘણુંખરૂં બતાવતો નહીં. એક દેવી માફક સુવાસિની શ્વેતભાનુના મન ઉપર છાપ પાડતી. ને હેની સંગતમાં જેટલી વખત રહેતો તેટલી વખત પોતે ઉચ્ચગામી થતો હોય તેમ લાગતું. પુરૂષો સાથે એ હળતો મળતો ત્હારે પોતાના ખરા રૂપમંજ પ્રકાશતો. મહેશ તથા રમેશ શ્વેતભાનુ શું કરવા મંગે છે તે હજી બરાબર સમજી શક્યા નહોતા. પણ તેઓ પોતાનાં આપેલાં વચન હજી બરાબર પાળતા હતા. કેટલાક એમ સમજતા કે શ્વેતભાનુનાં સુવાસિની સાથે લગ્ન થશે ત્હારે, કેટલાક એમ માનતા કે એતો લગ્ન કરે તેવો છેજ નહીં. પણ કોઇને આ બાબતની ખરી ખાત્રી નહોતી. શ્વેતભાનુ પોતાના મનનો પાર કોઇને એકદમ આપે હેવો નહોતો અને હમણાં હમણાંનો તો પોતાના ઓળખાણ પીછાણવાળા સાથે બહુ હળતો ભળતો નહીં. ખરી રીત્યે હેને મિત્ર કોઇ હતોજ નહીં.

મહેશને રમેશે ઘણી વખત હેના વિચાર શું છે તે જાણવા પ્રયત્ન કર્યો પણ જ્હારે હેને તે વિશે પૂછતા ત્હારે હેવા પ્રકારથી હેમની તરફ જોતો કે તે વધારે બોલીજ શકતા નહીં. જ્હારે સુવાસિનીને શ્વેતભાનુ મળતો ત્હારે ઓરજ રંગ હેના મુખ ઉપર આવતો. છેવટે એક દીવસ મનમાં દૃઢ નિશ્ચય કર્યો ને જમી રહીને તરતજ જનાર્દનને ઘેર ગયો. જનાર્દને કે કોઇએ આજે હેને બોલાવ્યો નહોતો પણ પોતાની મેળેજ ગયો. રસ્તે ઘણા ઉંડા વિચારમાં પડયો હતો. રસ્તામાં એક વર્તમાનપત્ર ખરીદી લીધું પણ બીલકુલ વાંચ્યું નહોતું. આસપાસ નજર કરતો પણ વિચાર વમળને લીધે કાંઇ જોતોજ નથી

એમ ચાલ્યો જતો હતો. ઉંઘમાં હોય તેમજ ચાલ્યો જતો હતો. રસ્તે જતાં ગાડી કરી લીધી ને પછી અંદર બેઠાં બેઠાં વિચાર આવ્યો કે જઇને સાચેસાચું બધું કહી દઉં? પેલી શરતની પણ વાત કરી દઉં? ના, ના, એતો નાજ કહેવી. ગાડીમાંથી બહાર જોયું. ફાટી આંખ્યે જોઇજ રહ્યો. જનાર્દન ના કહેશે. સુવાસિનીજ ના કહેશે તો? અરે ભાર શા છે? હજાર ફેરી ના કહેશે તોપણ ફરી ફરીને માંગણી કરીશ. મ્હારે માટે ના નહીંજ કહે.

ગાડી જનાર્દનના ઘર આગળ આવી પ્હોંચી. ગાડીમાંથી ઉતર્યો ગાડીવાળાને ગાડી ઉભી રાખવા કહ્યું. મનમાં થયું કે જનાર્દન ઘેર હશે કે નહીં ને હશે તો મળશે કે નહીં? તરતજ હેની આંખ્યમાં નવું તેજ આવ્યું. આશા ઉત્પન્ન થઇ તેની સાથે દૃઢ બન્યો. જનાર્દનનું મકાન ગામની વસ્તીથી જરા દૂર હતું. મકાન એક મ્હેલના જેવું હતું. અંદર પેસવાને બે મ્હોટા ઝાંપાવાળા દરવાજા હતા. પેસતાં આસપાસ સુવાસિત ફુલોનો બાગ મ્હેંકી રહ્યો હતો. આજુબાજુ ઘોડાગાડી તથા ચાકર નોકરને રહેવાનાં મકાન હતાં. પેસતાં સ્હામેજ થોડે દૂર ઉંચા ઓટલાનાં પગથીયાં ચ્હડતાં પેહેલો દીવાનખાનાનો ખંડ આવતો હતો. આ મકાનમાં શ્વેતભાનુ બે ફેરી આવી ગયો હતો પણ તે વખત આ બધું ધ્યાનથી જોવાને હેને વખત નહોતો. આજે બધું એનુંએ તેને અવનવું લાગતું હતું. મકાનની પાછળની બાજુએ રમતારમવાની જગ્યા હતી. મકાન જેવું તેવું નહોતું. એક મ્હોટા વ્યાપારીને છાજે તેવું ને મજબૂત હતું. તેના નોકરચાકર પણ ઉજળાં કપડાંવાળાં ને ચોખ્ખાઇ-વાળા હતા ને તે બધા જૂના હતા ને પોતાના શેઠના રીતરીવાજથી જાણીતા હતા. જનાર્દનના માનનો ખ્યાલ આપવાને એટલુંજ કહેવું બસ થશે કે જ્હારે ગાડીવાળાને શ્વેતભાનુએ જનાર્દનને ઘેર લેઇ જવાને કહ્યું ત્હારે તે તેની તરફ બહુજ માનપૂર્વક વર્ત્યો. ગાડી બહાર ઉભી રાખી દરવાજામાં પેઠો ને દેવડી ઉપર માણસ બેઠો હતો તેને પૂછ્યું—“જનાર્દનભાઇ ઘરમાં છે?

**નોકર**—નાજી.

**શ્વેતભાનુ**—ત્હારે-સુવાસિની છે?

**નોકર**—હાજી.

નોકરે શ્વેતભાનુને ઓળખ્યો તેથી તરત સુવાસિનીને ખબર

આપવા ગયો. થોડીવારે નોકર પાછો આવ્યો ને કહ્યું અંદર પધારો. શ્વેતભાનુએ હવે ગાડીવાળાને પૈસા ચુકવી આપી રજા આપી. ઘરમાં પેસતાંજ બધું વ્યવસ્થાપૂર્વક જોયું ને બધે શાંત હતું. આ બધું જોઇ એકદમ ત્હેના હૃદયમાં દુઃખ ઉત્પન્ન થયું. હું અહીં શું કરવા આવ્યો ? શાથી આવ્યો ? આમ વિચાર કરે છે એટલામાં સુવાસિનીના આવવાનો પગરવ સંભળાયો. સુવાસિની એ ઘરમાં પ્હેરવાનાં સાદાં કપડાંજ પ્હેર્યાં હતાં. અત્યારે તે ત્હેની ઉમર કરતાં ન્હાની જણાઇ.

શ્વેતભાનુ—માફ કરજો સુવાસિની ? હું કાંઇ ખાસ કામેજ આવ્યો નથી પણ આજ નવરો હતો એટલે એમ થયું કે જનાર્દનભાઇને મળું પણ તે તો બ્હાર ગયા છે ને જ્યારે આટલે આવ્યો ત્યારે એમ થયું કે એમને એમ પાછા જવા કરતાં તમને મળીનેજ જાઉં.

સુવાસિનીએ વિસ્મય પામ્યા જેવું કર્યું પણ ત્હેને શ્વેતભાનુના મ્હોં ઉપરથી એટલું લાગ્યું કે અત્યારે આ મશ્કરી કે ઠઠ્ઠાનું મ્હોં નહોય. હેની આંખ્યો, ચ્હેરા ઉપરથી એમ લાગ્યું કે તે બહુજ ગંભીર છે.

સુવાસિની—તહમારા મ્હોં ઉપરથી એમ જણાય છે કે કાંઇ સંકટમાં હો ને તે કામે અહીં આવ્યા છો.

શ્વેતભાનુ—મ્હારા કામને તહમે કેવા રૂપમાં જોશો તે હું જાણતો નથી પણ એક વિનંતિ કરવા આવ્યો છું.

સુવાસિની—શા વિનંતિ છે ? કાંઇ કુંડળમાં ભરાણું છે ? હેવાં કુંડળના કામને તો તહમે ધિક્કારો છો.

શ્વેતભાનુ—ના–જો મ્હારૂં કહેવું ધ્યાન દઇને સાંભળો તો કહું.

સુવાસિની જરા અસ્વસ્થ થઇ. શ્વેતભાનુની આંખ્યના અત્યારના તેજથી ડોળથી તે અસ્વસ્થ થઇ. હેને એમ થયું કે એક પરાયો પુરુષ આમ કવખતે આવે તે કાંઇ ઠીક ના કહેવાય ને તે મ્હારી પાસે.

સુવાસિની—મ્હને અચંબો લાગે છે કે તહમારે મ્હને વિનંતિ કરવાની છે અને કદાપિ કંઇ હોય તો તેથી હું શું તહમને ફાયદો કરવાની હતી ?

શ્વેતભાનુ—છતાં મ્હારૂં સાંભળો તો સારૂ.

સુવાસિની—ઠીક, ત્યારે જે કહેવાનું હોય તે કહી દ્યો.

સુવાસિની ગભરાતી હતી પણ હીમ્મત રાખીને બોલતી હતી. અત્યાર લગી તે ઉભી રહી હતી તે હવે એક ખુરશી ઉપર બેઠી ને

શ્વેતભાનુને પણ બેસવાનું કહ્યું પણ તેતો ઉભોજ રહ્યો. હાથમાંની લાકડી એક ખુણામાં જઇને મૂકી આવી સુવાસિનીના સ્હામો ઉભો રહ્યો ને બોલ્યો—" છેલ્લાં થોડાં વર્ષ થયાં હું કદી ગંભીર નથી બન્યો. અને જ્યારે હું ગંભીર થતો ત્યારે હમ્મેશાં બેસવા કરતાં ઉભોજ રહું છું. અત્યારે હું ખરા દીલથી વાત કરૂં છું."

સુવાસિની હેને ધ્યાનથી જોયાં કરતી હતી. હેનો શબ્દ મજાક ભરેલો ન્હોતો લાગતો. તહેના ફીક્કા ચ્હેરા તથા ગંભીર આંખ્ય ઉપરથી પ્હેલાંની નાસ્તિકતા કે હરામખોરી જણાતાં ન્હોતાં. વિનંતિ કરવાની હોય તો પુરૂષ વર્ગને કરજો એમ કહેવાનું મન સુવાસિનીને ઘણુંએ થયું. પરંતુ હેની મુખમુદ્રા જોઇ તે બોલી શકી નહીં. વિનંતિ કરવામાં પણ તહેનામાં ભવ્યતા જણાતી હતી. " સુવાસિની ? મ્હારા વિશે સારી વાત તો તહમે સાંભળીજ નથી. તહમને કહેવામાં આવ્યું છે કે હું નાસ્તિક, નિરીશ્વર વાદી છું. મનુષ્ય કે ઇશ્વર કોઇનામાં શ્રદ્ધા વિનાનો છું. તહમે જે સાંભળ્યું છે તે મુદ્દે ખરૂં છે. હું સારો માણસતો નથી એટલુંજ નહીં પણ સારાપણાનો વખાણનાર પણ નથી. મ્હને હેમાં થોડીજ શ્રદ્ધા છે."

સુવાસિની—હું કાંઇ ખ્રીસ્તિ ધર્મગુરૂ નથી તે તહમે મ્હારી આગળ તહમારાં માનસિક પાપો કબૂલો છો.

શ્વેતભાનુ—તહમે સાંભળવાનું કબુલ કર્યું છે માટે હવે બધું મેહેરબાની કરીને સાંભળો. હું કાંઇ અહીં વગર વિચાર્યે નથી આવ્યો તેમજ જે હું કહું છું તે અર્થ વિનાનું પણ નથી કહેતો. આજનો દિવસ મ્હારા જીવનમાં મ્હોટો ગણાશે અને જો ઇશ્વર હોય તો તે જાણે છે કે હું કેટલા ખરા અંતઃકરણથી બોલુ છું."

શ્વેતભાનુની બોલવાની ઢબ અને તે શું કહેવા માંગે છે તથા તેની ભવ્યતા વિગેરેથી સુવાસિની બોલ્યા વિના બેશી રહી.

"હું નથી જાણતો કે હું નાસ્તિક છું. ખરી વાત છે કે કેટલીક ફેરી મ્હને એમ થાય છે કે ઇશ્વરનું અસ્તિત્વ તો હોવું જોઇએ અને આ જીવન માત્ર એક આખા જીવનમાંનો થોડો ભાગ હોય. પણ આખોઘડીએ હાવા વિચાર નથી આવતા. હેમાં અજાયબ થવા જેવું પણ નથી કારણ મ્હને ન્હાનપણથીજ ઇશ્વર નથી એમ શીખવવામાં આવ્યું છે. કોઇના ઉપર શ્રદ્ધા કે વિશ્વાસ ના રાખવો એમ મ્હને શીખ-

વેઠ્યું છે. હું ધારૂં છું કે મ્હારા પિતાએ આ સારી ઇચ્છાથીજ કરેલું. ગમે તે હો પરિણામ એ છે કે હું હાલ છું તેવો થયો છું. માનો પ્રેમ તો મ્હેં અનુભવ્યોજ નથી. હું પાઠશાળામાં ગયો અને ત્યહાં રહ્યો તે દરમ્યાન મ્હારા પિતાની કેળવણી વધારે મજબૂત થઇ. હું સમજ્યો કે મ્હારામાં બુદ્ધિ છે અને જ્યહારે ડીગ્રી લીધી ત્યહારે એમ પણ કહેવામાં આવ્યું કે મ્હારૂં ભવિષ્ય, મ્હારી કારકીર્દી કીર્તિવંત નીવડશે. જ્યહારે હું ત્રેવીશેક વર્ષનો હતો ત્યહારે મ્હારો વિવાહ એક કન્યા સાથે થયો પણ લગ્ન વખતે પાછળથી તે કન્યા મારા તિરસ્કાર સાથે બીજાને પરણાવવામાં આવી. આથી પાછળથી મ્હને બહુ ખોટું લાગ્યું. હેનું પરિણામ એ થયું કે સ્ત્રી ઉપરનો મ્હારો ઇતબાર ઉઠી ગયો. ત્યહારથી હું સ્ત્રીઓથી દૂરજ રહું છું. હું સત્યજ કહું છું કે હું સ્ત્રીને ધિક્કારતો થયો. દરેક મનુષ્ય કોઇ આશા ઉપરજ જીવે છે અને મ્હને પણ મ્હારી આશા હતી. મ્હારી આશા ત્હમને વખતે હલકી, નીચ જણાશે પણ હું સત્યજ કહીશ. મ્હને કીર્તી મેળવવાની, મ્હોટી કારકીર્દી કાઢવાની અપ્રતિમ આશા છે. ખરૂં હોકે ખોટું હો પણ જે લોકો મ્હને ઓળખે છે તે જાણે છે કે મ્હારામાં અસાધારણ નૈસર્ગીક શક્તિ છે. અને તે બધા મ્હને કહે છે પણ ખરા. હું ધારૂં તો રાજ્યની કાઉન્સીલમાં સભાસદ થઇ નામ કાઢી શકું. ઘણું કરીને તો તે ત્હેમનું ધારવું ખરૂં છે.

આટલું કહી શ્વાસ લેવા, ખુલ્લી હવા લેવા એક બારી આગળ ગયો અને પાછો આવ્યો અને એક પગ ખુરશી ઉપર મૂકી બોલવું શરૂ કર્યું.

થોડા વખતથી મ્હને એમ લાગે છે કે ખરા જગતને હું ઉંધું તો નથી સમજતો. આટલું તો ખરૂં છે કે જે બાબતોનું અસ્તિત્વ હું નહોતો માનતો તે છે એમ માનવાનું મન થાય છે. મ્હારી વૃત્તિ એમ થાય છે કે એક કોઇ મહાન્ ઇચ્છા છે કોઇ મહાન્ સુખદાતા છે. આપણે અકસ્માતથી જગતમાં આવ્યા નથી અને જે જે આપણે અવ્યવસ્થાને અશાંતિ કહીએ છીએ તે માત્ર દિવ્ય શાંતિનાંજ સુખો છે. આ વૃત્તિની સાથે એક બીજી વૃત્તિ ઉત્પન્ન થઇ છે પણ તે સ્વાર્થની છે. એ વૃત્તિ એ છે કે જીવન બરબાદ જવા ના દેતાં સાફલ્ય કરવું. કેટલીક ફેરા આ વૃત્તિ જતી રહે છે ને કેટલીક વખત ઘણીજ મજબુત બને છે. કેટલીક વખત એમ થાય છે કે મ્હારા જેવો મનુષ્ય પણ સુખી

સારી જીંદગી ગાળી શકે. આ વૃત્તિ તો હમણાંજ જન્મ પામી છે. એ પગભેર હજી નથી થઇ પણ અસ્તિત્વતો હેનું છેજ."

" આમ અસ્વસ્થ ના થાવ. થોડી ધીરજ રાખો. હું જાણું છું કે શુષ્ક વાત મ્હેં ઉપાડી છે. પણ માફ કરજો. હું જે કહું છું તે ઉંધું સમજશો નહીં. હું સારા મનુષ્યમાં લેખાવવા માંગતો નથી તેમજ લાયક ગણાવવા પણ માગતો નથી. હેવો કોઇ મનુષ્ય છે એ વિશેજ મ્હને શક છે. પણ કેટલીક વખત મ્હને વિચિત્ર ઇચ્છાઓ થાય છે અને એ ઇચ્છાઓથી એમ થાય છે કે મ્હારા જેવા નકામો, અશ્રદ્ધાવાન પણ સારી જીંદગી ગાળી શકે."

હવે આગળ શું કહેવું તે વીચારમાં થોડીવાર તે મુંગો રહ્યો. આ માણસની ભવ્યતા તરફજ સુવાસિની જોઇ રહી પણ તે શું છેવટે કહેવા ઇચ્છે છે તે સહમજાયું નહીં

" હાનું શું કારણ છે તે જાણવાની ત્હમને વખતે ઇંતેજારી નહીં થાય છતાં મ્હારે ત્હમને કહેવું જોઇએ. હેનું કારણ ત્હમે પોતેજ છો."

સુવાસિની ચમકી હોય તેમ ઉંચું જોયું ને બોલી—" હું ? શું બોલો છો."

શ્વેતભાનુ—ત્હમેજ. સામાન્ય રીત્યે સારૂં મ્હેં કાંઇ માન્યુંજ નથી પરંતુ ત્હમારા સારાપણામાં મ્હને શ્રદ્ધા થઇ છે. સ્ત્રીઓમાં મ્હને શ્રદ્ધા નથી પરંતુ ત્હમે જે સ્ત્રી છો તેહમનામાં મ્હને શ્રદ્ધા છે કારણ હું ત્હમને ચાહું છું."

સ્પષ્ટ ને ઠંડે પેટે ઉપર પ્રમાણે બોલ્યો પણ હેનો ચ્હેરો ઘણોજ ફીકો પડી ગયો હતો ને તે ખરા અંતઃકરણથી કહેતો હતો તેમાં કાંઇજ શક નહોતો.

હું કાંઇ ઢોંગ નથી કરતો. હું એમ કાંઇ નથી કહેતો કે હું નમુનેદાર માણસ બનીશ. અત્યારે પણ મ્હને ઇશ્વર કે મનુષ્યમાં હેવી મજબુત શ્રદ્ધા નથી; પણ હું ત્હમને ચાહું છું."

વળી પાછો બ્હારી આગળ ગયો ને તાજી હવા ખાધી. પાછો આવ્યો ત્હારે સુવાસિની ભયભીત રીત્યે તેહના સામું જોઇ રહી હતી ને શ્વેતભાનુની વિકરાળ જેવી દેખાતી આંખોથી બ્હીની.

"ઠંડે પેટે તે બોલ્યો—પણ અવાજ બદલાયો હતો. હું ત્હમને ચાહું છું." હેના શબ્દોમાં કાંઇ હેવી જો અપૂર્વતા હતી કે જે સુવાસિનીને

આજ લગી જાણ્યુંઇ નહોતી. "ત્હમને હેવાં તો ચાહું છું કે જો ત્હમે મ્હારી સાથે હોતો હું આખી દુનીયાં જીતું, દરેક કાર્ય કરી શકું. ગમે તે કરી શકું. મ્હારા તરફ જુવો હું કરવાને શક્તિમાન છું કે નહીં? કહો ત્હારે ત્હમે મ્હને ચાહો છો કે કેમ?

સુવાસિનીએ પુતળા માફક ડોકી ધુણાવીને એમ કરવાનું કારણ સમજી નહીં પણ અંતઃકરણજ ના કહેતું હોય એમ લાગ્યું. શ્વેતભાનુ જરા હેની તરફ ગયો ને એજ ધીમે પણ આવેશ પૂર્ણ સ્વરે બોલ્યો. એ નહીં ચાલે. એમ બનેજ નહીં. અહા! ભલા ભગવાન! અત્યારની ઘડી કેવી છે તે ત્હમે જાણતાં નથી. મ્હારૂં જીવન, મ્હારૂં ભવિષ્ય, મ્હારૂં સર્વસ્વ ત્હમારા હાથમાં છે."

સુવાસિની ચૂપજ રહી. તે ફીક્કીફચ થઇ ગઇ હતી. તે ભય તો પામી ન્હોતી પણ ત્હેને વિશ્વાસ નહોતો.

"ત્હમે જવાબ આપો હું એક ન્હાના બાળક માફક કાંઇ નવું રમકડું નથી માગતો. હું સંસારના ઘા ખમેલો, એક સાંસારિક કીડો છું. હું ઢોંગ સોગ નથી કરતો પણ સત્ય કહું છું કે ત્હમને ચાહું છું."

ઘડીભર સુવાસિની હેની આવી વર્તણુંકથી ગુસ્સે થઇ એ કાંઇ જ્હેવી તેવી સ્ત્રી નહોતી કે હેના આમ બોલવાથી ભોળવાઇ જાય. શ્વેતભાનુ તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોયું તેથી તે સમજ્યો કે ઉંચી બાજી હારી છે.

"મ્હારી તોછડાઇ, જંગલીપણા માટે માફ કરો. પણ જ્હારે માણસ ખરા અંતઃકરણથી બોલે છે ત્હારે ગમે તે કહી દે છે. હું શું બોલું છું માગુ છું. તેની કીંમત હું સમજું છું. મ્હને ખબર છે કે અનેક જણો ત્હમારે માટે પ્રયત્ન કરી રહ્યા છે, ત્હમે ધનવાન છો અને ત્હમારી મરજી પડે ત્હેને ત્હમે પસંદ કરી શકો તેમ છે. ખરે! આ બધાનો વિચાર મ્હને આવ્યો હતો છતાં ત્હમારી પાસે આમ આવવીમાં મ્હેં મુર્ખાઇ કરી છે. પરંતુ હું સાહસિક છું. ના, એમ ના ધારશો. કે માત્ર સુંદરતાને લીધે હું આકર્ષાયો છું. આજ દશ દશ વર્ષથી ખૂબસુરતી તો હું જોતો આવ્યો છું. કારણ એ નથી. કારણ માત્ર ત્હમેજ છો. હું ત્હમને ખરા અંતઃકરણથી ચાહુ છું ને જો ત્હમે મને નહીં ચાહો તો વધારે ઘોર નરકમાં ચાલ્યો જઇશ અને તે પણ ખુશીથી જઇશ. પણ તે નિરાશાના પરિણામે કરીને. પરંતુ જો ત્હમે મ્હને ચ્હાશો તો હું અનેક દુર્ઘટ કાર્યો કરી શકીશ. હું

અભિમાન નથી કરતો પણ ત્હમારી સાથે રહી હું સુખી જીંદગી ગાળી શકીશ. હું લોકો ઇર્ષ્યા કરે હેવી પદ્વી મેળવી શકીશ. માત્ર એટલું કહો કે ત્હમે મ્હારા કહેવા ઉપર વિચાર કરશો, મીઠી નજરથી જોશો.

સુવાસિની, હીમ્મત તથા ભવ્યતા વખાણનાર હતી તેથી કાંઇક ઇચ્છા વિરુદ્ધજ ડગી. કોઇપુરુષે આમ હેને કહેવાને હીમ્મત નહોતી કરી તેથી મહેશ તથા રમેશની તુલના શ્વેતભાનુ સાથે કરી. મહેશ ને રમેશ બાયલા ને નબળા મનના લાગ્યા. શ્વેતભાનુની અશ્રદ્ધા, દઢ નાસ્તિકતાથીજ તે દઢ હીમ્મતવાન જણાયો. હેની નબળાઇ તથા જીવનનો હેતુ પણ જાણતી હતી, પરંતુ હેની વર્તણુંકની બીજી બાજુ પણ ત્હેણે જોઇ હતી. તે કોઇપણ દુર્ઘટ કાર્ય સહેલાઇથી કરી શકે ત્હેવો હતો. આમ છતાંજ મનજ ના કહેતું હતું, કાંઇ અવર્ણનીય ભય હેને પાછી હઠતો હતો. છતાં શ્વેતભાનુએ ત્હેના હૃદયમાં તો ઉંડી અસર કરી હતી. હેના જેવો પ્રેમ કોઇએ દેખાડ્યો નહોતો. તે દઢ મનનો હતો તેથી તે સમજી કે ઉજલું ભવિષ્યને કારકીર્દી કરી શકે તેવો તો છે અને પોતે હેને એ રસ્તે દોરી શકે તેમ પણ છે. પણ કાંઇ આશા આપી નહીં.

શ્વેતભાનુ—ત્હમે મ્હારા વિશે જે સાંભળ્યું છે તેનો વિચાર કરો છો નહીં ?

સુવાસિની—એમ પણ હોય.

શ્વેતભાનુ ચૂપ રહ્યો. જે દિવસે સુવાસિની માટે શરત કરી હતી તે દિવસ સાંભર્યો અને પરિણામે શરમાયો. એક વખત તો બધું કહી દેવાનો વિચારજ કર્યો હતો, પણ હવે તો એ એ વાત જાણે તે કરતાં મરવું બ્હેતર. અને તેજ વખતે મનમાં નિશ્ચય કર્યો કે જો રમેશ ને મહેશ બેમાંથી કોઇપણ એ વિશેની વાત હેને કરશે તો હેમની જીંદગી ઝેરમય કરીશ, કારણ અત્યારે શ્વેતભાનુ શરત જીતવા માટે પોતાનો પ્રેમ નહોતો દેખાડતો. આજ લગી જે લાગણીનો ત્હેને અનુભવ નહોતો ત્હેવી લાગણી ત્હેના મન ને તનમાં પ્રસરી ગઇ હતી. અત્યારે જગતમાં હેનું સર્વસ્વ સુવાસિની હતી. સુવાસિનીના પ્રેમ ખાતર આખું જીવન આપવા, માથું આપવા તૈયાર હતો.

શ્વેતભાનુ—ત્હમને હેનીજ ફીકર છે ને ?

સુવાસિની—હા. એજ.

શ્વેતભાનુ—પણ ત્હમે જ્હેને સારો માણસ કહો છો તે હું હોઉં તો

સુવાસિની—જે મનુષ્યને પોતાના એકલાના આત્મબળ ઉપર વિશ્વાસ નથી ત્હેના ઉપર મ્હને શ્રદ્ધા નથી. જો એક મનુષ્યનું ભવિષ્ય, વર્તણુંક અને કારકીર્દીનો આધાર સ્ત્રીના ઉપર રહેતો હોય તો તે લુલો આધાર છે. દરતાને સારૂ મનુષ્યે ઇશ્વર ઉપર આધાર રાખવો જોઇયે.

શ્વેતભાનુ—ત્હમારૂં માનવું હેવું ભલેહો. મનુષ્ય સ્વભાવજ એ વાતને હસે છે. જો ઇશ્વિરનું અસ્તિત્વજ છે તો તેજ ઇશ્વર ત્હમને મ્હારામાં મનુષ્યતા લાવવાને આ લાગ આપે છે.

સુવાસિની—એબાબતમાં હું ત્હમને મદદ આપવા યત્ન કરીશ. પણ ત્હમેતો મ્હારો પ્રેમ માગોછો તેકાંઇ મંગવાથી મળતો નથી. એતો જો સ્વાભાવિક રીત્યે થતો હોય તોજ બને. હેવી બાબતમાં મનુષ્ય સ્વતંત્ર નથી.

શ્વેતભાનુ—વ્યાજબી કહેજો. ત્હમે મ્હને ના ચાહી શકો ?

સુવાસિની કાંઇક શરમાઇને શ્વેતભાનુનું હૃદય ઉછાળા મારી રહ્યું. પણ સુવાસિનીને તરતજ ભાન આવ્યું ને બોલી. "ત્હમે વ્યાજબી કહેવાનું કહોછો તો હું કહુ છું કે જે મનુષ્ય તરફ મ્હને માનની લાગણી ના હોય, જે મનુષ્ય ખરાબ ટેવનો ગુલામ બની રહ્યો હોય તેને હું કદી ચાહી શકુંજ નહીં."

શ્વેતભાનુ શરમાતે બોલ્યો—ત્હમે મ્હારી ટેવ—

સુવાસિની—હા, એ ટેવની વાત કહું છું.

ઘણીજ ઇંતેજારીથી તે બોલ્યો " સાંભળો. જો ત્હમે મ્હારી સાથે લગ્ન કરવા કબૂલ થાવ તો આજથી કોઈ પણ જાત્યનો કેફ નહી કરૂં.

સુવાસિનીએ ત્હેના સ્હામું જોયું ને ત્હેની આંખ્યોમાં અમી જણાઈ.

"હું કહું છું તે સત્યજ કહું છું. કોઈ પણ આશા ઉત્પન્ન કરે હેવા હેતુનીજ મ્હને જરૂર છે. એ જો મળે તો આખું બ્રહ્માંડ જીતવા શક્તિવાન છું. ત્હમે કબૂલાત આપો, તો અત્યારની ઘડીથી કોઇપણ જાત્યનો કેફ ના કરવા મ્હારૂં વચન આપું છું."

સુવાસિની—જો એક ચીજ ખરાબ છે, તે ખોટી છે એમ જણાય તો મનુષ્યે તે ખોટું છે એટલા માટેજ તેથી દૂર રહેવા પ્રયત્ન કરવો જોઇએ. જો કોઇપણ કુટેવ ઘર કરી બેઠી હોય તો તે કાઢી નાખવા પ્રયત્ન કરવો જોઇયે. બીજાને સારૂ નહીં પણ પોતાના માન માટે પ્રયત્ન કરવો જોઇયે.

શ્વેતભાનુ—ત્હમે મ્હોટી વાત કહો છો. કાંઈ પણ આશા ઉત્પન્ન કરે હેવું કારણ મળ્યા શિવાય મનુષ્ય તેમ કરી શકે નહીં. મનુષ્યને પછી આધાર શો ?

સુવાસિની—પોતાના મનુષ્યત્વનો આધાર.

શ્વેતભાનુ—મનુષ્યત્વમાં માનવાનું શું કારણ ? જો ત્હમે મ્હારી સાથે લગ્ન કરવા ના કહો તો પછી મ્હારે જીવવાનું શું પ્રયોજન છે ? ખરૂં છે કે કાઉન્સીલમાં સભાસદ થવા પ્રયત્ન કરૂં છું પણ તે તો હું ધિક્કારૂં છું. અરે કાઉન્સીલમાં તો અક્કલવાળા આવે હેવું કાંઈજ નથી હેમાં તો ગધેડાનું પુચ્છું આમળે હેવા પણ હોય છે. ઇશ્વરને મનુષ્ય ઉપર શ્રદ્ધા રાખવાનું જો કહો તો તે માત્ર ત્હમારા સ્હવાસમાં રહેવાથીજ બને એમ છે.

શ્વેતભાનુ નાલાયક તો જણાયો. બહાદૂર અને હીમ્મતવાન મનુષ્ય પછી તેની સ્થિતિ ગમે તે હોય, તેનેજ તે મોહી એમ હતું. શ્વેતભાનુથી તે નારાજ થઈ હતી. છતાં હેનું બોલવું ખુશામત કરવા જેવું હતું ને તે દરેક સ્ત્રીને પસંદ પડે છે. આ હીમ્મતવાન કહો કે બહાદુર કહો હેવા શ્વેતભાનુનું ભવિષ્ય ત્હેના હાથમાં હતું. ઉચ્ચ આશય ને આશાઓ જો ત્હેનામાં ઉત્પન્ન થાય તો તે શું ના કરી શકે એમ હતું ? દેશમાં હેનું નામ ઘેર ઘેર બોલાય હજારો દુઃખી નિરાધાર મનુષ્યો ત્હેને આશીર્વાદ દે અને પોતાના દ્વારા જે જે ઉચ્ચ ભાવો હોય તેઓપર મનુષ્યમાં બ્હાર ખીલી નીકળે. સુવાસિનીને શ્વેતભાનુની જીંદગી જો તે કહે છે તેમ થાય તો અજાયબી જેવી થાય એમ લાગ્યું. સુવાસિનીને લાગ્યું કે જો હું ત્હેની પાસે હોઉં તો તે કહે છે તેમ જરૂર કરે અને વળી શ્વેતભાનુ એ ત્હેના સ્ત્રીપણાને ઉદેશીને કહ્યું હતું. તેથી વધારે ખાત્રી થઈ. દરેક સ્ત્રી જે પુરૂષને તે ચ્હાય છે ત્હેને દૃઢ, હીમ્મતવાન ને ભવ્ય જોવા ઇચ્છે છે. તે નંબળા પુરૂષ ઉપર સ્વામિત્વ ભોગવવા કરતાં હાવો પુરૂષ ત્હેના ઉપર સ્વામિત્વ ભોગવે તે. વધારે પસંદ કરે છે. આ વખતે તે શ્વેતભાનુની દરેક ખોડય ભૂલી ગઈ, પણ માત્ર તે કેવો થઈ શકે ત્હેનોજ વિચાર ત્હેને આવ્યો.

અત્યારે ત્હેના દરેક દુર્ગુણ ઢંકાઇ ગયા ને તે માત્ર દૃઢ ને હીમ્મતવાનજ જણાયો. વખતે તે ખાનગી કારભારી કે દીવાન પણ થઈ શકે એમ લાગ્યું. હેનામાં આ લાયકાત તો હતીજ. હાવા માણસની

વગ બેહદ હોય છે ને આખી રૈયત અરે પ્રજાનું ભલું કરી શકે, ને વળી શ્વેતભાનુ તેને વ્હાલો હતો. અત્યારનો શ્વેતભાનુ પ્હેલાં હેને ઘેર આવ્યો તે શ્વેતભાનુ ન્હોતો. આજે તે ઢોંગ કરે છે એમ કોઈ કહી શકે એમ નહોતું. શું સુવાસિની હેને વ્હાલી હતી? બીજાઓ કરતાં હાણે જૂદીજ રીત્યેજ પ્રેમ દર્શાવ્યો હતો અને જો તે હેને તરછોડે તોપણ ઘણુંજ દીલગીરીથી તેમ કરી શકે એમ હતું.

આમ છતાં હેને ભય રહેતો હતો. એકાંતમાં વિચાર કરવા માંગતી હતી. પોતાનું હૃદય શું કહે છે તે જાણવા માંગતી હતી. ને વળી જનાર્દનને આ વાત કહેવાને ઇચ્છતી હતી. હાવી ઇચ્છાથી તે શું હેને ના ચાહવાનું કારણ હતું? તે કહી શકાય તેમ નહોતું. પોતે જે જે પવિત્ર માનતી હતી તે બધી શ્વેતભાનુ ધિક્કારતો હતો અને તેથી પોતાનું જીવન હેવાને અર્પણ કરવા તે તત્પર નહોતી. પણ આ વાતની ઉજળી બાજુ પણ હતી. શ્વેતભાનુ હેને વ્હાલો હતો ને તે વિચારથી હેનું હૃદય આનંદમાં ઝોલા ખાતું હતું. આ વિચારો હેને આવ્યા તેવાજ ચાલ્યા ગયા. શ્વેતભાનુ હેના મનની વાતનો પાર પામી ગયો. કારણ આ બે સ્ત્રી પુરૂષના સ્વભાવ સરખાજ હતા. જો કે હેમની કેળવણી જીવનનો ઉદ્દેશ વિગેરે તદ્દન જૂદાં હતાં. શ્વેતભાનુ હેના તરફ ધ્યાનથી જોઈ રહ્યો હતો. હેના મનમાં શા વિચાર આવે છે તે જાણવાને પ્રયત્નજ કરી રહ્યો હતો. જે વાત મૂળ મશ્કરીમાં ઉપાડી હતી હેણે હવે ગંભીર સ્વરૂપ પકડ્યું હતું. શ્વેતભાનુ સુવાસિનીને ખરા દીલથી વ્હાલો હતો. છેવટે તે બોલ્યો "ના હું હમારા જવાબની રાહ જોઉં છું. અને એકજ જવાબ માગું છું. તોછડાઈ વાપરતો હોઉં તો માફ કરજો પણ મ્હારાથી અજાણ્યેજ બોલાઈ જવાય છે. હું જાણું છું કે જહેવી રીત્યે મ્હારે બોલવું જોઇયે તેમ હું બોલતો નથી, કારણ જરૂરને લઇનેજ આમ બોલું છું. હું જાણું છું કે હું કેવો નાલાયક છું. તો પણ હું ખરા દીલથી વાત કરૂં છું. હું હમારી પગની રજ બરોબર છું. સુવાસિની? મ્હને જવાબ આપો, આશાયુક્ત કાંઈ કહો."

સુવાસિની—ના, તેવું હજી હું કાંઈ ના કહી શકું.

શ્વેતભાનુને સ્હેજ આશા ઉત્પન્ન થઈ ને નાસ્તિકવાદી હતો છતાં પ્રભુને ધન્યવાદ આપવા મન લલચાયું. સુવાસિનીએ કહ્યું—"મ્હને વિચાર કરવાનો વખત જોઇયે. મ્હારે કાકાને પૂછવું જોઇએ. માફ કરો પણ હવે મ્હારે કામ છે તે જાઉં છું. મ્હારે—

શ્વેતભાનુ—હું સમજ્યો. ઠીક માફ કરજો હું જાઉં છું. રજા લઉં છું.

સુવાસિની નિરાશ થઈ. આમ એકદમ ચાલ્યો જાય છે ? મ્હારો છેવટનો વિચાર પત્રથી જણાવીશ એમ એ ધારતો હશે ? શ્વેતભાનુ ત્હાર પછી એકદમ ઘરમાંથી ચાલી નીકળ્યો. ઉંઘમાં, સ્વપ્નામાં ચાલતો હોય તેમજ ચાલવા માંડયું. જે બીના બની તે સાચી હતી કે આતે સ્વપ્નું છે તે પોતે સમજી શકયો નહીં. સુવાસિની આગળ પોતાનો પ્રેમ જણાવ્યો હતો ને તેને કાંઈક આશા જેવું લાગ્યું હતું. બીજાની માફક ઘસીને ના નહોતી કહી તેમજ તરછોડયો પણ નહોતો. વખત કેટલો ગયો કેટલો નહીં તેનું ભાન નહોતું રહ્યું કારણ મનનો ભાર ઉતરી ગયો હતો. જગત બધું દૃષ્ટિમાં બદલાલું જતું લાગ્યું, સુવાસિનીને ના કહેવી હોત તો ચોખ્ખી ત્હાંને ત્હાંજ કહી દેત. આટલીવાર શોભત નહીં, પણ આશાયુક્ત બોલી છે. ભરવસ્તિવાળા, રસ્તે કાંઈ જોયા કે સાંભળ્યા વિના ચાલ્યાજ જતો હતો. એકજ વિચાર, એકજ આશા ઘોળાયા કરતી હતી. અડધા પુણા કલાકમાં મંડળીના મકાને આવી પ્હોંચ્યો. આ દરમ્યાન કાંઈ ભાનમાં આવ્યો. શંકા ઉત્પન્ન થવા માંડી, ભય થવા માંડયો. ઉચાટ જતો રહ્યો એટલે નીશો કરવા મન દોડયું ને નોકર પાસે કોકેઈન મંગાવવાની તૈયારી કરતો હતો. એટલામાં સુવાસિનીને આપેલું વચન યાદ આવ્યું. મન કહેતું હતું કે હજી કયહાં હેણે વચન આપ્યું છે. હમણાં તો નીશો કરી લે. પછીની વાત પછી છે. ચાકરને બૂમ પાડી બોલવા જતો હતો પણ વળી મન પાછું હઠયું " ના નીશો કરૂં તો ફરી જ્યારે પાછો હેને મળું ત્યારે શરમાવવું પડે. હેવો છેક નબળા મનનો તો નહીં થાઉં. "

તે રાત્રે તે ભાગ્યેજ ઉંઘ્યો. આશા, ભીય ખુશી, દીલગીરી વગેરે વારાફરતી મનને અસર કરતાં હતાં ને પાછું મન નીશો કરવા તરફ દોડતું હતું. એક વખત તો જાતે ઉઠી પાનને કોકેઈન લઈ આવ્યો પણ શું કરતો હતો તેનું ભાન થયું કે તરતજ ઉઠી, બનાવેલું પાન કોકેઈન સાથે બ્હાર ફેંકી દીધું. હેની જીંદગીભરમાં હાવી રાત્ય હેણે ભાગ્યેજ પસાર કરી હશે. કાંઈક વાંચવા પ્રયત્ન કર્યો પણ માત્ર એક પછી એક વર્તમાનપત્ર તથા પુસ્તક લેને પાછાં મૂક્યાં. સ્હવાર થયું પણ મન સ્વસ્થ નહોતું થયું. હવે તો મનને શંકા ઉત્પન્ન થઈ. જીવવું અસહ્ય લાગ્યું.

"હાનું કારણજ આ અનિશ્ચિતતા છે. જો હેણે પરણવાની હા કહી દીધી હોત તો તે નીશા તરફ મન તલપાપડ થાય છે તે બીલકુલ ગણકારતજ નહીં, પણ આતો શું કરવું તે સમજ પડતી નથી."

હાવો વિચાર તો આવ્યો પણ મનને લાગ્યું કે "અરે! હું શ્વેતભાનુ જહેણે જીંદગીભર સ્ત્રીને ધિક્કારી છે તે અત્યારે આમ કેમ બની ગયો? અંહ—શું મ્હારૂં ભવિષ્ય એક સ્ત્રીની હા કે ના ઉપર આધાર રાખે? મ્હારા ઓળખાણવાળા મ્હને કેવો ધારશે?" રમેશને મહેશ ત્હેને સાંભર્યા ને લાગ્યું કે વખતે બધી વાત એ બે જણ કહી દેશે તો? એકદમ સુવાસિનીને એક કાર્ડ લખી દીધું કે આજે સ્હાંજરે હું મળવા આવીશ. કાગળ જાતે જઇને ટપાલમાં નાંખી દીધો ત્હાર પછીજ કાંઇક શાંત થયો. બાકીનો વખત બીજાઓને કાગળ લખવાના હતા તે લખવામાં કાઢયો. જમ્યા બાદ લાયબ્રેરીમાં ગયો, બજારમાં આથડયો ને બરાબર છએક વાગતાને શુમારે જનાર્દનને ઘેર ગયો. જેહવો તે ઘરમાં પેઠો કે તરતજ નોકરે કહ્યું કે શેઠ ત્હમને સંભારે છે ને રાહ જોઇનેજ બેઠા છે. આથી મનમાં ધ્રાસ્કો પડયો કે સુવાસિનીએ બધી વાત કહી હશે ને ધશીને ના કહેવા સારૂંજ એ બોલાવે છે. પણ એટલામાંજ રસ્તામાં સુવાસિની મળી ને હેના મ્હોં ઉપરથી હકીકત જાણવા પ્રયત્ન કર્યો. સુવાસિની ચાલી ચાલી છેક હેની નજીક આવી ને પછી બોલ્યા ચાલ્યા વિના ઉભી રહી.

શ્વેતભાનુ—સુવાસિની?

સુવાસિની—કેમ?

સુવાસિનીની આંખ્યોમાંથી કાંઇ હેવી તો અમી ટપકતી હતી કે શ્વેતભાનુ બોલ્યાચાલ્યા વિના ઉભો રહ્યો. કાંઈ હેનાથી બોલીજ ના શકાયું. કારણ શું? જગતમાં, સુંદર ને પવિત્ર સ્ત્રીના પવિત્ર પ્રેમ કરતાં કોઈ દિવ્યશક્તિ નથી. જગતમાં કોઈ પણ લક્ષ્ય વિનાના દુષ્ટમાં દુષ્ટ પુરુષને સ્ત્રીનો પવિત્રપ્રેમ અનેક સુકૃત્યો કરવા દોરે છે. સ્ત્રીને કોઇક અણઘડ સ્વાર્થીએ નરકનું સ્થાન કહેલું છે. કોઇ સમજુ જ્ઞાની વિરલાઓએ સ્ત્રીને, સંસારનું સ્વર્ગ કહેલું છે. કબીરની કડીઓ યાદ આવી—

"નારી નિન્દા મત કરો, નારી નરકી ખાણ,
નારીસેં ઉત્પન્ન ભયે, ધ્રુ, પ્રલ્હાદ સમાન."

આદમ ને ઈવની વાતમાં સ્ત્રીને જગતમાં પાપ પેદા કરનાર કહી છે પરંતુ ખરી રીતે સ્ત્રીજ જગતનાં પાપો ધોનાર દેવીજ છે. હાવા વિચારોથી શ્વેતભાનુ, જો અત્યારે જમીન જગ્યા આપે તો અંદર પેસી જવા તૈયાર થયો. અભિમાની ને મગરૂબ હતો છતાં પણ અત્યારે તો જે વિચારોને એ ધિક્કારતો હતો તેજ ઘણા સારા લાગ્યા ને કહ્યું "સુવાસિની? મ્હને ત્હમે નવું જીવન બક્ષ્યું છે. મ્હારે ત્હમને એટલુંજ કહેવાનું છે કે જો કે ત્હમને છાજું હેવો તો હું નથી, પરંતુ ત્હમારા લાયક થવા હું બનતો પ્રયત્ન કરીશ. જે વચન ગઈ વખત મ્હેં આપ્યું છે તે હું પાળીશ. હા. જરૂર જરૂર પાળીશ. અને જો ઈશ્વર જેવું કાંઇ હોય તો હું ત્હેને ઓળખવા પ્રયત્ન કરીશ."

ઘણી માનની લાગણીથી આમ બોલ્યો. હેના શબ્દોમાં ઢોંગનો એક છાંટો પણ નહોતો.

શ્વેતભાનુ—સુવાસિની? ત્હમને હવે તો શક નથી રહેતોને?

સુવાસિની—ના. કાંઈપણ શક હવે નથી રહેતો. ત્હમે જે કહો છો તે હું માનું છું, પૂર્ણ રીત્યે, બેધડક માનું છું.

શ્વેતભાનુ—ત્હારે મ્હને ચાહોછોને?

સુવાસિની—અલબત્ત,

શ્વેતભાનુ અત્યારે સ્વર્ગમાં બેઠો હતો. નિરાશા, દુઃખ સઘળું જતું રહ્યું ને હેના જીવનને નવું રૂપ આપ્યું. જનાર્દન પાસે ગયો તો ત્હાં ઘણા આવકાર સાથે ત્હેની સાથે વાતચિત કરી. સુવાસિનીનાં લગ્ન હેની સાથે કરવા ઘણીજ ખુશી દેખાડીને તે દિવસે જમ્યાબાદ તે સંબંધીજ ઘણા વખત સુધી વાત કર્યા કરી. સુવાસિનીને શ્વેતભાનુને દેવી તે કાંઈ ન્હાનીસુની વાત નહોતી. શ્વેતભાનુ વિશે દરેક તરેહની વાતો હેણે સાંભળી હતી, પણ હેની બોલવાની છટા, મુખમાં ગંભીર દેખાવ, વિગેરેથી જનાર્દનની ખાત્રી થઈ કે જો કોઈપણ સુવાસિનીને લાયક હોય તો તે આજ છે. વખતે મનમાં કાંઇ અંદેશો રહ્યો હશે પણ સુવાસિનીની પસંદગી થઈ હતી ને એ પસંદગી જ્હેવી ત્હેવી હોયજ નહીં તે વિશ્વાસે હવે અંદેશાને દૂર કર્યો. સુવાસિની લગ્ન પછી સાસરે જવાની, ત્હાં રહેવાની ને તેથી કરીને જનાર્દનને ઘરમાં ખોટય પડવાની, આ વિચારે લગ્ન તત્કાળ કરવાં મુલ્તવી રાખ્યાં પણ શ્વેતભાનુને સુવાસિનીની મરજી જેમ બને તેમ જલદી લગ્ન કરવાની જોઈ તેથી રસ્તો કાઢ્યો કે શ્વેતભાનુએ હેની ઈચ્છા હોય તો હાલ-

બીજ, કે પછી લગ્ન થયા પછીથી જનાર્દનને ઘેરજ રહેવું. બલ્કે શ્વેતભાનુને ત્હાં રહેવાને હેણે આગ્રહજ કર્યો. શ્વેતભાનુએ આ બાબતમાં વાંધો લીધો નહીં.

રાત્રે જમ્યાબાદ વાતોથી પરવારી શ્વેતભાનુ ત્હાંથી ઘર તરફ જવા નીકળ્યો. વાતાવરણમાં અલૌકિક સંગીત હેને સંભળાવવા લાગ્યું. જાણે દેવતાઓ દુંદુભી નાદ કરતા હોય તેમ લાગ્યું. સુવાસિનીના બોલોના ભણકારાજ વાગ્યા કરતા. જાણે સ્વર્ગનાં દ્વાર હેને માટે ખુલ્લાં ના થયાં હોય તેમ હેની ભૂતકાળની જીંદગી ધૂમાડાના ગોટા માફક ઉડી જતી જણાઈ. વર્તમાન કે ભવિષ્યકાળને લીધે ભૂતકાળ કાંઈ એમ ભૂસાતો નથી. આજે નીશો કરવાનું બીલકુલ મનજ ના થયું. નિર્દોષ બાળકને જહેવી ઉંઘ આવે ત્હેવી ઘસઘાસાટ ઉંઘ આવી ને સ્હવારમાં ઉઠતાંજ મન ઘણું પ્રફુલ્લ જણાયું.

---

## પ્રકરણ ૮ મું.

---

### ચાર મિત્રો.

---



લગ્નની તિથિ વૈશાખ માસમાં નક્કી કરવામાં આવી હતી. શ્વેતભાનુ આ દરમ્યાન નવરો બેશી નહોતો રહેતો. વર્તણુંક એટલે દરજ્જે બદલી હતી કે પ્હેલાંનો શ્વેતભાનુજ ના હોય. હેનાં દરેક ભાષણો ઘણાં પ્રસંશનીય ગણાયાં ને જ્હાં જ્હાં જતો ત્હાં પોતાની વર્તણુંકને શબ્દોથી સાત્વિક છાપ પાડવા લાગ્યો. નૂતનપુરમાં હાલ પોતાની મંડળી તરફથી કાઉન્સીલમાં જવા સારૂ ભાષણો કરવાનાં હતાં એટલે પોતે ત્હાં ગયો હતો. જનાર્દન તથા સુવાસિનીને હેનાં ભાષણો સાંભળવા ઘણી ઇચ્છા હતી તેથી તે પણ ત્હાં ગયા હતા. ભાષણમાં સ્હામા મતનાં પણ ભાષણો થવાનાં હતાં. એક દીવસે અસંખ્ય લોક બન્ને બાજુના મતનાં ભાષણ સાંભળવા એકઠા થયા હતા. શરૂઆતમાં સ્હામા મતનાએ વિસ્મય કરી નાંખે હેવી છટાને દલીલોથી પોતાનો મત પ્રતિપાદન કરવા ભાષણ આપ્યું. લોકોએ ઉપરા ઉપરી ખુશાલીના પોકાર કર્યા. પછી શ્વેતભાનુંનો વારો આવ્યો. ઉભા થતાં

લોકોએ હેને પણ ખુશાલીના પોકારોથી વધાવી લીધો. પ્હેલા ભાષણ કરતાની અસર લોકનાં મન ઉપર તાજીજ હતી. શ્વેતભાનુ એથી વધારે શું કરી શકશે તે બધાને શંકા હતી શ્વેતભાનુ બોલવા ઉભો થયો. ચારે તરફ નજર ફેરવીને છેવટે સ્હામે સુવાસિની બેઠી હતી ત્ય્હાં આવી નજર ઠરી. કોઇ અતુલ બળ સ્ફુર્યું હોય, કોઇ અલૌકિક શક્તિ આવી હોય તેમ તરતજ ત્હેના શબ્દો, ત્હેની બોલવાની ઢબ ને છટા, ત્હેની દલીલોમાં દિવ્ય શક્તિ આવીને શરૂવાતમાંજ થોડાંજ વાક્યોથી લોકના મન ઉપર સચોટ અસર કરી. પ્હેલાંનું ભાષણ વિસારે પડી ગયું ને લોક એક ચિત્તે, એક શ્વાસે શ્વેતભાનુ તરફ જોઇજ રહ્યા. અને સાંભળ્યાજ કર્યો. ભાષણ પુરૂં થતાં લોકોએ ગંભીર ગર્જના કરી એક અવાજે ખુશાલીના પોકારો કર્યા ને નૂતનપુર તરફથી એજ લાયક છે એમ સર્વને નિશ્ચય થયો.

લોક વિખરાયા પછી ઘણા જણ હેને મુબારકબાદી આપવા હેની આસપાસ વીંટળાઇ વળ્યા. લોકોનાં વખાણની હેને દરકાર ન્હોતી એતો માત્ર આ ટોળામાં બીજાનેજ શોધતો હતો, ને જહેને શોધતો હતો તેજ શ્રી સુવાસિની જનાર્દન સાથે ત્ય્હાં આવી પ્હોંચ્યા અને ત્હેને જોતાંજ શ્વેતભાનુનું હૃદય ઉછાળા મારી રહ્યું. સુવાસિનીના મ્હોં ઉપરથીજ તે કળી ગયો કે તે શું ક્હેવા આવી છે. બધીવાત પડતી મુકી સુવાસિની તરફ ગયો, કાંઇ બોલ્યા વિના તે શું કહેવા માંગે છે તેની વાટ જોઇ ઉભોરહ્યો. સુવાસિનીએ ધીમે રહીને કહ્યું. " હું મગરૂબ થાઉં છું."

શ્વેતભાનુ—ત્હમારી ઉમેદ બર આવી ?

સુવાસિની—મ્હે કહ્યું હેનો અર્થજ એ છે.

સુવાસિનીએ સાચુંજ કહ્યું હતું. તે દિવસે શ્વેતભાનુ જહેવો હેને લાગ્યો. ત્હેવો કોઇ દિવસ ન્હોતો લાગ્યો. હેની લાગણી હેના તરફ ઘણીજ થઇ. શ્વેતભાનુ વિશેની દરેક વાત ભૂલી ગઇ; માત્ર હેની સાથે સંબંધ થવાથી ભવિષ્યનાજ વિચારો હવે ત્હેને આવ્યા અને વળી આ-બધાનું કારણ—શ્વેતભાનુમાં હાવા ફેરફારનું કારણ પોતેજ છે એ વિ-ચારથી તો ઘણીજ ખુશ થઇ. શ્વેતભાનુમાં જે છુપું મનુષ્યત્વ રહેલું છે અને તેથી કરીને જે મહાન્ કાર્યો તે કરશે, તેને ઉત્તેજીત કરી બ્હાર આણવાનું માન પોતાને છે એ વિચારે ત્હેનું મન ઘણું પ્રફુલ્લિત થયું. ત્હેની આંખ્ય આગળ ઇતિહાસમાં જે મહાન્ પુરૂષો થઇ ગયા

ત્હેમની કારકીર્દી તરવા માંડી અને ત્હેને ખાત્રી થઇ કે શ્વેતભાનુ હેવા-ઓથી બીલકુલ ઉતરતો નથી. શ્વેતભાનુએ હેને કહ્યું હતું કે જો ત્હમે મ્હારી સાથે જીવન ગાળવાનું વચન આપોતો હું ગમે તે કરી શકું; આ વાતની હવે હેને ખાત્રી થઈ, કે એ નક્કી મહાન્ કાર્યો કરશે. અને તેમ થવાનું કારણુ ઇશ્વરે ત્હેને બનાવી તેથી ત્હેને હર્ષાશ્રુ આવ્યાં. જનાર્દન, શ્વેતભાનુને સુવાસિની ઘર પાસે હોવાથી ચાલતાંજ ગયાં. સુવાસિનીને, પોતે અદ્ધર ચાલતી હોય તેમ લાગ્યું. પોતાનું જીવન મહાન્ કાર્ય માટે નિર્માણુ થયું છે એમ લાગ્યું. જનાર્દનને, જેજે શ્વેતભાનુ ભાષણુમાં બોલ્યો તે બધુંતો માન્ય નહોતું પરંતુ ત્હેને પણુ ઉંડી અસર થઇ હતી. પોતાને હાવો જમાઇ મળ્યો તેથી આનંદ થયો, મગરૂબ થયો અને સુવાસિનીએ જે પસંદગી કરી છે તે ખરી છે એમ સમજ્યો.

શ્વેનભાનુએ જે વચન સુવાસિનીને આપ્યું હતું કે નીશો નહીં કરૂં તે ત્હેણે અત્યાર સુધી બરોબર પાળ્યું હતું. ઘણી વખત મન લલચાએલું પણુ ખૂબ માર્યું હતું. હેના ઓળખીતાઓ, નીશો છોડી દીધો હતો તે માટે કાંઇક મશ્કરીમાં હેને ઉડાવતા પણુ સહન કરી રહેતો. આમ જે વાત મૂળ અઘટિત મશ્કરીમાં થઇ હતી તે હાલ હેના જીવનના ઉદ્દેશની એક મહાન્ શક્તિ થઇ પડી હતી. છતાં એક વાતની બ્હીક શિવાય તે દરેક રીત્યે હમણાં સુખી હતો. જે સરત કરી હતી તે યાદ આવતી ત્હારે તે ઘણું શરમાતો અને ડરતો હતો કે રખેને તેવાત સુવાસિનીને કાને જાય. જનાર્દને તથા સુવાસિનીએ લગ્ન કરવા હા કહી ત્હાર પછી ઘણી વખત મહેશ, રમેશ તથા ઇન્દુને મળવા ત્હેને ઉત્કંઠા થઇ હતી, પણુ લાંબા વખત સુધીએ લાગજ ના મળ્યો, અને ખાસ ત્હેમને એ વાત કહેવાને સારૂં તો તે બહુજ ઇંતેજાર હતો.

છેવટે એક દિવસ અનાયાસે ચારે એકઠા મળી ગયા. મંડળીના મકાનમાં મેળાપ થયો ને એ ચાર શિવાય બીજું કોઇજ ત્હાં નહોતું. અહીં આવ્યો તે પેહેલાં સુવાસિનીને મળીને આવ્યો હતો. મહેશ કે રમેશને એ આવ્યો તે પસંદ પડયું નહીં, કારણુ જ્હાં હેમને ધક્કા પડયા હતા ત્હાં હેને માનને આવકાર મળ્યો હતો. મહેશને રમેશને પોતાના ઉપરજ ગુસ્સો આવ્યો કે જો આપણે હેને આમ ચઢાવ્યો ના હોત તો આ વાત બનત નહીં. અત્યારે શ્વેતભાનુના આવ્યા પહેલાં

તે હેનીજ વાતો કરતા હતા. ઘણાખરાની માફક તેઓ પણ એ હજી ઢોંગજ કરે છે, વેષજ ભજવે છે એમ સમજતા હતા. જે માણસે નીશાના જોરમાં પોતાની સ્ત્રી વિશે, જગત્ વિશે હાવા વિચારો છતાં, એક સાધારણ મશ્કરીમાં શરત મારી હતી, તે આમ ખરેખરી રીત્યે, જે સ્ત્રીએ હેમને ધક્કો માર્યો હતો, ત્હેનો પ્રેમ સંપાદન શી રીત્યે કરી શકે? માત્ર આતો શરત જીતવા ખાતરજ વેષ ભજવ્યો છે એમ તેમનું માનવું હતું. ઈન્દુ બોલ્યો–"હું તો એ ખરા અંતઃકરણથી વર્તે છે એમ માનુ છું, મશ્કરીનો ઠઠ્ઠો થઈ ગયો છે, અને ખરૂં પૂછો તો હું તો ખુશી થયો છું કે સુવાસિનીએ હેને પસંદ કર્યો છે. શ્વેતભાનુ સુધરી જશે ને એક મહાપુરુષ થશે!! રમેશ–હું એ વાત માનતો નથી. વાઘ પોતાનો સ્વભાવ છોડે નહીં. હું તો એ વેષ ભજવે છે એમજ સમજું છું. હા, પણ નીશો કરવો છોડી દીધો હોયતો તેતો માની શકાય છે. પોતાનો સ્વાર્થ સાધવા તે ગમે તે કરી શકે એમ છે. છેવટે ફારસ થશે એમ મ્હને તો લાગે છે.

મહેશ—ફારસ થાય એતો હું નથી માનતો. શાથી એમ થાય? એતો હવે શ્વેતભાનુ હેને પૈશે તાકડધિન્ના કરશે.

રમેશ—હવે તો વાત છેક આવી છે માટે હેને અટકાવવાનો ઉપાય કરવો જોઈયે.

ઈન્દુ—હવે લગ્ન થતાં કેમ અટકે? આપણે ધારીયે તોએ એ હવે પરણતાં ના અટકે. સુવાસિની ખરા પ્રેમથી હેને ચ્હાય છે.

રમેશ—તેટલા માટેજ સત્ય વાત સુવાસિનીને જણાવવી જોઈયે.

ઈન્દુ—એ બનેજ નહીં. આપણે એ વાત બ્હાર ના પાડવા વચન આપેલું છે.

રમેશ—મશ્કરીમાં વચન આપ્યાં હોય તે વચન ના કહેવાય. કોઈ સ્ત્રી પોતાનું જીવન બગાડતી હોયતો તેમ આપણે ના કરવા દેવું જોઈએ કારણ શ્વેતભાનુ હેની જીંદગી ધૂળધાણી કરશે.

ઇન્દુ—મ્હારૂં હેવું માનવું નથી. શ્વેતભાનુને ખરા પ્રેમની લગ્ની લાગી છે તેથી કરીનેજ તે નમુનેદાર પતિ નિવડશે.

રમેશ—શ્વેતભાનુ તે કોઈ દિવસ પ્રેમમાં પડે? પ્રેમ શું ચીજ છે તેજ એ જાણે એ અશક્ય વાત છે. જે માણસે હાવી નીચ શરત કરી છે તે સુવાસિની જેવીને સુખી કરશે તે માનવા લાયકજ નથી.

ઇન્દુ—ગમે તેમ હોય. એ આપણું કામ નથી ને વળી આપણે

વચનથી બંધાયેલા છીયે ને તે આપણે પાળવુંજ જોઈયે.

રમેશ—સુવાસિની જેવી સ્ત્રીની જીંદગી ખરાબ થાય ને હાવા ખોટા નાતિના સિદ્ધાંતને આપણે વળગી રહીયે તે શું વચન તોડવાથી પણ વધારે ખરાબ નથી ?

મહેશ—મને તો એમ લાગે છે કે જે થાય તે જોયા કરવું. કદાચ હેમાં સારૂં પણ ફળ આવે.

આ વાત થતી હતી તેજ વખતે શ્વેતભાનુ દાખલ થયો. આ ત્રણેને બેઠેલા જોઈ હેમની તરફ ગયો. એકાદ માસમાં શ્વેતભાનુમાં ઘણો ફેર પડી ગયો હતો. હેને આશા ઉત્પન્ન થઈ હતી તેથી કરીને નવું જીવન આવ્યું હતું. નીશો ના કરવાને લીધે તે ઘણી વખત નરમઘેંશ જેવો થઈ જતો. આ મંડળી આગળ જતાં તરતજ બોલ્યો—"ત્હમને ત્રણેને એકઠા જોઈ હું ઘણો ખુશી થયો છું અને આમ આપણે બધાએ મળ્યા એટલેતો ઘણોજ ખુશી થયો છું. મ્હારે ત્હમને કાંઈ કહેવાનું છે",

મહેશ ને રમેશ એક બીજાના સ્હામું જોયું ને રમેશની આંખમાં ઈર્ષ્યા જણાઈ. શ્વેતભાનુએ હેને ઘણી વખત મ્હેણાં મારેલાંને હલકો પાડેલો તેતે ભૂલી નહોતો ગયો અને વળી હવેતો જે કામમાં એ નિષ્ફળ થયો હતો ત્હેમાં એ ફાવ્યો તેથી વધારે ગુસ્સે થયો.

કહેવાને ઘણો અણગમો આવ્યો ને શરમ પણ આવી છતાં શ્વેતભાનુ બોલ્યો—"જ્હારે આપણે પહેલાં અહીં મળ્યા હતા ત્હારે—આપણે શરત મારી હતી.—હું—હું"

રમેસ—શરત જીત્યો છું, એજ કહેવું છે ને ? એમ છે માટે હું રૂપીઆ આપવા તૈયાર છું, વારૂ પણ હવે આ ફારસ બંધજ થવું જોઈયે. આપણને અણછાજતું આપણે કર્યું છે અને હું પોતે હેને માટે દીલગીર છું.

રમેશના શબ્દો કરતાં હેની બોલવાની રીત્યથી શ્વેતભાનુ ગુસ્સે થયો પણ રમેશતો બોલ્યાજ ગયો—"કહે શ્વેતભાનુ કોના ઉપર પૈસા મોકલી આપું ?

શ્વેતભાનુ—એમ નહીં. પૈસા મોકલવાના છે તે હવે તો હું પોતેજ મોકલાવીશ. ત્હમારે કોઈએ મોકલવા નહીં.

રમેશ—ત્હારે હમે સાંભળ્યું છે તે ખોટું ને શું સુવાસિની એ ત્હને પરણવા ના કહી છે ?

શ્વેતભાનુ—હું કહું તે સાંભળ્ય. પૈસા હું મ્હારા પદરના મોક-લીશ. બીજી ત્રીજી વાત સાથે ત્હમારે લેવા દેવા નથી.

મ્હેણું મારતો હોય તેમ રમેશ બોલ્યો—"ઓહો ! એક સ્ત્રીએ ત્હને તો બદલી નાંખ્યો જણાય છે ? બોલે છે કાંઇક ને કરે છે કાંઇક.

રમેશે હેનો પિત્તો ઉછળે તેવું ઘણું કર્યું છતાં શ્વેતભાનુ શા-ન્તજ રહ્યો.

રમેશ—વારૂ, વારૂ, હવે શ્વેતભાનુ ? જો તું બદલાયોજ હોય તો હવે એ કામ આટલેથીજ છોડી દે, અને જો ના બદલાયો હોય તો કોઈ સ્ત્રીની જીંદગી ખરાબ કરવાનો ત્હને હક નથી.

શ્વેતભાનુ—મ્હારૂં કામ હું સારી રીત્યે જાણું છું.

રમેશ—પણ પ્રશ્ન એ છે કે તું બદલાયો છે કે નહીં ? તું નીતિનો ખાં, નીશાનો દુસ્મન વીગેરે બન્યો છે કે નહીં ?

શ્વેતભાનુ—ને બન્યો હોઉં તો ?

રમેશ—કાંઇજ નહીં એટલું કે વર્તમાનપત્રામાં એ છપાવવું જોઇયે.

શ્વેતભાનુ શાન્ત તો રહ્યો પણ અંદર જરા ઉકળતો હતો. રમેશે ચાલુજ રાખ્યું—"હજી તું બાજી પૂરી નથી રમ્યો. શરત હેવી હતી કે, એક નીશાબાજ, નાસ્તિક તરીકે ત્હારે ત્હેને મેળવવાની હતી પણ આ તો ત્હેં ઉલટીજ રીત્યે તેમ કર્યું છે. ત્હેં વેષજ ભજવ્યો છે."

શ્વેતભાનુ—મ્હેં શું કર્યું છે કે શું નહીં એ ત્હારે જોવાનું નથી.

રમેશ—કેમ નહીં ? પણ આ લગ્નનો તાલ બધો એક મશ્કરીજ ત્હેં કરી છે ને ?

શ્વેતભાનુ—હું ફરીથી કહું છું કે એ ત્હારૂં કામ નથી. જો હું પૈસા અનાથ આશ્રમમાં મોકલું તો પછી વાત ત્હાંથીજ બંધ રહે છે.

રમેશ—અને તું એમ કહેવા માંગે છે કે તું સુધરી ગયો છે ? એમ હોય તો હું ત્હને ધન્યવાદ આપું છું.

શ્વેતભાનુ—તું જો એમ કહેવા માંગતો હોય કે હું ત્હારા જેવાના વિચારને મળતો છું, ત્હારા જેવા બાયલા વિચારવાળો છું તો કહું છું કે મ્હેં મ્હારા વિચાર બદલ્યાજ નથી.

રમેશ—ત્હારે તો તું માત્ર વેષજ ભજવે છે એમ કહેને ?

શ્વેતભાનુ—ધાર્યું કે એમ હોય, તો પણ ત્હારે શું ?

શ્વેતભાનુએ મિજાજ ખોયો હતો. મન ઉપર કાબુ રહી શકતો નહોતો તેથીજ આમ બોલ્યો. રમેશે હેને ખૂબ તેજ કરવા નિશ્ચયજ કર્યો હતો તેથી બોલ્યો "તું કબૂલ કરે છે. આ બધું શરત જીતવા ખાતરજ છે. ઠીક. ઠીક."

શ્વેતભાનુ ઉંચે સ્વરે બોલ્યો. એમ હોય તો ! શું કદી ત્હમારા જગતનાં નીતિના સિદ્ધાંતો માન્યા છે ? શું હું હમ્મેશાં નથી કહેતો આવ્યો કે દરેકની અમૂક કીંમત છે ?

આથી તદ્દન વિરુદ્ધજ બોલવાનો હેનો વિચાર હતો, પણ રમેશે હેને મ્હેણાં વિગેરેથી અતિશય ક્રોધાયમાન કર્યો હતો.

રમેશ—હું ધારૂં છું કે સુવાસિનીએ આ જાણવું જોઇએ.

શ્વેતભાનુ—તું હેને કહેવા ઇચ્છે છે ?

રમેશ—અલબત્ત. મ્હને એ વિચારજ આવે છે.

શ્વેતભાનુ—ત્યહારે ત્હમે બધાએ સાંભળો. જો કદી એમ કર્યું તો ચાંચણ માફક ચોળી નાંખીશ. ત્હમારૂં જીવન ઝેરમય કરીશ. સત્ય કહુછું. ઇન્દુ એમ કરે એમ છેજ નહીં. એ તો સમજુ છે; પણ ત્હમને બેને તો નક્કી કહું છું કે યાદ રાખજો કે સુવાસિનીને આ ખબર પડશે તો ત્હમારા બેમાંથીજ કહી એમ હું માનીશ, અને ત્હમારામાંથી કીયાએ કહી તે પણ હું જાણીશ. તો પછી હેવાનો દુ:ખી કરીશ કે દુનિયાં ઉપર હેવો કોઇજ નહીં હોય.

શ્વેતભાનુ જાણતો હતો કે પોતે ઉકળ્યો છે ને જે બોલી જાય છે તેનું પરિણામ હેના લાભમાં નહીં આવે, છતાં પોતાના મનને અત્યારે શું થાય છે તે જણાવવા બીજો રસ્તો નહોતો. પોતાના માન ખાતર પોતે બદલાયો છે એ કહેવા તે અચકાતો હતો. તેમાં વળી મહેશ ને રમેશને જઇને કહેવું કે પોતે ખરેખર સુવાસિનીને ચ્હાય છે અને જે વાત બની છે તે હવે કોઇને કહેશો નહીં એ શ્વેતભાનુ જેવાને બહુ હતું. જો આ બન્ને જાણી ઇર્ષ્યા ખોર ના હોત ને હેનાથી હલકા જ્હેને એ ગણતો હતો હેવા ના હોત તો ત્હેણે બધી વાત કબૂલી હોત, પણ બન્નેને એ તો ધિક્કારતો હતો તેથી તેમ ના કરી શક્યો. રમેશ સમજી ગયો કે આજ લગી મ્હારી ગણના નહોતો કરતો પણ હવે હાથમાં આવ્યો છે. આ વાત બ્હાર ના જાય ત્હેમાં

ઉત્કંઠા થઈ છે ને ડરે છે. માટે હાનો લાભ લેઈ લઉં તેથી બો-લ્યો—" તું ખરેખરૂં જો કબૂલે કે તું સુધરી ગયો છું ને હવેથી નીશા કરનારજ નથી તો તો વળી—"

શ્વેતભાનુ—ત્હારા જેવા, આંગળીના નખ જેવડાને હું કબૂલાત આપું!

શ્વેતભાનુ ઘણો ગુસ્સે થઈ ગયો તેથી આ પ્રમાણે બોલ્યો ને ત્હેનો તિરસ્કાર કરતે કરતે અટ્ટહાસ્ય કર્યું. પણ પાછો રમેશ જેવાના બોલવાથી પોતે ક્રોધાયમાન થયો તેથી શરમાયો. વળી બોલ્યો—"ત્હારી ભૂલ્ય છે રમેશ ! એક સદ્‌ગૃહસ્થ હોય તે નીચ સાથે વાત નથી કરતો. ત્હને ત્હારા વિશે બહુ અભિમાન છે. વાહ ! બીજા કોઇને નહીં ને. હું ત્હને વચન આપીશ ? બીલકુલ નહીં, પણ ખબરદાર જો વાત બ્હાર ગઈ છે તો."

રમેશ પણ વ્હડી ગયો હતો તે બોલવા જતો હતો ત્હેને અટકાવી પાછો શાન્ત થઈ બોલ્યો—" મ્હારા તરફ જો. કેમ ? મ્હને તો ઓળખે છે ને ? યાદ રાખ્ય કે આ વાતનો એક શબ્દ ના જાય. ખાસ કરીને સુવાસિનીનેજ કાને ના જાય ને ગયો તો જરૂર સમજજે કે ત્હમે જે પુરાણો માનો છે. તેમાં જે નરક ઘોર નરકનાં દુઃખો લખ્યાં છે તેથી પણ અધિક દુઃખ ભોગવવાં ના પડે."

રમેશ—સુવાસિની જાણશે તો પરણવાની ના કહેશે કેમ ?

શ્વેતભાનુ—ત્હેની ત્હારે શી પંચાત છે ? પણ હું કહું છું તે યાદ રાખજે. હું બોલ્યો છું તે કરીશજ. ઈન્દુ તો સમજુ ને ડાહ્યો છે ને સુવાસિનીએ હેને તો નાસિપાસ કરેલો નથી. પણ ત્હમે બે ધ્યાન રાખજો.

આમ બોલી ત્રણેને આશ્ચર્યમાં મૂકી મકાન છોડી ચાલ્યો ગયો. શ્વેતભાનુ ધીમે ધીમે નીશા ઉપર કાબુ મેળવતો હતો. ખરેખર સુવાસિની એ હેનામાં ઘણોજ સુધારો કર્યો હતો. જેમ જેમ લગ્નનો દિવસ પાસે આવતો ગયો તેમ તેમ તે સુખ સાગરમાં ડોલવા લાગ્યો લગ્નને આગલે દિવસે એ જનાર્દનને ત્યહાં જમવા ગયો હતો. જમ્યા બાદ એને સુવાસિની, જનાર્દન કામ પ્રસંગે બ્હાર જવાથી એકલાં પડયાં હતાં, ને વાતો કરતાં હતાં.

સુવાસિની—શ્વેતભાનુ ? ત્હમે આમ દીલગીર કેમ જણાવ છો ?

શ્વેતભાનુ—ના, ના. કંઇજ નહીં.

સુવાસિની—ત્હમારા મનમાં કાંઇક પણ છે. નહીં તો આમ શૂન્ય મુન્ય ના લાગો. મ્હને નહીં કહો ?

શ્વેતભાનુ—સુવાસિની ? આવતી કાલ્યે આપણાં લગ્ન થશે. મ્હારે-મ્હારે કાંઇ ત્હમને પૂછવું છે. એક વચન માંગવું છે.

સુવાસિની આશ્ચર્યથી હેના તરફ જોઇ રહી ને તે શું કહે છે તે સાહ જોઇ રહી.

---

## પ્રકરણ ૯ મું.

### લગ્ન પ્હેલાંનો દિવસ.

---



તભાનુએ કહ્યું-"સુવાસિની ? ત્હમે મ્હારા વિશે વિચિત્ર વાતો સાંભળી છે. ત્હમે તે માની છે ?

સુવાસિની—ત્હમે ના કબૂલ ક્યહાં કરો છો ? પણ હવે એ વાત પડતી મૂકો ગઇ ગુજરીની વાત શી ?

શ્વેતભાનુ—એમ ? કેટલીક વખત મ્હને એમ થાય છે કે કાંઇ ભૂતકાળ જેવું હતુંજ નહીં પરંતુ એ ભૂતકાળ સ્હામો ને સ્હામો આવીને ઉભો રહે છે.

સુવાસિની—ત્હમારી તબીયત ઠીક નથી લાગતી મ્હને.

શ્વેતભાનુ—ખરૂં છે. તબીયત ઠીક નથી હેનું કારણ એ છે કે હું ઘણોજ સુખી છું. આવતી કાલે આપણાં લગ્ન થશે. ત્હમે મ્હારાં એકલાનાં થશો. લગ્ન પછી તરતજ આપણે બધાં મુસાફરીએ જવાનાં છીયે. જોવા લાયક બધી જગ્યાઓ જોઇ આવીશું. ત્હારે હું સુખી હોઉં હેમાં કાંઇ નવાઇ છે ? છતાં મ્હને વિના કારણ દીલગીરી થાય છે. મન બળ્યા કરે છે. એમ લાગે છે કે વખતે લગ્ન થાયજ નહીં.

સુવાસિની ખડખડાટ હસી પડી ને બોલી-"લગ્નની બધી તૈયારી થઇ ગઇ છે અને ગોર પણ બધી તૈયારી કરવા લાગ્યા છે."

શ્વેતભાનુ—તે તો ખરૂં, પણ મારો કે મ્હારો ભૂતકાળ સ્હામો આવીને ખડો થાય.

સુવાસિની—એ વાત હવે પડતી મૂકો. મ્હેં બધું સાંભળ્યું છે, અને—બસ મ્હેં હવે તો વચન આપ્યું છે.

શ્વેતભાનુ—પણ ત્હમે ધારોછો તેથી પણ હું નપાટ હોઉં તો? કાંઇક હેવી ત્હમને વાત જણાય કે તે દરગુજર ના થાય હેવી હોય તો? કોઇ એમ કહે ત્હમને કે હું હરામખોર કપટી ને જૂઠો છું તો?

સુવાસિની—તો પણ મ્હને ત્હમારા ઉપર વિશ્વાસ રહેશે. ત્હમે કોઇ દિવસ મ્હને જુઠું કહ્યું છે?

ત્હેણે સુવાસિનીના સ્હામું જોયું. પ્રેમનો ઉમળકો આવ્યો. જો કોઇના ઉપર હેને વિશ્વાસ બેઠો હોય તો તે માત્ર હેના ઉપરજ હતો. બીજી સ્ત્રીઓ વિશે તો હજી પણ હેનો મત પ્હેલાંના જેવો હતો, છતાં પોતાની આશા ફળીભુત નહીં થાય એમ લાગતું હતું.

શ્વેતભાનુ—હું ત્હમારો પતિ થવા લાયક નથી. હું જાણુંછું કે હું નથી. છતાં જો કોઈ ત્હમને મ્હારી પત્નિ થતાં અટકાવે, અંતરાય કરે તો હું ત્હેનો જીવ લઉં. હું ખરૂં કહુછું. ત્હમે મ્હારી આશા, મ્હારૂં સ્વર્ગ, મ્હારૂં જીવન છો.

આમ બોલી ઉભો થયો ને ચારપાંચ આંટા માર્યા. સુવાસિનીના સ્હામું જોતાં મનમાં શરમ આવતી હતી. પણ પાછો તરતજ બેઠો ને બોલ્યો—"પોતાનાં પાપનું પ્રાયશ્ચિત કરતા પાપીઓને હું ધિક્કારૂં છું. છતાં ત્હમે મ્હારી પાસે હશો તો હું સારો બની જઈશ. અને હું કદી વચન તોડતો નથી. હેવો નીચ કદી થયો નથી. પ્હેલાં ત્હમને મળ્યો ત્હારે તો નીશાબાજ હતો, પણ તે દિવસ પછી ત્હમે જાણો છો કે કદી મ્હેં નીશો નથી કર્યો ને હવે કદી નહીં કરૂં."

સુવાસિની હેના હાવા શબ્દોથી જરા ગભરાઈ, છતાં પોતાની હેના ઉપરની સત્તાને લીધે મગરૂબ થઈ.

શ્વેતભાનુ—આમ છે છતાં મ્હને એમ લાગે છે કે વખતે લગ્ન ના થાય તો? ત્હમે મ્હને ખરા અંતઃકરણથી ચ્હાઓ છો ને?

સુવાસિની અમી ટપકતે આંખે હેના તરફ માત્ર જોઈ રહીને બોલી—"શું હજી વિશ્વાસ નથી?

શ્વેતભાનુ—વિશ્વાસ છે, પણ મ્હને એમ લાગે છે કે હું જોઇએ તેવો નથી. જગતમાં મ્હારે મન બધું ત્હમેજ છો. હું કોઈ બીજીને તો પરણી શકુંજ નહીં. ત્હમે કોઈ બીજાને પરણો ખરાં?

સુવાસિની—કદી કાળે નહીં.

શ્વેતભાનુ—સુવાસિની ? એ શબ્દો ફરીથી બોલો. વચન આપો કે ગમે તે થાય, દુનિયાં ઉથલપાથલ થાય પણ ત્હમે પરણો તો મ્હારા શિવાય બીજા કોઇને નહીં પરણો.

સુવાસિની—ત્હમને શું થયું છે ?

શ્વેતભાનુનો ચ્હેરો ફીક્કો થયો હતો હેની આંખ્યમાં ઓરજ તેજ હતું.

શ્વેતભાનુ—મ્હને શું થયું છે ? એજ કે કાલે આપણાં લગ્ન થશે. વિચાર કરો આપણે દરેક દેવોને સાક્ષિ રાખી એક બીજા સાથે મરણ પર્યંત વિશ્વાસને પ્રેમથી રહેવા વચન લઈશું. આ બ્હીક મ્હને રહે છે. જો લગ્ન ના થાય તો હું હતો તે કરતાં પણ ઘોરતર નરકમાં ચાલ્યો જઈશ. એ મ્હને થાય છે. પણ ત્હમે વચન આપ્યું છે ને કે ગમે તે થાય તોપણ ત્હમે બીજાને નહીં પરણો ?

સુવાસિની—હા. હું કોઈ બીજાને તો નહીંજ પરણું.

શ્વેતભાનુ—એમ બનેજ નહીં ખરૂંને ?

સુવાસિની—કદી બનેજ નહીં.

શ્વેતભાનુ—ત્હમારે મન વચન એતો પવિત્ર છે ને ? ત્હમે બીજી સ્ત્રીઓ જેવાં તો નથીજ.

સુવાસિની—અલબત્ત, વચન હું પવિત્ર માનું છું.

સુવાસિનીના મનની ખરી વાત જાણવા તાકીને હેના તરફ જોઈ રહ્યો ને પછી બોલ્યો—" ફરીથી બોલો. "

સુવાસિની—શું ફરીથી બોલું ?

શ્વેતભાનુ—એમ કહો કે " ગમે તે થાય તોપણ બીજા પુરુષને નહીંજ પરણું. "

સુવાસિની—ગમે તે થાય પણ હું ત્હમારા શિવાય બીજા પુરુષને નહીં પરણું.

શ્વેતભાનુને પ્રેમનો ઊમળકો આવ્યો ને હર્ષાશ્રુથી આંખ્યો શાંત થઈ હોય, સુખમાં ડોલતો હોય તેમ મીંચી દીધી. પછી થોડીવારે ધીમેથી બોલ્યો—" હવે મ્હને કાંઈ બ્હીક કે શંકા નથી રહેતી. દેવ કે દુશ્મન કે દાનવ કોઇથી હવે બ્હીતો નથી. સુવાસિની ? મ્હારાથી વધારે સુખી હવે કોઈ નથી. જાણે જગતનો બાદશાહ હું તેમજ લાગે છે. "

શ્વેતભાનુ સુવાસિની પાસે જઇને બેઠો. હેના સ્હામુંજ તાકીને જોઈ રહ્યો. બ્હાર પવન સુંસવાટા મારતો હતો પણ તેનું હામને ભાન પણ નહોતું. તે એકદમ બોલ્યો—"કેવું આશ્ચર્ય છે ?"

સુવાસિની—શું ?

શ્વેતભાનુ—મ્હારા સુખની વાત કહુંછું. હું આ સુખને લાયક નથી. ખરી વાત, હું ખરાબજ હતો. હું નીચ નહોતો, પણ દયા, શ્રદ્ધા, ને આશાહીન પુરૂષ હતો. બીજાને માટે મ્હને કોઈ દિવસ દરકાર થઈજ નથી. મ્હારા કામની વચ્ચે કોઈ આવતો, તો ત્હેને ઉથલાવી પાડયો છે. જીવનની ખરાબ બાજુજ મ્હેં જોઈ છે. નીશાનો ગુલામ હતો. ઈશ્વર કે મનુષ્યમાં શ્રદ્ધા નહોતી. નીતિ, ધર્મ, ઈશ્વર બધાને ધિક્કારતો. સ્વાર્થરૂપી શયતાનને વેચાયો હતો, આ હું જાણતો હતો, છતાં ત્હમે મ્હને ચ્હાઓ છો. બૃ સ્ત્રીઓ રહી પણ ત્હમે, સુવાસિની, મ્હને ચ્હાઓ છો એજ આશ્ચર્ય છે.

સુવાસિની—એ વાત ખરી પણ ત્હમે પશ્ચાતાપ કર્યો છે.

શ્વેતભાનુ—અને ના કર્યો હોય તો ?

સુવાસિની—તો તો ત્હમને પરણવા વચનજ ન આપ્યું હોત.

શ્વેતભાનુ—ખરૂં કહો છો ?

સુવાસિની—હાસ્તો. જે મનુષ્ય તરફ હું માનની લાગણીથી ના જોતી હોઉં ત્હેને હું ચાહીજ ના શકું. ત્હમે ગમે એટલા હોંશીયાર હતા પણ જેવા હતા તેવા હોત તોતો ત્હમારી તરફ મ્હને માન ઉપજતજ નહીં. જો કે ખરાબ માણસના ઉપર મ્હને પ્રેમ ઉપજે વખતે પણ ત્હેને પરણું તો નહીંજ.

તે જે કહેતી હતી તેમ તે કરે હેવી શ્વેતભાનુને ખાત્રી તો થઈ. આથી તે દીલગીર થયો પણ વળી ખુશી પણ થઈ. સુવાસિનીએ ત્હેના સ્ત્રી વિશેના બધા વિચારો ખોટા તો પાડયા. વખતે બીજી સ્ત્રીઓ વિશે ત્હેના વિચાર ગમે તેવા હશે પણ આતો માત્ર ઉચ્ચ ભાવનાવાળીજ હતી. થોડીવાર સાંભળીને મુંગો રહ્યા પછી કહ્યું—" બરોબર. ત્હમારૂં કહેવું ખરૂં છે. મ્હને સભ્ય ને સારા પુરૂષ થવા બહુ ઇચ્છા છે. ત્હમે મ્હને એ બાબતમાં મદદ કરશો ?

સુવાસિની—એક સ્ત્રી જાત્ય જે કરી શકે તે હું કરીશ. પણ માત્ર ઈશ્વરજ ખરી રીત્યે તો મનુષ્યને સારો બનાવી શકે.

શ્વેતભાનુ—મ્હેં કહ્યું છે ત્હમને કે હું ઈશ્વરમાં માનતો નથી. પણ કદાચ ઈશ્વરનું અસ્તિત્વ હોય તો મ્હેં જેમ વચન આપ્યું છે તેમ હેને જાણવા પ્રયત્ન કરીશ. બાકી મનુષ્ય ને મનુષ્યના ઉદ્દેશોમાં મ્હને બીલકુલ વિશ્વાસ કે શ્રદ્ધા નથી. એ બાબતમાં મ્હને બહુ કહેશો નહી.

વખત ઘણો થઈ ગયો હતો. રાત્ય પડવા આવી હતી તથી શ્વેતભાનુ જનાર્દનને ઘેરથી જવા નીકળ્યો. નીકળતે નીકળતે જનાર્દનને મળ્યો, લગ્ન સંબંધી વાતચિત કરી. ઘરમાં બધે ઉત્સાહને આનંદ જણાયાં. વળી થોડા વખતમાંજ કાઉન્સીલની બેઠકમાં લડત થવાની હતી તે જીતવા વિચારો ચાલ્યા. કાઉન્સીલમાં ગયા પછી પોતે મોભાદાર થશે. કેટલાક અગત્યના સવાલો ધ્યાનમાં લેવા કાઉન્સીલના એક સભાસદે હેને ભાર દેઇને કહ્યું હતું ને તે સવાલોમાં સુવાસિની ઘણો રસ લેતી હતી. આથી તે સુખી જણાયો.

શ્વેતભાનુ—સુવાસિની ? જાઉછું. હવે તો વચ્ચે એક આડી રાત્યજ છે.

સુવાસિની—રાત્ય તો આમ ચાલી જશે.

શ્વેતભાનુ—છતાં અનન્ત કાળ જેવી લાગે છે. ત્હમને તો ઉત્સાહ છે ને ?

સુવાસિની—ઘણોજ. ત્હમને પણ છે ને ?

શ્વેતભાનુ—અહા ! શું કહું ત્હમને હેનો વિચારજ નહીં આવે.

હેનો અવાજજ વિચિત્ર થયો હતો, મૃદુતા ઘણીજ આવી હતી ને બોલતાં બોલતાં આંખ્યમાંથી અશ્રુ પડી જતાં હતાં.

સુવાસિની—ઈશ્વર કેવો દયાળુ છે તે કોઈક વખત ત્હમને ખબર પડશે. મનુષ્ય ધર્મ ઉપર ત્હારે ત્હમને શ્રદ્ધા થશે ને તેની ખુબી સમજાશે.

વ્હેલાં ઉઠજો કહી શ્વેતભાનુ ચાલી નીકળ્યો. હેના ગયા પછી સુવાસિની ઘરમાં પાછી ગઈ. થોડીવારમાં કોણ જાણે શાથી બધો ઉત્સાહ જતો રહ્યો. મનમાં કાંઈ અનેક જાત્યનો ભય થયો, વ્હેમો આવ્યા. બીજા ખંડમાં જનાર્દન લગ્ન સંબંધી વાત ગોર વિગેરે સાથે મ્હોટે સાદે ખુશ મિજાજમાં કરતો હતો. આ અવાજ કોણ જાણે શાથી ત્હેને ભય ઉત્પન્નકર્તા લાગ્યા. મન બળવા લાગ્યું. અસ્વસ્થ બની. એટલીવારમાં એક કાગળ લેઈ નોકર આવ્યો.

સુવાસિની—કેમ, નારણ શું છે ?

નારણ—એતો, બ્હેન કાગળ છે.

સુવાસિની—ટપાલવાળો આપી ગયો ?

નારણ—ના. કોઈ માણસ કોઇનો હતો તે થોડીવાર ઉપરજ આપી ગયો, પણ વસંતભાનુ અહીં બેઠા હતા એટલે ના લાવ્યો.

કાગળ લીધો ને ઉપર ગઈ. કાગળ ફોડયા વગરજ ટેબલ આગળ જઈ દીવાની વાટય ઉંચી કરી ખુરસી ઉપર બેઠી. અરે ! આમ જીવ કેમ બળે છે ? કાગળ ફોડયો. વાંચવા માંડયો. શબ્દે શબ્દ, વાકયે વાકય વાંચ્યું. એક પછી એક અજાયબી શરમ વિગેરેનાં ચિન્હો મ્હોં ઉપર જણાયાં. બીજી ફેરી કાગળ વાંચ્યો, ત્રીજીને ચોથી વખત વાંચ્યો. જડ બની ગઈ, આંખ્ય ફાટી ગઈ, હાથની મુઠીઓ વળી ગઈ વળી ઉઘડી ગઈ. શરીર ઉપર કાબુ રહ્યો નહીં. કાગળ ફેંકી દીધો. પણ તરતજ પાછો ઉંચકી લીધો અને વળી વાંચ્યો. કાગળ બહુ લાંબો હતો, સાફ ને ચોખ્ખા અક્ષરે લખેલો હતો. કોઈ સુશિક્ષિતેજ લખેલો હતો એમ લાગ્યું. છેલ્લી વખત વાંચી રહી એટલે દીવા તરફ તાકીને ઉંડા વિચારમાં હોય તેમ જોઇજ રહી. આસપાસ શું બોલાય છે, શું થાય છે તે સાંભળતી નહોતી. મ્હોંને હોઠ ફીક્કા પડી ગયા હતા. ઘણો વખત આમ બેશી રહી. પણ તરતજ જાગૃત થઇ; નોકરને બોલાવ્યો ને પૂછયું-“કાકા શું કરે છે ? જો જોઇએ.” નોકર તરફ મ્હોં પણ નહોતું ફેરવ્યું. મુશ્કેલીથી બોલતી હોય તેમ લાગ્યું. અવાજ ગળગળો થઇ ગયો હતો. નોકર આવ્યો ને કહ્યું કે સાહેબ હવે એકલા છે, હમણાંજ બીજા બધા વિખરાયા, કાગળ ફરી જોઇ ગઇ. દરેક શબ્દનો અર્થ કરતી હોય, તુલના કરતી હોય તેમ ધીમે ધીમે વાંચ્યો. પુરો કરતાંજ મનમાં નિશ્ચય કર્યો. ઉભી થઇ બારણા તરફ જવા માંડયું પણ પગમાં જોર નહોતું, મગજ ભમી ગયું. પડી જઇશ એમ લાગ્યું. ખુરશી પકડી થોડીવાર ઉભી રહી. પણ એકદમ પાછું મન મજબૂત કર્યું ને ધીરે રહી ચાલી. દાદરો ઉતરી જનાર્દન નીચે હતો ત્યાં ગઈ. મ્હોં ને હોઠ તો હજી ફીક્કાજ હતા. આંખ્યોમાં એક નિશ્ચય લાગતો હતો. હાલવાચાલવામાં સ્થિરતા હતી છતાં ડઘાઇ ગયા જેવી જણાતી હતી. નીચે આવી ત્યારે કયાં આવી તે જાણવા આસપાસ જોયું. જનાર્દને ત્હેના સ્હામું જોયું ને ચમકયો. પોતે એક આરામ ખુરશી ઉપર બેઠા હતા.

જનાર્દને પૂછ્યું–"સુવાસિની ? હને શું થયું ? તબીયત ઠીક નથી ?

સુવાસિની બોલવા ગઇ પણ બોલી શકાયું નહીં. જનાર્દન પાસે ગઇ હ્હેના ખોળામાં માથું નાંખી અઢળક આંસુ પાડી રોઇ. જનાર્દને ન્હાના બાળક માફક હેને પકડી રાખી.

× × × × ×

બીજે દિવસે શ્વેતભાનુ વ્હેલો ઉઠ્યો. રાત્રે જ્હેવો પથારીમાં સૂતો ત્હેવોજ ઘસઘસાટ ઉંઘી ગયો હતો. હવી મીઠી ઉંઘ આવી હતી કે જાગ્યો ત્હારે પોતે ક્ય્હાં છે તે પણ ભૂલી ગયો. પણ તરત સાંભર્યું કે આજ તો લગ્નનો દિવસ છે ને ત્હેની સાથેજ હૃદયમાં આનંદ ઉછળી રહ્યો. દાતણપાણી કરી, બ્હારીએ ડોકીયાં કરતે કરતે કપડાં બરાબર પ્હેર્યાં. મન સાથે બોલ્યો હવે થોડાક કલાકની વાર છે. લોકોની ઠઠ વચ્ચે મ્હારી સાથે બેઠેલી સુવાસિનીને હું કેવાં દેખાઇશું ? ઘણા દિવસથી લગ્નની તૈયારી થઇ રહી હતી ને બધી ગોઠવણ બરાબર કરી હતી. જનાર્દને જ્યહારે શ્વેતભાનુને પૂછ્યું હતું કે વરઘોડામાં કોનેકોને બોલાવશો ત્થહારે કહ્યું હતું કે કોઇને બોલાવવાનોજ નથી. વરઘોડો પણ કાઢનાર નથી. માત્ર ચાલીને કે ગાડીમાં બેશી વખતસર હું એકલોજ આવીશ. પણ જનાર્દને કહ્યું કે એમ તે હોય ? ત્યહારે જવાબમાં એજ કહ્યું હતું કે મ્હારે મિત્ર નથી, સગું નથી, વ્હાલું નથી, ઓળખીતું કે પાળખીતું કોઇ બોલાવવા જેવું નથી. બાપ પાંચ વર્ષ પ્હેલાં ગુજરી ગયો છે, મા તો સાંભરતી પણ નથી. જનાર્દને ચાંપીને કહ્યું કે કોઇ એકાદ માણસ તો સાથે જોઇએજ. હ્હેના જવાબમાં એટલુંજ કહ્યું કે ઠીક એક માણસ લાવીશ ને તે ઇન્દુ આવશે. વળી જનાર્દને નૂતનપુરના હેને મત આપનારાઓને બોલવવા કહ્યું પણ બધાની નાજ કહી. ઇન્દુને સાથે લેઇ જવો હેને ગમતું તો નહોતું કારણ શરત કરી તે રાત્રે સુવાસિનીનું નામ શોધી આપનાર એજ હતો પણ નાછુટકે હેને લાવવા હા કહી હતી. તેથી લગ્નને દિવસે ઇન્દુને પ્હેલાં પોતાના મકાને આવવા કહ્યું હતું. ઠરાવેલે વખતે ઇન્દુ આવી પ્હોંચ્યો અને બે જણ ગાડીમાં બેશીને જનાર્દનના ઘર ભણી ચાલ્યા.

ઇન્દુએ કહ્યું " શ્વેતભાનુ ? તું સુખી જણાય છે, ખુશી જણાય છે."

શ્વેતભાનુ—હા.

ઇન્દુ—બધું સમેસમું ઉતર્યું છેને ?

શ્વેતભાનુ—હા.

ઇન્દુ—ગઇ કાલે તો આખો દિવસ તું જનાર્દનને ત્હાં હતો નહીં ?

શ્વેતભાનુ—હા.

ઇન્દુ—જેવા ખુશી થતું જોઇયે તેવો તું જણાતો નથી.

શ્વેતભાનુ—હસ્તમેળાપ થાય ત્હાં સુધી ખમ્ય, પછી મ્હારા જેવો પૃથ્વિમાં કોઇ સુખી નહીં જૂવે.

શ્વેતભાનુ શા વિચારમાં છે તે જાણવા ઇન્દુ હેના મ્હોં ભણી જોઇ રહ્યો. પણ એ હેના પેટનો પાર આપે હેવો નહોતો તેથી કાંઇ વધારે ના બોલ્યો.

ગાડી જનાર્દનના ઘર પાસે આવવા માંડી એટલે શ્વેતભાનુ બોલ્યો "આ પડદા ઢાંકી દેવા દ્યો; લોકો આપણા તરફ મ્હોં ને આંખ્યો ફાડી જોયા કરે તે મ્હને નથી ગમતું "

ઇન્દુ—જરૂર ટોળું તો લોકનું હશેજ.

શ્વેતભાનુ—જરૂર. જનાર્દને લગભગ પાંચસે કંકોત્રી કાઢી છે ને સુવાસિની જગજાહેર છે તેથી આસપાસના બધા લોક આવશેજ.

ગાડી જનાર્દનના ઘર આગળ લગભગ આવી પ્હોંચી ઇન્દુએ પોતાની તરફથી પડદો ઉંચો કરી ડોકું બ્હાર કાઢી જોયું. જનાર્દનના ઘર આગળ થોડા લોકો હતા પણ બ્હારના દરવાજા બંધ હતા. ઘરની બ્હારીઓ બંધ હતી. બીજી ધામધુમ કાંઇ જણાતીજ નહોતી. શ્વેતભાનુએ "ઇન્દુનો ચ્હેરો જોઈ પૂછયું-" શું છે ?

ઇન્દુ—શ્વેતભાનુ ? ગઇ કાલ્ય રાત્રે કાંઇ નવાજુની તો ન્હોતીને ?

શ્વેતભાનુ—કાંઇ નહોતી. પૂછવાનું શું કારણ છે ?

ઇન્દુ—કારણ-એ તો ઠીક પણ તુંજ ડોકીયું કરી બ્હાર જોને.

શ્વેતભાનુએ બ્હાર ડોકીયું કર્યું. બ્હારનો દરવાજો બંધ દીઠો. કેટલાક લોકો વાતો કરતા હતા. હેની આંખ્ય વિચિત્ર બની. હૃદયના ધબકારા બંધ થવા લાગ્યા.

ઇન્દુ—ઉભો રહે. હું ઉતરીને ખબર કાઢુછું.

ઇન્દુ ગાડીમાંથી બ્હાર નીકળ્યો. શ્વેતભાનુ વિચારતો હતો કે શું હશે ?

---

## પ્રકરણ ૧૦ મું.

### લગ્ન દિવસ.



થોડીવારમાં ઇન્દુ પાછો આવ્યો. ગાડીમાં એક શબ્દ બોલ્યા વગર બેઠો. જે સાંભળ્યું હતું તેથી દીંગ થઇ ગયો હતો.

શ્વેતભાનુ—ઇન્દુ ? શું છે ? મ્હને કહે.

ઇન્દુ શું કહેવું કે શું નહીં તેના વિચારમાં પડી ગયો. ગાડીનો પડદો ઉઘાડી ગાડીવાળાને હાંકવાને કહ્યું. ગાડીવાળાએ પૂછ્યું. "ક્યહાં હાંકું?"

ઇન્દુ—ઘરભણી પાછી હાંકય.

શ્વેતભાનુ—ઇન્દુ ? કહે તો ખરો શું હકીકત છે ?

ઇન્દુ—હું જાણતો નથી.

શ્વેતભાનુ—આમ ગધેડાઇ ના કર્ય. કહે શું છે ?

ઇન્દુ—બધા એમ વાતો કરે છે કે આજે લગ્ન થવાનાં નથી.

શ્વેતભાનુ હાતું સાંભળવા તૈયાર થઇ રહ્યો હતો. જડ થઇ ગયો હતો. આંખ્યનો પલકારો પણ નહોતો કરતો પણ હેનું મન ઝડપથી એક પછી એક વિચાર કર્યે જતું હતું.

ઇન્દુ—ઝાંપે જઇ નોકરને પૂછ્યું તો હેણે કહ્યું કે આજ ઝાંપો ઉઘાડવાની ના કહી છે ને લગ્ન આજ બંધ રહ્યાં છે હેવી રાત્રે ખબર મળી છે.

શ્વેતભાનુ—સમજ્યો. બીજું કાંઇ ?

ઇન્દુ—એમ જણાય છે કે રાત્રે નોકરોને બહુ કામ આવી પડ્યું હતું. કેટલાક કાગળો ટપાલમાં નાંખવાના હતા, કેટલાકને ત્યહાં ચાઠ્ઠીઓ આપવા જવાની હતી ને તાર ઓફીસમાં કેટલીક જગ્યાએ તાર કરવા જવું પડ્યું હતું.

શ્વેતભાનુ—શી બાબતના તાર ને કાગળો હતા તે કાંઇ ખબર પડી.

ઇન્દુ—તું કાંઇ કળી શકે છે ? ત્હને કાંઇ ખબર આપી છે ?

શ્વેતભાનુ—મ્હને ? કાંઇજ ખબર નથી મળી. નહીં મ્હારે ખબર કાઢવીજ જોઇયે.

ગાડીવાળાને એકદમ પાછી જનાર્દનના ઘર તરફ ગાડી વાળવા કહ્યું. ગાડીવાળો ચ્હીડાયો, પણ ગણગણતે ગણગણતે પાછી ગાડી વાળી. ઇન્દુ બોલવા જતો હતો પણ શ્વેતભાનુના મ્હોં ઉપરનાં ચિન્હો જોઇ બોલતો અટક્યો. મનમાં ધારતો હતો કે મ્હારા જેવા વર્તમાનપત્રના તંત્રીને આજ હકીકત છાપવા ઠીક મજા પડશે. પણ શાનું કારણ શું છે તે સ્હમજાતું નથી હમને તંત્રીઓને ખબર હેવીજ આપવામાં આવશે કે સુવાસિની કે જનાર્દન મંદા થઈ ગયા છે કે શ્વેતભાનુને નૂતનપુર કે કોઇ દૂર દેશ જવા એકદમ થયું છે. વિગેરે ગમે તે હોય પણ કાંઇ મોટો બનાવ બન્યો છે. અરેરે! શ્વેતભાનુનું મ્હોં કેવું થઈ ગયું છે!

ગાડી જનાર્દનના ઘર આગળ આવી પ્હોંચી. ઇન્દુએ બ્હાર ડોકીયું કરીને જોયું. લોક વિખરાઈ ગયા હતા. લગ્નની કાંઇ પણ નિશાની જણાતી નહોતી. ઘરમાંએ કોઇ હશે કે નહીં તેમ લાગતું હતું. શ્વેતભાનુ ગાડીમાંથી ઝડપથી ઉતર્યા. આસપાસ ઇંતિજારીથી જોયું. ઇન્દુ પણ ઉતર્યો.

ઈન્દુ—વખતે સુવાસિની માંદી થઇ ગઇ હશે કે પછી જનાર્દનની તબીયત ઠીક નહીં હોય.

શ્વેતભાનુની ચિન્તા ઓછી કરવા આમ બોલતો હતો, પણ શ્વેતભાનુ હેના બોલવાની કાંઇ દરકાર કરતો નહોતો. શ્વેતભાનુ ઝાંપે ગયો નોકરને બોલાવ્યો.

નોકરે આવી ઝાંપો ઉઘાડયો ત્હેને પૂછ્યું કે "સુવાસિની ઘેર છે?"

નોકર થોડીવાર બોલ્યો નહીં પણ પછી જવાબ આપ્યો કે "ઘણું કરીને હશે"

શ્વેતભાનુ—હેમની તબીયત તો ઠીક છેને?

નોકર—ઠીક તો છે પણ પછી તો કોણ જાણે.

શ્વેતભાનુ—ત્હારે ખબર આપ્ય કે હું મળવા આવ્યોછું.

નોકર પાછો ખબર આપવા જતાં અચકાયો ને બોલ્યો. "સાહેબ માફ કરો પણ ત્હમે અત્યારે નહીં મળી શકો"

શ્વેતભાનુ—કેમ?

નોકર—શા માટે તે હું ના કહી શકું.

ઘણી મ્હેનતે પોતાનો મિજાજ કાબુમાં રાખ્યો ને બોલ્યો—"કોઇ મળવા આવે ત્હેને ના કહેવાનો ત્હને હુકમ મળ્યો છે?

નોકર—હાજી, શેઠસાહેબે હેવી વરધિ આપી છે.

શ્વેતભાનુ—તું સુવાસિનીને જઇને કહે, મ્હારૂ નામ દેઇને કહે કે હું અહીં આવ્યોછું ને મળવા માંગુછું.

નોકર—સાહેબ ? નકામો મ્હને મોકલોછો. મ્હને ચોખ્ખી ના કહી છે.

વિક્રાળ આંખ્યો કરી શ્વેતભાનુ બોલ્યો કે-એકદમ બસ જા ને હેમને કહે કે હું મળવા આવ્યોછું."

નોકર—સાહેબ ? પણ વરધિ—

શ્વેતભાનુ—બસ એકદમ જા ને કહે કે જ્યહાં સુધી નહીં મળે ત્યહાં સુધી હું અહીંજ ઉભો રહ્યોછું.

શ્વેતભાનુની આંખ્યોથી નોકર ડર્યો. વળી શ્વેતભાનુ હમણાં હમણાંનો તો ઘરના માણસ જેવોજ હતો તેથી નોકરે કહ્યું-"ભાઇ સાહેબ ? પરમેશ્વર ખાતર—

શ્વેતભાનુ—જા. નહીં તો પરિણામ ખોટુ આવશે ને કહે જે કે મળવુંજ પડશે. ના નહીં ચાલે.

નોકર લાચારીથી જોઇ રહ્યો. અંતે "જાઉછું" એમ કહી અંદર ગયો. થોડીવારે પાછો આવ્યો. હેનું મ્હોં ફીકકું પડી ગયું હતું. બ્હીતે બ્હીતે બોલ્યો "આપ બન્ને પધારો"

શ્વેતભાનુ હવે તદ્દન શાંત થયો હતો પણ ઉપરથીજ શાંત દેખાતો હતો. હેનું મ્હોં ફીકકું પડ્યું હતું. ઇન્દુ વિસ્મય પામ્યો કે મ્હારૂં શું કામ અંદર હશે. નીચેના પ્હેલાજ ખંડમાં સુવાસિની તથા જનાર્દન બેઠાં હતાં. જનાર્દનનું મ્હોં ગુસ્સામાં હતું. સુવાસિનીને ઉજાગરો હોય તેમ જણાયું. મ્હોં ફીકકું હતું, શાંત જણાતી હતી પણ હોઠ ફડફડતા હતા. કોઇએ હેમને આવકાર ના આપ્યો. શ્વેતભાનુ જરા પાસે ગયો ને બોલ્યો. "હાનું કારણ શું છે તે પૂછવા હું આવ્યો છું."

જનાર્દન—મ્હારા માણસથી ખબર મળી હશે. મ્હને પૂછવા આવવાની કાંઇ જરૂર નહોતી. માણસને ચિઠ્ઠી પણ આપી હતી.

શ્વેતભાનુ—મ્હને માણસ કે ચિઠ્ઠી કાંઇ મળ્યુંજ નથી.

જનાર્દન—આજ સ્હવારેજ મોકલી હતી.

શ્વેતભાનુ—મ્હને મળી નથી.

સુવાસિનીના મ્હોં ઉપરથી શ્વેતભાનુ સમજ્યો કે કાંઇ માઠું બન્યું છે. તેથી તે ગભરાયો.

જનાર્દન—મ્હારી ચિઠ્ઠીમાં લગ્ન આજ નહીં થાય ત્હેનું કારણ લખ્યું છે તથા હવેથી મ્હારા ઘરમાં ત્હમારે પગ પણ ના મૂકવો ત્હેનું પણ કારણ લખ્યું છે.

શ્વેતભાનુ—ગઇકાલ્ય રાત્રે આ બાબત ત્હમે કાંઇ બોલ્યા નહોતા.

જનાર્દન—ત્હાર પછી બહુ બન્યું છે.

શ્વેતભાનુ—હેવું શું બન્યું છે કે ત્હમે આમ વર્તો છો?

જનાર્દન—વખતે નહીં હોય; પણ ભુતકાળની કેટલીક વાત ગઇ-કાલ્ય રાત્રે મળી છે માટે હાવી વર્તણુંકને ત્હમે લાયક છો.

શ્વેતભાનુએ ઉકળવા માંડયું હતું પણ બોલ્યો—"સુવાસિની? ગઇકાલ્ય સ્હાંજે આપણે જે વાત થઇ તે પછી—

જનાર્દન—જે કાંઇ ત્હમારે કહેવું હોય તે મ્હને કહો. હેની સાથે ત્હમારે બોલવાની જરૂર નથી ને હવે ત્હમારે હેની સાથે બીલકુલ વાત પણ ના કરવી.

શ્વેતભાનુ—ત્હારે આ ફારસ કરવાનું કારણ જણાવશો?

શાંત રહી બોલવા પ્રયત્ન કરતો હતો પણ અવાજ ઉપરથી ક્રોધ ચઢયો હોય તેમજ લાગતું હતું.

જનાર્દન—ફારસ જેવું કાંઇ છેજ નહીં. કારણ કહેવાની ખાસ જરૂર મ્હને જણાતી નથી પણ વ્હેવાર ખાતર કહું છું કે આ ઘરમાં ત્હમને એક સદ્‌ગૃહસ્થ જાણી પગપેસારો કરવા દીધો. મ્હારા ઘરમાં આજલગી સદ્‌ગૃહસ્થ શિવાય કોઇ આવ્યોજ નથી અને મ્હારા નોકરો પણ હેવા શિવાય બીજા કોઇને આવવા દેતા નથી.

શ્વેતભાનુ—ક્યારથી મ્હારી સદ્‌ગૃહસ્થાઇ જતી રહી?

જનાર્દન—જ્યારથી મ્હને ખબર પડી કે મ્હારી પુત્રી માટે શરત મારી છે ત્હારથી. જ્યારથી મ્હારી પુત્રીને એક હજાર રૂપીઆ સારૂં પરણવાની શરત બકાઇ ત્હારથી.

જનાર્દન ખૂબ ક્રોધમાં આવી બોલતો હતો. આ સપાટ થયો. જે ઘાની બ્હીક હતી તેજ આવી પડયો. જ્હેને સારૂ ઘણા ઘણા પ્રયત્ન કર્યા તેજ સ્હામે આવી ખડો થયો. સત્ય બ્હાર પડી ગયું. હવે ખોટું કહ્યાથી ફાયદો નહોતો.

જનાર્દન—મ્હારે વધારે કહેવાની જરૂર નથી. ત્હમે જાણો છો ને સમજી ગયા છો, તેથી બધી તજવીજ બંધ કરી છે તેમાં આશ્ચર્ય

નથી. બસ. માટે હવે અહીં વધારેવાર ખોટી થવાની જરૂર નથી. ત્હમારે મન ગમે તે હોય પણ મ્હને એ દુઃખકર્તા છે.

શ્વેતભાનુ આમ સ્હેલાઇથી જાય એમ નહોતું. એ સમજ્યો કે સત્ય કબૂલ કરવાની જરૂર હતી ને પછી જે કાંઇ કહેવું હોય તે કહેવું. વળી પોતે અત્યારે તરછોડાયો હતો. વાત જો કે સત્ય બ્હાર આવી હતી પણ હેને એ બાબત શું કહેવાનું છે તેતો જનાર્દને સાંભળવુંજ જોઇયે.

શ્વેતભાનુ—ત્હમે કહો છો તેમાં સત્ય હશે તોપણ મ્હારે એ બાબતમાં શું કહેવાનું છે તે ત્હમારે સાંભળવું જોઇયે. વળી લગ્ન બંધ રાખતાં પ્હેલાં મ્હારી હકીકત સાંભળવી જોઇતી હતી. મ્હારો ખુલાસો એ વિષયનો શો છે તે જાણવો જોઇતો હતો.

જનાર્દન—હાવી બાબતમાં ખુલાસાની જરૂરજ નથી. આ બાબતની ત્હમને જો શરમ આવી હોતતો ત્હમારા વિશેનો અભિપ્રાય કાંઇક ઠીક રહેત. જે ખબર મ્હને મળી છે તે સચોટ, ને ખાત્રી કરે તેવી છે. ત્હમારી દરેક વર્તણુંક મ્હારા ઘરને અપમાનકર્તા થઇ છે.

શ્વેતભાનુ—અપમાન ?

જનાર્દન—હા. અપમાન. એથી સારૂં કાંઇજ નહીં. છતાં ખુલાસો કરવા માંગો છો તો મરજી વિરુદ્ધ તેમ કરવા રજા આપુ છું.

શ્વેતભાનુને આશા ઉત્પન્ન થઇ. સુવાસિનીની મરજીને લીધેજ જનાર્દને મ્હને આ ઘરમાં પેસવાની મનાઇ કરી હશેજ. તેથી સુવાસિની સ્હામું જોઇ બોલ્યો. "ત્હમે તો મ્હારૂં સાંભળશોને ? જનાર્દન જે વાત સમજી શકતા નથી તે ત્હમે તો સમજશો.

જનાર્દન—મ્હેં ત્હમને એક ફેરી કહ્યું છે કે ત્હમારે જે કાંઇ કહેવું હોય તે મ્હને કહો. સુવાસિની ત્હમારી સાથે એક શબ્દ પણ બોલવા ઇચ્છતી નથી.

સુવાસિની બધું સાંભળ્યા કરતી હતી. પુતળા માફક બેશી રહી હતી. પણ હવે બોલી ઉઠી—"બોલવા દ્યો શું કહે છે. શી નવી વાત લાવે છે એતો જુવો."

આ શબ્દો તિરસ્કાર જેવા લાગ્યા. પોતાને ઘણો હલકો ગણતી હોય તેમ લાગ્યું; છતાં શાંત રહી બોલ્યો—"હું કબૂલ કરૂં છું કે બધો દેખાવ મ્હારી સ્હામે છે." આટલું બોલી એકદમ અટકી પડયો. શું

કહેવું તે સુઝયું નહીં. કંઇ સંભારવા આસપાસ ડાફરીયાં માર્યાં પણ ચૂપજ રહ્યો. વળી સાંભરી આવ્યું હોય તેમ બોલ્યો-“આ ખબર ત્હમને કોણે આપી?

સુવાસિની—ત્હેનું ત્હમારે કાંઇ કામ નથી. વાત ખરી છે એમ કબૂલ કર્યું છે પછી શું?

લથડતે શબ્દે બોલ્યો—“મ્હારી તરફેણમાં પણ કેટલીક વાત છે.

સુવાસિની-હશે-નીશો કર્યો હશે. એ તરફેણમાં બીજાું શું હોઇ શકે? આ સ્થિતિમાં કહ્યું હતું કે દરેક સ્ત્રી નીચ સ્વભાવની છે ને દરેકને અમૂક કીંમત છે. અને મ્હારી કીંમત, જે પદ્ધિ ત્હમે મ્હને અપાવી શકનાર હતા તેટલી હતી. મ્હારી વાંછના ફળીભૂત થાય એટલે હું ત્હમને પરણવાની હતી. એજને?

પોતે શું કર્યું હતું ત્હેનું ખરૂં ભાન હવે આવ્યું. ઉપરના શબ્દોએ ત્હેને ઉભો ને ઉભો બાળી નાંખ્યો; છતાં તે બોલ્યો. “ત્હમે અન્યાય કરો છો. એ વાત હેવા રૂપમાં મ્હને લાગીજ નથી.

સુવાસિની—ત્ય્હારે ત્હમે શા રૂપમાં લીધી હતી તે કહો. હેમાં કાંઇ નવુંજ નીકળશે.

શ્વેતભાનુએ બોલવા પ્રયત્ન કર્યો પણ બોલાયું નહીં. આ વાતને સારા રૂપમાં મૂકવા ઘણો પ્રયત્ન કર્યો પણ કાંઇ વળ્યું નહીં. સુવાસિનીએ તિરસ્કારથી હેના સ્હામું જોયું ને બોલી-“જવાબ આપી શકતા નથી. મ્હારે માટે શરત કરી હતી તે કબૂલ કરો છો. ઠીક, મ્હને બહુ લાગે છે. હું જાણું છું કે આ ઇન્દુએ મ્હારૂં નામ સંભારી આપ્યું હતું. મ્હારી કીંમત હજાર રૂપીઆ આંકી ત્હમે આ ઘરમાં પગપેસારો કર્યો. બહુ સારૂં ત્હમારી હેવી ધારણા બર નાજ આવે, માટે હવે ત્હમારે કામે વળગો.

શ્વેતભાનુ—હજી બધી વાત આવી ગઇ નથી. આપણા બે શિવાય બીજા આગળ ખુલાસો કરવો મ્હને ઠીક નથી લાગતો. પણ ત્હમારી હેવી મરજીજ છે તો હું કબૂલ કરૂં છું કે આ નીચ વાતમાં મ્હેં ભાગ લીધો હતો, પણ હું ભાનમાં નહોતો. હું—

જનાર્દન—કેફમાં હતા. હં. ચલાવ આગળ.

શ્વેતભાનુ—સત્ય કબૂલ કર્યું છે. પણ ત્ય્હાર પછી સુવાસિની! ત્હમે જાણો છો મ્હેં કદી નીશો નથી કર્યો. ખરી વાત છે કે સ્ત્રીઓ વિશેનો મ્હારો અભિપ્રાય સારો નહોતો ને તે મ્હારા વિચાર મ્હેં કદી

સુઝાડ્યા નથી. પણ જ્યારે મહેશને રમેશે એ સાબિત કરવા કહ્યું ત્યારે હું તેમ કરવા તૈયાર થયો. મ્હેં જ ત્હમને, ઉચ્ચ ભાવનાવાળી સુશિક્ષિત સ્ત્રી પસંદ કરવા કહ્યું હતું અને–

સુવાસિની—ત્હેમણે મ્હારૂં નામ દીધું, વાહ ! મ્હને બહુ માન મળ્યું છે.

શ્વેતભાનુ—તે વખતે હું ત્હમને ઓળખતો નહોતો, મ્હારો સ્ત્રી વિશે અભિપ્રાય તે વખતે હેવો હતો માટેજ હું એમ બોલ્યો હતો.

સુવાસિની—છતાં હેવી સ્ત્રી સાથે લગ્ન કરવા તૈયાર હતા કેમ ?

શ્વેતભાનુ—ના. લગ્ન ના કરત. માત્ર મ્હારૂં કહેવું સાબિત કરવા ખાતરજ રમત રમવાનો હતો. હેવી સ્ત્રી હું કદી પરણીજ ના શકું.

સુવાસિની—પણ હેનો પ્રેમ મેળવવા પ્રયત્ન કરત અને તેમ કર્યા પછી ત્હેને તરછોડત. એતો વળી આથી પણ નપાટ છે.

શ્વેતભાનુ—બરોબર છે, ત્હમે કહો છો ત્હેને હું લાયક છું. પણ તે વખતે ત્હમને હું ઓળખતો નહોતો. ત્હમને બધી સ્ત્રીઓ જેવાંજ ધારતો હતો. ત્હમે પણ મ્હને જે પદ્ની મળવાની આશા છે તેથી લલચાશો એમ ધારતો હતો. હું કબૂલ કરૂં છું. પણ ત્હમારી સાથે લગ્ન કરવા મ્હારો વિચારજ નહોતો. ત્હમારી પાસે માત્ર હા ભણાવવી હતી.

સુવાસિની—અને પછી મ્હારૂં નામ નીશાબાજોમાં વગોવવું હતું. જાહેરમાં મ્હને નીચી પાડવી હતી. મ્હારા તરફ લોકો આંગળી કરે કે એક હજાર રૂપીઆની કીમતની સ્ત્રી જોવી હોય તો આ રહી કેમ ?

સુવાસિની ઘણુજ ક્રોધમાં બોલતી હતી.

શ્વેતભાનુ—ના. બીલકુલ નહીં. આ કામ જો કે નીચને ધિક્કારવા જેવું હતું છતાં છેક ત્હમે ધારો છો તેમ નહોતું. હમે વચન લીધાં હતાં કે હમારી વાતનો એક પણ શબ્દ બ્હાર જાય નહીં. માત્ર ત્રણ જણજ જાણતા હતા અને ચોથો હું. તે ત્રણ કોણ હતા તે ત્હમે જાણો છો હેમાંના બેને તો ત્હમે નારાજ કર્યા હતા ને ત્રીજો આ ઇન્દુ હતો. જો હેમણે આ ખબર ના આપી હોત તો જે વાત ત્હેની દુનિયાંને ખબર ના પડત. એમાંથી એકે ત્હમને કહ્યું છે. કોણે તે હું જાણતો નથી. પણ ઠીક, એ તો હું જાણીશ. કદાચ ત્હેનો પણ કહેશો નહીં ?

સુવાસિની કાંઈ બોલી નહીં.

"બહુ સારૂં. એ તો હું શોધી કાઢીશ. અને પછી–" આમ બોલી અટ્ટહાસ્ય કર્યું હેની આંખ્ય જો અત્યારે જોઈ હોય તો અંદરથી દેવતા ઝરતો હોય તેમ ખુની જણાઈ. "પણ આ બાબત વિશે

મ્હારા જેટલો ખેદ કોઈને થતો નહીં હોય. આ વાતની બીજી બાજુ પણ છે તે જરા સાંભળો. ”

સુવાસિની પ્હેલીજ વખત જરા નરમ પડી. કાંઈ બોલી નહીં, પણ સાંભળવા ઈંતેજાર થઈ.

શ્વેતભાનુ—જ્હારથી મ્હેં તહમને જોયાં ત્હારથીજ આ કામને માટે મ્હને પસ્તાવો થયો. રાત્ય ને દિવસ એ વાત મ્હારા મગજમાં ઘૂમરાયા કરતી હતી. જ્હારે મ્હેં તહમને ખરી રીત્યે ઓળખ્યાં ને જાણ્યું કે તહમે ઉચ્ચ ભાવના, પ્રમાણિકતા ને સત્યતાવાળાં છો, ત્હારે મ્હેં મ્હને પોતાને ધિક્કાર્યો. જે થઈ ગયું હતું તે કોઈ પણ પ્રકારે ઉલટઈ જતું હોત તો હું માથું આપવા તૈયાર હતો. તહમને એ વાત હું કહી નહોતો શકતો કારણ મ્હને બ્હીક હતી કે તહમે જો એ જાણત તો મ્હને હાંકી કાઢત. મ્હને જેટલું તહમારે માટે માન છે તેટલું કોઈ કોઈ પણ મનુષ્યને કોઈ સ્ત્રી માટે નહીં હોય. આ બધાનું મૂળ કારણ માત્ર એજ કે હું તહમને ચ્હાતો હતો.

સુવાસિની—ત્હારે તહમે શરત જીતવા અહીં નહોતા આવ્યા પણ—

શ્વેતભાનુ બોલી ઉઠ્યો—“ પણ હું તહમને ચ્હાતો હતો, “ ઈન્દુ તથા જનાર્દન ઉભા છે ત્હેનું ભાન હેને નહોતું રહ્યું. ” એજ સત્ય છે. હું માત્ર તહમારા ઉપરના પ્રેમને લીધેજ આવતો હતો. અનેક વખત સત્ય કહેવા હું લલચાયો હતો, પણ હું નામર્દ માફક બ્હીતો હતો. હું જાણતો હતો કે તહમને તહમારા વિશે અભિમાન છે, તહમારી જાત્યનું અભિમાન છે ને મ્હને ખાત્રી હતી કે જો મ્હેં સત્ય કહ્યું હોત તો તહમે મ્હને કયારનોએ હાંકી કાઢયો હોત, ને તે મ્હારાથી ખમાત નહીં. તહમે મ્હારી આશા, જીવન તથા સ્વર્ગ છો. તહમે એ જાણો છો. પેલા કામને હું ધિક્કારતોજ હતો. મ્હારી મ્હોટી ઈચ્છા એ વાત મનમાંથી કાઢી નાંખવાની હતી. તહમે હું કહું છું તે માનતાંજ હશો. ખરૂં છે તહમે જે વચનો કહ્યાં છે તે બધાં ને હું લાયક છું. પણ જ્હારે તહમે સત્ય જાણ્યું છે, જે નીચ મશ્કરીમાં વાત થઈ હતી તે આબેહુબ બની છે ને મ્હારૂં બધું જીવન તહમારા ઉપર આધાર રાખે છે તો તહમે મ્હને માફ કરશો. કેમ શું કહો છો ? માફી આપો છો ?

સુવાસિની શ્વેતભાનુ બોલતો ત્હેના સ્હામુજ જોઈ રહી હતી હેના અંતઃકરણની ખાત્રી કરવા તાકીને જોઈજ રહી હતી. એકાદ બે

વખત હેના મ્હોં ઉપર મૃદુતા છવાઈ રહી પણ જ્યહારે એ બોલી રહ્યો. ત્યહારે મન ડગુમગુ થયું.

સુવાસિની—આ ખરૂં છે કે કેમ? શબ્દે શબ્દ ખરો છે નહીં?

શ્વેતભાનુ—જે હું પવિત્ર ગણું છું ત્હેના સોગન લઈ કહું છું કે સત્ય છે. ત્હમને ઓળખ્યાં કે તરતજ તે કામ ઉપર મ્હને તિરસ્કાર છુટયો. ત્હમારાજ વિશે મ્હને વિચાર આવતા હતા કારણ હું ત્હમને જીગરથી ચ્હાતો હતો. ત્હમારા શિવાય જીવન ધૂળધાણી હતું.

સુવાસિની—ત્યહારે એક બીજો પ્રશ્ન મ્હારે પૂછવાનો છે.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### શ્વેતભાનુ તથા ઈન્દુ.

---



શ્વેતભાનુને આશા મળી હોય એમ જાણી સુવાસિનીની પાસેજ ગયો ને કહ્યું "ત્હમે જે પૂછશો ત્હેનો જવાબ આપીશ. બધું સત્યજ કહીશ."

સુવાસિની—જો ત્હમારી વાત ખરી છે તો જ્યહારે બીજા બે જણે ત્હમને પૂછયું કે શરત જીતવાને વેષ ભજવો છો, ત્યહારે હા શી બાબતની કહી હતી?

શ્વેતભાનુ—આ હડહડતું જૂઠું બોલે છે. મ્હેં એમ કહ્યુંજ નથી.

સુવાસિની—થોડા વખત ઉપરજ ત્હમે કહ્યું છે. લગ્ન નક્કી ઠર્યા પછી કહ્યું હતું. ત્હમે બધા ત્હમારી મંડળીના મકાનમાં મળ્યા હતા ત્યહાંજ આમ કહ્યું હતું. એ બે જણે ત્હમને વાત પડતી મૂકવાનું કહ્યું પણ ત્હમે ત્હમારા ગાંઠયના પૈસા આપવા કહ્યું મ્હારી કીમત આપવા કહ્યું હેમણે ત્હમને ખુબ સ્હમજાવ્યા પણ બીલકુલ માન્યું નહીં. વળી ત્હમને એમ પણ પૂછયું કે ત્હમે સુધરી ગયા કે શું ત્યહારે પણ ચોખ્ખી ના કહી; તેથી હેમણે ત્હમારે મ્હોડેજ કહ્યું કે ત્હમે હજી વેષજ ભજવો છો તે ત્હમે કબૂલ કર્યું.

શ્વેતભાનુ—તદ્દન જૂઠી વાત.

સુવાસિની—જે શબ્દો બોલાયા હતા તે હું જાણું છું. જે બે

ત્હમારી સાથે હતા ત્હેમાંના એક કોણે તે કહેવાની જરૂર નથી, ત્હમે કાંઈક બોલ્યા તે ઉપરથી પૂછ્યું કે "ત્હમે સુવાસિની માટે વેષજ ભજવતા હતા!" ત્હમે જવાબ આપ્યો "જો મ્હેં એમ કર્યું હોય તો ત્હારે શું છે?" આ ઉપરથી હેણે કહ્યું કે "ત્હમે કબૂલ કરો કરો છો?" ઠીક. મ્હારે બધું કહી જણાવવું નથી પણ મ્હારી ખાત્રી થઈ છે કે ત્હમે આમ બોલ્યા હતા. હવે ત્હમારી મગદૂર હોય તો ના કહો.

શ્વેતભાનુનું મુખ આમ ઉડી જતું હતું, આશા નિરાશામાં ફેરવાઈ જતી હતી, ભૂતકાળનાં કૃત્ય સ્હામે આવી ઉભાં રહ્યાં હતાં તેથી બોલ્યો "આ બધું તદ્દન ખોટું છે." પોતે શું બોલે છે તે પણ ભાન નહોતું.

સુવાસિની—અન્યથા છે કે ત્હમે હાવા અસત્યવાદીને નીચ છો. જેહેણે મ્હને ખબર આપી છે ત્હેણે આ બાબતની સત્યતા સારૂ ઈન્દુને પૂછવા પણ કહ્યું તેથીજ નોકરને મ્હેં ઈન્દુને પણ સાથે લાવવા કહ્યું હતું. કેમ ઈન્દુ? મ્હેં કહ્યું એ ખરૂં છે કે નહીં!

ઈન્દુ જેમ ઉંઘમાં હોય ને સાંભળતો હોય તેમજ આખો વખત ઉભો રહ્યો હતો તે કાંઈ બોલી શક્યો નહીં. સુવાસિનીની નજર હેના ઉપરજ હતી તેથી તે અસત્ય તો બોલી શકે તેમ નહોતુંજ તેમજ વળી શ્વેતભાનુના મ્હોંનો રંગ ઉડી ગયો હતો ને મ્હેની ભયંકર આંખ્યો જોઈને પણ સત્ય કહી શકે તેમ નહોતું.

સુવાસિની—કેમ ઈન્દુ? જવાબ કેમ નથી આપતા? ત્હમે પણ ત્હમારા મિત્રને ટેકો આપી શકો તેમ નથી. છતાં પણ શ્વેતભાનુને મ્હેં અન્યાય કર્યો હોય તો જે સત્ય હોય તે ત્હમારે કહેવુંજ જોઈયે. શું કહેવું છે ત્હમારૂં?

ઈન્દુએ ગભરાતે ગભરાતે કહ્યું "મ્હારી ખાત્રી છે કે જે એ બોલ્યો હતો તે ખરા અંતઃકરણથી નહોતો બોલ્યો."

સુવાસિની—બહુ સારૂ. હવે ત્હમે જાવ. ખોટી થવાની જરૂર નથી.

શ્વેતભાનુ વિજળી પડી હોય તેમ ચમક્યો ને બોલ્યો. "શુ ત્હમે હાંકીજ કાઢો છો? સુવાસિની? ત્હમે એમ હાંકી તો નહીંજ કાઢો.

સુવાસિની—આ વાત જાણ્યા પછી શું ત્હમે એમ માનો છો કે હું ત્હમારી સાથે એક શબ્દ પણ બોલું? અત્યારે પણ ત્હમારા અહીં ઉભા રહેવાથી હું અપવિત્ર થાઉં છું. મ્હને વિષ સમાન લાગો છો, દૂર

શબ્દ ત્હમારો હડહડતો અસત્ય હતો. જાવ અહીંથી દાસ્તા રહો ને પ્રભુ ત્હમને મારી આપે એટલે થયું.

શ્વેતભાનુ ખસ્યો નહી.

સુવાસિની---જો હું પુરૂષ હોત તો ઉચકીને ઘર બ્હાર ફેંકી દીધા હોત; પણ ઉભા રહો નોકરને બોલાવી જેવી વર્તણુંક ત્હમને છાજે છે તેજ પ્રમાણે ધક્કા મરાવીને કઢાવું છું. ઘરમાંથી ઉભા રહેતાં હજી પણ શરમ નથી આવતી તો હુંજ અહીંથી આ ચાલી જાઉં છું.

શ્વેતભાનુ ભાનમાંજ નહોતો તેથી બોલ્યો. "સુવાસિની ! ઉભાં રહો, ઉભાં રહો, આમ ચાલ્યાં ના જાવ. મ્હેં ગાંડપણમાં, મુર્ખાઈમાં જે કહ્યું હતું ત્હેનો ખુલાસો તો સાંભળો.

સુવાસિની---ખુલાસો ! મ્હારા કાન તમારા ખુલાસાથી અપવિત્ર કરવા ઇચ્છતી નથી એટલુંજ નહી પણ આજ પછી ખબરદાર જો મ્હારૂં નામ પણ લીધું છે તો.

શ્વેતભાનુ---હું ફાવે તે કરીશ, ગમેતે કરીશ; આમ રહેવાઈથી ત્હમે જઈ શકો એમ નથી. મ્હને સાંભરે છે ને ત્હમને પણ સાંભરતુંજ હશેકે કાલ્ય ન્હાંજરે શું વચન આપ્યું હતું. ત્હમે કહ્યું હતું કે "ગમે તે થાય પણ હું બીજા કોઇને તો નહીંજ પરણું" માટે હવે ત્હમારા હાવા વિચારો છે તો વચન તો તોડશો નહીંજ એમ ધારૂં છું.

શ્વેતભાનુ ભાનમાંજ બોલતો હતો નહીંતો આમ બોલી ના શકે વળી જોયું કે કુંચી ખરી દાબી છે. સુવાસિનીના મ્હોં ઉપર દીલગીરી જણાઈ. શ્વેતભાનુ બોલેજ ગયો—" હા. હવે પકડાયાંછો, ત્હમારા શબ્દો ત્હમારે પાળવાજ પડશે. જો આજ પછી કોઇ બીજાને પરણવાનું સ્વપ્ને પણ ધાર્યુંતો જ્હેની સાથે પરણવાનાં હશો ત્હેને ત્હમારા વચનની વાત કહીશ. એટલે કહીશ પણ વળી–

સુવાસિની આ શબ્દોથી દબાઈ ગઈ હતી, ઘણાં દુઃખમાં જણાતી હતી પણ ખંડમાંથી વધારે બોલ્યા વિના ચાલી ગઈ.

જનાર્દન—બસ, હવે ચાલ્યા જાવ.

શ્વેતભાનુ દુઃખી હૃદયથી ઘરમાંથી નીકળ્યો. ગાડી બ્હારજ ઉભી હતી એટલે એને ઇન્દુ હેમાં બેઠા. ગાડીવાળાએ ગાડી ક્યાં હાંકવી છે તે પૂછ્યું. ઇન્દુએજ કહ્યું કે મંડળીના મકાને. " થોડા વાર સુધી એમાંથી કોઇ બોલ્યું નહીં; પછી શ્વેતભાનુ બોલ્યો," ઇન્દુ !

સુવાસિની જે બોલી તે ખરેખરૂં કહ્યું છે? એટલેકે હજી તે પોતાનો વિચાર ફેરવી શકે નહીં?

ઇન્દુ—બનવા જોગ છે.

શ્વેતભાનુ—ખરૂં, પણ એમ થશે ખરૂં?

ઇન્દુ—ના. હું નથી ધારતો એમ બને

ઇન્દુને પોતે આમ બોલ્યો તેથી પસ્તાવો થયો કારણ શ્વેતભાનુનું મ્હોં તદ્દન ઉતરી ગયું.

શ્વેતભાનુ—તું શું ધારે છે તે જાણવાને હું ઇંતેજાર હતો. ત્હારૂં ધારવું હમેશાં ખરૂં હોય છે.

ઇન્દુ—હું એમ જાણું છું કે હેને અપમાન લાગ્યું છે. પોતાને માટે શરત મરાઇ છે એમ જાણવાથી તે ઘણી ગુસ્સે થઇ છે. કઇસ્ત્રી ના થાય? વળી તે દિવસની આપણી વાત બહુજ નીચ રૂપમાં હેને સહમજાવી છે. અલબત્ત તું એક કાગળથી બધો ખુલાસો કરવો હોય તો ભલે કરજે, ને વખતે એકાદ બે દિવસમાં બધી વાત ખરા રૂપમાં ત્હેને સમજાય પણ ખરી.

શ્વેતભાનુ—ઉંહું. તે સહમજી શકેજ નહીં. છતાં કાગળ તો લખાશ. મંડળીના મકાને જઇને તરતજ લખી કાઢુ છું. એતો ઠીક પણ પેલા હરામખોરો આમ કરશે એ હું નહોતો ધારતો.

ઇન્દુ—હેમની વાત જવાદે હવે

શ્વેતભાનુનો ચ્હેરો વિકરાળ થયો હતો પણ શાંત ચ્હેરો કરવા પ્રયત્ન કરતો હતો. ઇન્દુ હેનું મ્હોં જોઇ ગભરાતો હતો. શ્વેતભાનુ મંડળીને મકાને પ્હોંચ્યો કે તરત કાગળનાં પાનાં ઉપર પાનાં મ્હોટે અક્ષરે લખી કાઢયાં ને પૂરો કર્યા પછી ઇન્દુને વાંચવા આપ્યો.

શ્વેતભાનુ—ત્હેને તકલીફ આપવી એ ઠીક તો નથી પણ મ્હને બીલકુલ સમજણ પડતી નથી કે શું લખવું ને શું નહીં. બધું બરોબર લખાયું છે કે નહીં તે જો.

ઇન્દુએ કાગળ વાંચ્યો ને કહ્યું—"બરોબર છે. ખરી હકીકત ખરારૂપમાંજ લખેલી છે."

શ્વેતભાનુ—વારૂ. મ્હારૂં ચિત્ત ઠેકાણે છે કે નહીં તેજ મ્હારે જાણવું હતું. હવે બીજું લખુ છું તે ત્હારે જાણવાની જરૂર નથી.

વળી પાછું સુવાસિનીનેજ ખાસ જણાવવાનું હતું તે લખવા માંડયું. ડૂબતો માણસ તણખલું પકડી તરવા ઇચ્છે તે પ્રમાણે પોતાની

દલીલો હવે લખવા માંડી. અભિમાન જતું રહ્યું હતું અને સુવાસિની પાસે ક્ષમા ને દયાની માંગણી કરતો હતો.

કાગળ પુરો કર્યા પછી ટપાલનો વખત થઇ ગયો છે કે નહીં તે નક્કી કર્યું પણ પછી વિચાર ફર્યોતે ઇન્દુને કહ્યું કે હું આ કાગળ કોઇ સાથે હમણાં ને હમણાં મોકલી આપવા ધારૂં છું.

ઇન્દુ—કાલ્ય સુધી વાટ્ય જો. એકદમ ઉતાવળ ના કર્ય.

શ્વેતભાનુ—એતો અનંત કાળ સુધી વાટ્ય જોવા જેવું છે. હમણાંજ મોકલવો જોઇયે. ત્હને ખબર નથી કે મ્હારા મનમાં શું થાય છે. હું હમણાં આવ્યો. તું જરા વર્તમાન પત્ર વાંચ્ય. થોડી વારે શ્વેતભાનુ કાગળ મોકલાવીને પાછો આવ્યો. માણસને જવાબ લેઇને આવવા કહ્યું હતું.

ઇન્દુ—કાલ્ય સુધી વાટ્ય જોઇ હોત તો સારૂં હતું.

શ્વેતભાનુ—ભલા માણસ, એમ કેમ બને? ઘણું કરીને તો આજ રાત્રેજ એ બધાં પરગામ નીકળી જશે. કાલ્ય સુધી વાટ્ય જોવા રહું તો કાગળ હેને મળેજ નહીં.

ઇન્દુ—હવે નિરાંતે બેશ.

શ્વેતભાનુ—ના ચાલ્ય આપણે જવાબ આવે ત્યાં સુધી બ્હાર આંટો મારી અવીયે.

એમ કહી બે જણુ બ્હાર ફરવા નીકળી પડયા. બજારમાં આથડયા. લાયબ્રેરીમાં જઈ આવ્યા એમ કરી કલાક બે કલાક કાઢી નાંખ્યા ને પાછા મકાને આવ્યા. મકાને આવ્યા ને બેઠા પછી શ્વેતભાનુએ કહ્યું "ઇન્દુ? શયતાનમાં તું માને છે?"

ઇન્દુ—શયતાનને હામાં લેવાદેવા શી છે? હજી તો આપણે જુવાન છીયે, જીંદગી ઘણી બાકી રહી છે ને કાંઇ કાંઈ કરી શકાયે તેમ છે.

શ્વેતભાનુ કાંઇ સાંભળતોજ નહોતો. ઉંડા વિચારમાં હતો. પણ કાંઇ સાંભરી આવ્યું હોય તેમ એકદમ ઉઠયો ને નોકરને પુછયું "કાંઈ કાગળબાગળ છે?"

કેટલાક કાગળો લાવીને નોકરે આપ્યા.

શ્વેતભાનુ—ટપાલના કાગળોને શું કરે? કોઇ હાથોહાથ લાવીને આપી ગયું છે?

નોકર—હાજી. એતો હું ભુલી ગયો. એક કાગળ આવ્યો છે. આ રહ્યો. કાગળ લીધો. સુવાસિનીનાજ અક્ષર પરબીડીયા ઉપર હતા. કાગળ લેઇ એકદમ બીજા ખંડમાં ચાલ્યો ગયો. આરામ ખુરશી ઉપર

પડ્યો. ઉતાવળે ઉતાવળે કાગળ ફોડ્યો. પરબીડીયામાં હેનોજ પોતાનો કાગળ ઉઘાડ્યા વિનાનો બીડેલો હતો. થોડીવાર સ્તબ્ધ થઇ ગયો. હાલ્યો એ નહીં ને ચાલ્યો એ નહીં. છેલ્લી આશા તુટી. આશા ગઇ, આનંદ ગયો, જીવનનો હેતુ ગયો. પોતાનો સર્વ અસ્ત થયો. જગતમાં અંધારૂં લાગ્યું. વર્ષો પર્યંત નિરાશા રહી હતી, ખરાબ ટેવ રહી હતી, ઇશ્વરનું અસ્તિત્વ માન્યું નહોતું, કશુંજ માન્યું નહોતું; પણ છેવટે એ સર્વ નવાં અસ્તિત્વમાં આવ્યાં હોય તેમ અનુભવ્યું હતું ને જ્હારે જે છેવટને દિવસે સઘળી આશાઓ ફળીભૂત થવાની હતી તેજ દિવસે બધું ફેરવાઇ ગયું હતું.

ઇન્દુ—શ્વેતભાનુ ? શું કરે છે એકલો ?

શ્વેતભાનુ—કાં—ઇ—ન—હીં. આવ્ય.

ઇન્દુ અંદર ગયો ને ટેબલ ઉપર પડેલો કાગળ જોઇ સ્હમજ્યો કે જવાબ વાળેલો નથી. શ્વેતભાનુ ઘણોજ દુઃખી લાગ્યો ને હેનું દુઃખ કેમ વીસરે. શું કર્યાથી વીસરે તે વિચાર કરતો હતો.

ઇન્દુ—શ્વેતભાનુ ? આજતો તું હજી જમ્યો પણ નથી. ચાલ્ય, ચાલ્ય હવે જમવા ચાલ્ય. આમ શોક શું કરતો હઇશ.

શ્વેતભાનુ—જો આ કાગળ.

ઇન્દુ—એતો મ્હેં જોયો. પણ જમવા ચાલ્ય પ્હેલો.

શ્વેતભાનુ—જમીશુંસ્તો. હું નથી કહેતો આવ્યો કે પ્રેમ જેવું જગતમાં સ્ત્રીને કાંઇ છેજ નહીં. પ્રેમ ભૂલવો હોય તો નીશો કરી લેવો એટલે પત્યું.

આમ બોલતાં બોલતાં હેની આંખોમાં નવું નૂર પ્રકાશ્યું. ઇન્દુએ શયતાનને હેના શરીરમાં પેસતો જોયો.

શ્વેતભાનુ—આજ કેટલાએ દિવસથી મ્હેં નીશો નથી કર્યો. કાંઇ નહીં, પણ આજે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પાછલી બાકી કાઢીશ. એક કૂતરા માફક હેની પાછળ હું ભમ્યો ને હેને મન કાંઇજ નથી. બહુ સારૂં હવે ત્હારે હું છુટો થયો. હેને મ્હારી દરકાર ના કરી તો મ્હારે હેની દરકાર કરવાનું શું, પ્રયોજન છે ? કાંઇ નહીં. બગડી ને સુધારવી, હજી હાથથી વાત નથી ગઇ. ચાલ્ય દોસ્ત ? ખાઇપીને મજા કરીએ કોણે જાણી કાલ્ય ?

ચ્હેરો તો ફીકકો પડી ગયો હતો પણ આંખોનો રંગ ઓરજ હતો.

ઇન્દુ—આ ત્હારાં કપડાં તો જો. ધોબી મળે છે કે નહીં ?

શ્વેતભાનુ—ખરું છે. આવાં કપડાંજ દુનિયાં સારાને આબરૂ-દાર ગણે છે.

ઇન્દુને ઘેર શ્વેતભાનુ જમવા જવાનો હતો. જતા પ્હેલાં સારી રીત્યે ડોકીઉન ઉડાવ્યું. જમતે જમતે ઇન્દુએ કહ્યું–“ શ્વેતભાનુ ? તું ધારે છે એટલે દરજ્જે હજી વાત નહીં આવી હોય. ”

શ્વેતભાનુ—હવે જહાનમમાં ગઇ એ વાત. એક પાઠ ભણ્યા એતો. મુર્ખા બન્યા હતા પણ હવે પાછા ડાહ્યા થઇ જઇશું.

ઇન્દુ—તે હજી ન્હાતી તો હશે હો.

શ્વેતભાનુ—જુઠ. સ્ત્રીનો પ્રેમ ? મ્હારા પ્હેલાના વિચારો સત્યજ હતા. માત્ર કીંમતનીજ વાત છે પણ કીંમત આંકવામાં મ્હારી સ્હેજ ભૂલ્ય થઈ. સ્ત્રીને પોતા વિશે ખોટું અભિમાન કેટલું છે તે હું ભુલી ગયો.

ઇન્દુ—સાચી વાત આમ છે. હેના જેવી ઉંચ્ચ વિચારોવાળી—

શ્વેતભાનુ—ઉંચ્ચ વિચારો ! હેવી નકામી વાત ના કર્ય.

ઇન્દુ—કેમ નહીં ? શરતની વાત જાણ્યાથી તે ગાંડીતૂર થઇગઇ ને તે વ્યાજબી હતું, પણ થોડા દિવસ પછી શાંત થશે. મ્હેં કહ્યું હતુંજને કે હમણાં કાગળ ના લખીશ. ત્હારી જગ્યાએ હું હોઉં તો બીજે દિવસે ફરીથી જાઉં અને ખાત્રીથી કહું છું કે તે વખતે સ્વસ્થ મન થયું હશે.

શ્વેતભાનુ—મ્હારો કાગળતો એમનોએમ વાંચ્યા વિના મોકલ્યો.

ઇન્દુ—પણ એતો સ્વાભાવિક છે. મિજાજ શાંત થવા કાંઇ વખતતો જોઈયે. એ અભિમાની છે, પોતાને માટે હેને ઘણું માન છે, એ તું જાણે છે. દલીલો સાંભળે એમ નથી. પણ ધીમે ધીમે શાંત થશે. ગુસ્સામાં જે વાતો યાદ ના આવે તે પાછળથી આવે. ખાત્રીથી સમજ્ય કે કાલ્ય સોરી ત્હમને મળવાને ઇચ્છશે.

શ્વેતભાનુએ જમતે જમતે એકદમ હાથ ધોયા ને બોલ્યો “ઇન્દુ ? હું નહીં જમી શકું. મ્હારાથી નહીં ખવાય. હું તો જાઉંછું. કામ છે.”

ઇન્દુ—ક્યહાં ? આમ કેમ ?

શ્વેતભાનુ—તેતો હું પણ જાણતો નથી. કુવા, તળાવ કરીશ. દીલગીર છું કે હાવો વખત આવ્યો છે. તું ત્હારે નીરાંતે જમ્ય.

આમ બોલી ઇન્દુના ઘરમાંથી કપડાં પ્હેરી નાઠો. રાત્યના દશેક વાગ્યા સુધી આવ્યો નહોતો. ત્હાર પછી સ્હવારે મંડળીના મકાનમાં બેઠેલો ઇન્દુએ જોયો. શાંત હતો. તે દિવસે સુવાસિનીને ત્યહાં જવા નિશ્ચય કર્યો હતો.

---

## પ્રકરણ ૧૨ મું.

## સંબંધની છેલ્લી સાંકળ.



શેક વાગ્યાને અમલે શ્વેતભાનુ જનાર્દનને ઘેર ગયો. રસ્તે જતાં કોઇએ હેને જોયો હોત તો તે ઓળખાય તેમ નહોતું. હેનો ચ્હેરો બ્હાવરો બન્યો હતો, આંખ્યો ભારે હતી ને લથડતો હીંડતો હતો. જનાર્દનના ઘરના ઝાંપે જઈ નોકરને બોલાવ્યો ને પૂછ્યું–" સુવાસિની છે ?"

**નોકર**—ના, સાહેબ.

શ્વેતભાનુ—એટલે મ્હારે માટે એ ઘરમાં નથી કે ખરેખરાં ઘરમાં નથી ?

**નોકર**—મ્હેં આપને કહ્યુંજસ્તો કે ઘરમાં નથી.

શ્વેતભાનુ—ત્ય્હારે જનાર્દન ભાઈ છે ?

**નોકર**—તે પણ ઘરમાં નથી.

શ્વેતભાનુ—બધાં કંઈ ગયાં છે ?

**નોકર**—હાજી.

શ્વેતભાનુ—ક્યહાં ?

**નોકર**—તે હું જાણુતો નથી.

શ્વેતભાનુ—ચાલ્ય, હવે જૂઠું બોલવું મૂક્ય. સાચું કહે.

**નોકર**—મ્હેં સાહેબ ? આપને કહ્યું કે હું જાણુતો નથી.

શ્વેતભાનુ—ક્ય્હારે ગયાં ?

**નોકર**—કાલ્ય રાત્રે.

શ્વેતભાનુ—કેટલા વાગે ?

**નોકર**—વાગ્યાબાગ્યા હું જાણુતો નથી.

શ્વેતભાનુ—વાગ્યા નથી જાણુતો પણ મોડી રાત્રે ગયાં કે પ્હેલી રાત્રે ?

**નોકર**—કેટલા વાગે ગયાં તે જાણુતો નથી પછી શું કહું ?

શ્વેતભાનુ—મોડાં કે વ્હેલાં તેતો જાણે છેને ?

**નોકર**—મોડાં ગયાં લાગે છે.

શ્વેતભાનુ—બ્હારગામ ગયાં છે ?

નોકર—એ કાંઈ મ્હને કહ્યું નથી.

શ્વેતભાનુ—પણ ત્હને ખબર તો હશેજ.

નોકર છાનો રહ્યો એટલે શ્વેતભાનુ દમભેર હેની તરફ ગયો તેથી તે બ્હીન્યો ને બારણું બંધ કરી જતા રહેવાનું કરતો હતો. શ્વેતભાનુએ કહ્યું—“ એમ કહ્યા વગર નાશી શેનો જાય છે ? ”

બ્હીકનો માર્યો આસપાસ જોઇ નોકર બોલ્યો—“ હું એ નથી જાણતો તેમ બીજા કોઈપણ કાંઈ જાણતાં નથી. ”

શ્વેતભાનુ—જૂઠું ના બોલ્ય. કાગળો હેમના આવતા હશે તે ક્હેવાં મોકલવાના કહ્યા છે ?

નોકર—એ તો ગુમાસ્તાને ખબર હશે.

શ્વેતભાનુ—ગુમાસ્તો ઘરમાં છે ?

નોકર—હાજી.

શ્વેતભાનુ—હેને બોલાવ્ય.

નોકર—નાજી આપ કોઇને મળી નહીં શકો. દીલગીરછું પણ હમારે હુકમ પ્રમાણે વર્તવું જોઇયે.

શ્વેતભાનુ—મ્હારે માટે હેવો હુકમ મળ્યો છે ત્હને ?

નોકર—હાજી.

શ્વેતભાનુ—ક્'હારે ?

નોકર—દીલગીરછું સાહેબ ? પણ કાલ્ય રાત્રેજ આપ જો અહીં આવો તો પેસવા ના દેવા કહ્યું છે.

શ્વેતભાનુ ખડખડાટ હસ્યો ને બોલ્યો—“ ઠીક. સુવાસિની અને જનાર્દન કાલ્ય રાત્રે ગયા અને ગુમાસ્તા શિવાય બીજા કોઇને પોતે ક્યાં જાય છે તે કહ્યું નથી ને ત્હમને હુકમ આપ્યો છે કે જો હું આવું તો હાંકી કાઢવો. ”

નોકર—છેક એમ નહીં સાહેબ ? પણ—

શ્વેતભાનુ—ઠીક. એ તો હું સહમજ્યો.

નોકર—આપ જાણોછો કે સુવાસિની માંદાં છે ને તેથી લગ્ન બંધ રહ્યાં.

શ્વેતભાનુ પાછો ખડખડાટ હસી પડ્યો ને બોલ્યો—“ વાહ સુવાસિની અને જનાર્દન બે સાથેજ ગયાં ખરૂં ?

નોકર—સેક્રેટરી સાથે છે.

શ્વેતભાનુ—એમ ! ઠીક. મ્હારા ગયા પછી સુવાસિની વધારે માંદી થઇ હતી ?

નોકર—મ્હેં હેમને જોયાંજ નથી. હું કાંઈ જાણુતો નથી. માત્ર હું એટલુંજ જાણુંછું કે લાંબા વખત સારૂ તે ગયાં છે પણ ક્યહાં તે હું જાણુતો નથી. મ્હને માફ કરો. પણ મ્હારે કામ છે માટે જાઉંછું.

નોકર જૂના વખતનો હતો. ઘણો સભ્ય હતો. હેને છાજે તે પ્રમાણે કેળવાયેલો હતો. નોકરને શ્વેતભાનુએ એક રૂપીઓ આપતે કહ્યું " લે, તું બરોબર જૂઠું બોલી શકે છે."

જનાર્દનને ઘેરથી નીકળી શ્વેતભાનુ સ્ટેશન ઉપર ગયો. સ્ટેશનનો દરેક નોકર હેને ઓળખતો હતો. જનાર્દનનો જમાઈ થનાર છે એમ બધા જાણુતા હતા તેથી હેના તરફ તાકીને જોતા હતા. એ બધાએ ગપ્પ સાંભળી હતી કે લગ્ન બંધ રહ્યાં તેનું કારણ એ હતું કે શ્વેત-ભાનુ તો પરણેલો હતો. વળી કોઇએ એમ પણ સાંભળ્યું હતું કે એ તો ગુન્હેગાર છે ને જેલમાંથી તરતનો છુટેલો કેદી છે. બીજાએ વળી એમ સાંભળ્યું હતું કે સુવાસિની અચાનક માંદી પડી ગઈ હતી ને ડાકતરને બોલાવતા હેણે સલાહ આપી કે સુવાસિનીએ લગ્ન વિશે વિચાર ના કરવાને એકદમ બ્હારગામ લાંબા વખત સુધી હવાફેર સારૂ જવું. કોઇ વળી એમ પણ બોલતા કે દાક્તરે કહ્યું કે સુવાસિની હવે છ માસજ જીવશે. શ્વેતભાનુ આ લોકો હેના સ્હામું ટીકીટીકીને જોતા હતા તેની બીલકુલ દરકાર કરતો નહોતો. સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર વિચારમાં ને વિચારમાં આમતેમ ધીમે પગલે આંટા મારતો હતો.

" સાહેબ ? સુવાસિની માટે દીલગીર છું."

શ્વેતભાનું ઉંઘમાંથી જાગૃત થયો ને નીચી મુડીએ ફરતો હતો તે ઉંચુ જોયું તો સ્ટેશન માસ્તરને જોયા. સ્ટેશન માસ્તર સ્હામું જોઈ રહ્યો પણ કાંઇ બોલ્યો નહીં.

સ્ટેશન માસ્તર—" અલબત્ત તહમને દુઃખ તો થતુંજ હશે. કોઇને આમ ખબર નહોતી કે એકાએક માંદાં પડી જશે. પણ જ-નાર્દનભાઇને તો અસહ્ય થઈ પડવાનું. એ પોતેજ કાલ્ય સાંજે કહેતા હતા કે ટુંક મુદતમાં એ બધાં પાછાં આવનાર નથી.

શ્વેતભાનુ—એમ ! તહમને એ પ્રમાણે વાત કરી હતી ?

સ્ટેશનમાસ્તર—હાજી. પોતે ઘણા દુઃખી જણાતા હતા, પણ

આજેજ એચાર શબ્દ મ્હારી સાથે બોલ્યા હશે નહીં તો હમ્મેશાં તો સારી રીત્યે વાત કરતા. ક્ય્હાં જાય છે તે પણ મ્હને કહ્યું નથી. આપને ખબર હશે.

શ્વેતભાનુ—હેમણે ત્હમને ના કહ્યું ?

સ્ટેશનમાસ્તર—નાજી. મ્હે હેમને પૂછ્યું તો ખરૂં, પણ મ્હારી સાથે વાત કરવી ના હોય તેમ લાગ્યું. પણ આપ તો જાણતા હશો. જો હરકત ના હોય તો કહેશો ?

શ્વેતભાનુ બોલ્યા ચાલ્યા વિના પાછું વાળી ચાલતો થયો. નોકરે ખરૂંજ કહ્યું છે એમ લાગ્યું. સ્ટેશન ઉપર ચોપડીઓની દુકાન ઉપર ગયો. જાહેર ખબરો કબાટ ઉપર વાંચવા માંડી. વર્તમાનપત્રો ગ્હોઠેલાં હતાં તે વાંચવા માંડયાં તેમાં "મોટા ઘરનાં લગ્નનું બંધ રહેવું." "કન્યા એકદમ માંદી પડી ગઈ" વાંચ્યું. "વાહ ! આ એક બીજું ધાર્મિક જૂઠું, ધર્મનું ધતિંગ" આમ બોલી ખડખડાટ હસ્યો. ધર્મિષ્ઠ કહેવાતા આ લોકો ક્વી રીત્યે પોતાની વાત છુપાવવી ને લોકોને છેતરવાને સારી રીત્યે જાણે છે. એક વર્તમાનપત્ર વેચાતું લીધું ને પ્લેટફોર્મ ઉપરથી બ્હાર આવ્યો. ગાડી ભાડે કરી લીધી ને અંદર બેશીને વર્તમાન વાંચવા માંડયા. વર્તમાનપત્ર ઉઘાડતાંજ "મુલતવી રહેલાં લગ્ન" મથાળું વાંચ્યું. હકીકત વાંચવા માંડી.

"શ્વેતભાનુ અને સુવાસિનીનાં લગ્ન જે ગઈ કાલે થવાનાં હતાં તે હાલ એકદમ બંધ રહ્યાં છે. ક્ય્હારે થશે તે કહી શકાય તેમ નથી. કારણ કે સુવાસિની અચાનક ભયંકર માંદાં થયાં છે. નોતરેલા પ્હરોણાઓને તરતજ આ બાબતની ખબર આપવામાં આવી હતી. હમને વળી એમ પણ ખબર મળી છે કે સુવાસિનીને દાકતરે એકદમ બ્હાર ગામ જવા સલાહ આપી છે અને જનાર્દનભાઇ અને સુવાસિની કેટલાક નોકરો સાથે ગઈ કાલ્ય રાત્રેજ બ્હારગામ જવા ઉપડી ગયા છે. આમ અચાનક મંદવાડને લીધે લોકોમાં અનેક વાતો ચાલી રહી છે"

શેઇમ્ભેર, અઘટિત શબ્દોચ્ચાર કરી વર્તમાનપત્ર ફેંકી દીધું. જૂઠ, જૂઠને જૂઠજ ! અને સુવાસિની પોતેજ આ અસત્ય તરફ આંખ્ય આડા કાન કરે છે. પોતે ધર્માભિમાની, ઉચ્ચ વિચારોવાળી કેળવાએલી વળી કહેવાવે છે ને આમ જૂઠ, અસત્ય ચાલવા દે છે. પોતાનું અપમાન થયું ગણી મ્હને હાંકી કાઢયો પણ પોતે સત્ય છુ-

પાવવા અસત્ય જાહેર કરાવવા દે છે. અરે, કેવો મુર્ખ હું ! મ્હેજ શા આરૂં—પણ—જવા દો શા કામનું હવે ? થયું. રમત રસાઇ છે. પણ—ના શું આમ હાર ખાઇશ ? સત્ય તો બ્હાર આવશેજ. વર્તમાનપત્રની હાજી ખબરથી લોક કાંઇ મુર્ખા નથી કે સત્ય જાણ્યા વિના બેશી રહે. રાત્રે માંદી થઇને બીજે દીવસ રાત્રે બ્હારગામ ઉપડી ગઈ. વાહ ! વાહ ! લોકો એમ છેતરાશે નહીં. ઠીક, પણ હવે ? મ્હારે છાનામાના જ બેશી રહેવું ? થોડા દિવસમાં મ્હારા ઓળખીતા પાળખીતા મ્હારી મશ્કરી કરવા મંડશે. અત્યારે વખતે થતી હશે. મહેશને રમેશને તો ખુબ આનંદ, ગલગલીયાં આવતાં હશે, કારણ આ બધાનું મૂળ એ બે જણ છે. એમાંથી એક તો ખરેજ. પણ હું હેમની સાથેનો મ્હારો હીસાબ બરાબર ચૂકવીશ પણ પેલીને માટે—! ”

દાંત પીસ્યા. આંખ્યો ગાંડા માણસ જેવી જણાઈ.

“ ફીકર નહીં. હેને પણ કાબુમાં લઇશ. પ્હેલું તો હેનું વચન છે; હેને એ પવિત્ર છે. બીજાને તો પરણી શકવાનીજ નથી. પરંતુ આ કાર્યને માટે હેને પણ હીસાબ ચૂકતે કરવો પડશે. ઉહ અભિમાન, સ્વમાનના શિખરે ચડેલી સ્ત્રી ? ત્હારૂં માન જમીનદોસ્ત કરૂં ત્હારેજ હું શ્વેતભાનુ ખરો. ત્હારાજ શબ્દો ત્હારા મ્હોમાં પાછા નાંખું ત્હારે ખરો. ”

ઉભો થવા ગયો પણ ગાડીની છત માથામાં વાગી એટલે ભાન આવ્યું કે ગાડીમાં બેઠો છું. વ્હેરના વિચારોજ મગજમાં ઘૂમતા હતા.

“ સદ્‌ગૃહસ્થાઈ ! નીતિ ! સભ્યતા ! વિગેરે ત્હમને છેલ્લી સલામ સદ્‌ગૃહસ્થ, સભ્ય પુરૂષ ! વાહ ! યાદ રાખ્ય એમ હું હાર નથી ખાવાનો. ત્હને અપમાનિત કરૂં ત્હારે ત્હારાજ શબ્દોમાં ત્હને મ્હેણાં મારીશ. મ્હને જે દુઃખ થાય છે તેનો અનુભવ ત્હને પણ કરાવીશ. અને બનશે તો વધારે પણ ખરૂં. મ્હારો જ્યારે તિરસ્કાર કરી કાઢી મૂકયો ત્હારે તું શું કરતી હતી તેનો વિચારજ ના કર્યો. ”

પાછું વર્તમાનપત્ર લીધું અને ફરીથી એ સંબંધી વાંચ્યું ને વિચાર આવ્યા “ જોતાંજ જૂઠું લાગે છે. સત્ય છુપાવવા લુલો પ્રયત્ન કર્યો છે. દુનિયાંથી બહુવાર છૂપું નહીં રહે. સાતજણ તો જાણતાજ હતાજ. મહેશ, રમેશ અને ઇન્દુ; જનાર્દન અને ગોર છઠ્ઠા ને સાતમા હમે બે. જનાર્દને ગોરને તો વાત કરી છે. ગોર સત્ય સુધી ત્હાંજ

હતો. મ્હારે ઘેર જઇ ગોરાણીને વાત કરી હશે. પછી તો અસાધારણ ગેઝીટ છપાવવાનુંજ. લોકો મ્હારા વિશે વાતો કરશે એ પણ ખરૂં. વાત ચાલી ચાલી નૂતનપુર પ્હોંચશે. મ્હારા તરફ મત આપનારા મ્હારી શી કીંમત કરશે! વર્તમાનપત્રો ઉતરી પડશે. લોક અનેક વાતો કરશે. શ્વેતભાનુ, જે દરેક વાત જેહને જગત્ વખાણે છે તેને ધિક્કારનારો તેણે શરત જીતવા એક સ્ત્રીને પરણવા ખાતર પોતાનો વિચારો દૂર કર્યા. ધર્મ ભણી વળ્યો. હાસ્ય ઉત્પન્ન કરનારાં પત્રો મ્હારી વિચિત્ર છબીઓ આપશે, અનેક રૂપમાં મ્હને દેખાડશે આ બધું એક સ્ત્રીને પરણવા ખાતર ને અંતે તે સ્ત્રીએ હરામખોરને જૂઠો જાણ્યાથી તરછોડયો!"

આ વિચારે ત્હેને ગાંડો બનાવ્યો પણ મહેશને રમેશ—બધાંનો હિસાબ ચુકતો કરવા નક્કી વિચાર કર્યો, ને સુવાસિની—અલબત્ત પોતાને દુ:ખ થાય છે તેથી અધિક ભોગવે તોજ શાંતિ થાય. વળી વિચાર વલણ પલટાયું. શરત માર્યા પ્હેલાં પોતે કેવો હતો તે સ્થિતિ સાંભરી પણ હવે તેથી પણ નપાટ સ્થિતિ થઈ. એક સ્ત્રીએ આશાના અંકુર પોતાના હૃદયમાં સ્ફુરાવ્યાં હતાં તે તો ના કહી શકે તેમ નહોતું. ભવિષ્ય સ્વર્ગ સમાન લાગ્યું હતું કારણ જે સ્ત્રીને તે હદથી જ્યાદે ચ્હાતો હતો ત્હેણે પરણવા વચન આપ્યું હતું. સ્ત્રીની નીચતા વિશે અને જગતના ભુંડાઈની વિશે હેના વિચાર ગમે તેવા હતાં છતાં આ સ્ત્રીએ તો હેનામાં સર્વ પલટાવી દીધું હતું તેથીજ ભવિષ્ય ઉજળું લાગતું હતું. પણ હવે નર્ક વિના કાંઈજ દેખતો નહોતો. હવે ભવિષ્યમાં શું હતું? ભવિષ્ય કેવું થાત ત્હેનાજ વિચારો ભવિષ્યને મારે રહ્યા હતા. હવે કાઉન્સીલમાં બેઠક મળે તોએ શું? કોણ હેની દરકાર કરનાર હતું? વર્ષોપર્યંત જે મિત્રો બનત ત્હેમનાથી દૂર રહ્યો હતો. આ કેમ ખમાય હવે?

આ વિચારથી નીશો સાંભરી આવ્યો. સુવાસિનીને વચન આપ્યું હતું કે નીશાની ચીજને નહીં અડકું, પણ તે વાત તો ગઈ. બરોબર. મંડળીના મકાને જાઉં ને ત્હાં જઈ આ વાત ભૂલાય ત્હાંસુધી નીશો કરૂં. હુંજ મુર્ખો ને કે આજ લગી નીશો કરવો છોડયો; ઇશ્વર જો હોય તો હેના તરફથી તો કાંઈ આશા હવે મળે એમ નથી; આપે એમ તો નથીજ. પણ જે હતું, જેનાથી મ્હારૂં મનુષ્યત્વ જાગ્રત તેજ

લેઈ લીધું. ઈશ્વર કરતાં શયતાન મ્હને નિમકહલાલ રહ્યો છે. " કાંઈ હેવી આશા નહોતી રહી કે આમ કરતાં અટકે. ગાડી મંડળીના મકાને આવી પ્હોંચી એટલે હેમાંથી કૂદી પડી પૈસા ચૂકવી અંદર દાખલ થયો. જઈને આરામ ખુરશી ઉપર પડયો. પાન ને કોકેઇન મંગાવ્યું; નોકરને રજા આપી. કોકેઈન હાથમાં લેઇ જોયા કર્યું. ઉદ્ગાર નીકળ્યા "આજ મ્હારી સ્ત્રી. પેલી નિમકહરામ થઇ પણ આતો નિમકહલાલજ રહેશે ને આ પણ જો નિમકહરામ થશે તો પછી ચંડુલ કે તેથી પણ ચ્હડીઆતો નીશો મોજુદજ છે. છતૂ જ્યહાં સુધી ગજવામાં પૈસા છે, ગાંઠે ગર્થ છે ત્ય્હાં સુધી શયતાન કદી નિમકહરામ નહીં થાય. "

પણ હજી કોકેઈન નાંખી પાન ચાવ્યું નહીં, કારણ જેટલો વખત તે સુવાસિનીની પાસે રહ્યો તેટલો વખત નકામો નહોતો ગયો: હેની અસર ઘણી થઇ હતી. નીશો કરવા મન ડગતું હતું પણ કોઇક જૂદીજ શક્તિ ઇચ્છા વિરુદ્ધ અટકાવ કરતી હતી. છેવટની મુલાકાતના શબ્દો યાદ આવ્યા. " જે પુરુષ સ્ત્રી ઉપર આધાર રાખી રેહે છે તે લુલો આધાર છે; માત્ર ઇશ્વરજ મનુષ્યને બચાવે છે." પોતાનો જવાબ પણ સાંભરતો હતો. " જો ઇશ્વરનું અસ્તિત્વ હોય, તો મ્હે હેને લાગ બચાવવા આપેલો છે. પણ બચાવ થયો નથી, કર્યો નથી. માટે હવે આ શયતાનને પસંદગી આપવીજ જોઇયે. અહા ! શયતાન કેવો સુંદર છે ! "

પાન કોકેઈન સાથે તડંક ધર્યું. કોકેઈનની કરચો ચળકાને બોલી ઉઠયો " વાહ ! શું ચળકાટ શું તેજ છે ! ખોટી ધાર્મિકતા, ખોટા ઉચ્ચ વિચારો ત્હમને છેલ્લી સલામ. ખોટી આશાઓ, ખોટા ખ્યાલો ત્હમને પણ છેલ્લી સલામ. અત્યારે ત્હને મ્હારી સ્ત્રી તરીકે આજના દિવસથી સારા કે નરતા માટે, ગરીબાઇ કે તવંગરાઈ માટે પ્રેમથી ભેટું છું, મરણ પર્યંત વિખુટા નહીં પડીયે. "

આમ બોલી ખડખડાટ હસી પડયો. પાન ચાવી ગયો. આંખ્યો મીંચી દીધી. થોડીવાર થઇ વળી પાછું પાન મંગાવી કોકેઇન ઉડાવ્યું. બે કલાક આમ અહીં ગાળ્યા. પછી ઉઠયો ને આંખ્ય ઉઘાડી જૂવે છે તો એક જૂનો ઓળખીતો સ્હામો બેઠેલો દીઠો.

**સરોજ**—શ્વેતભાનુ ? તું અહીં બેઠો છું ? મ્હેં તો જાણ્યું તું તો પરણ્યા પછી નૂતનપુર ઉપડી ગયો હઇશ.

શ્વેતભાનુ—તું શું કહે છે ? નૂતનપુર શું કરવા જાય ?

સરોજ—ઇલેકશન સારૂં.

શ્વેતભાનુ—ઇલેકશન શેનું ?

સરોજ—કેમ ખબર નથી ? તું આજ ક્યહાં હતો. વર્તમાન પત્રમાં વાંચ્યું છે કે નહી ?

શ્વેતભાનુ—ના.

સરોજ—ત્ય્હારે આ વાત સાંભળીયે છે કે નહી ?

શ્વેતભાનુ—કાંઇજ સાંભળ્યું નથી.

સરોજ—કાઉન્સીલના સભાસદોનો વખત પુરો થઇ ગયો, નવા ઇલેકશનની તારીખ પણ નીમાઇ ને આ બધું અંધારામાં ગયું કે શું?

શ્વેતભાનુ—શું કહે છે ?

સરોજ—એજ. હવે તો લડત ઉપર એકદમ જવું પડશે. હું તો આજ મ્હારા ભાગમાં જવાનો છું.

શ્વેતભાનુ—ઠીક. તું તો નીમાઇશ ખરો.

સરોજ—ને હું ધારૂં છું તું પણ નૂતનપુર જઇશ.

શ્વેતભાનુ—હું તો નહીં જાઉં.

સરોજ—એમ તે હોય. ખરી વાત છે કે તું હમણાંજ પસાદાર સુંદર સ્ત્રી પરણ્યો છે પણ તેટલા માટે શું કાઉન્સીલની બેઠક ખોઇશ ?

શ્વેતભાનુ બોલ્યા વિના મકાન બ્હાર નીકળી પડ્યો ત્ય્હાં બીજો ઓળખીતો મળ્યો ત્હેણે પૂછ્યું " કોણ શ્વેતભાનુ ? ઉભો તો રહે " આ વર્તમાનપત્રમાં લગ્ન મુલત્વી રહ્યાં લખ્યું છે તે શું કારણ છે ?

શ્વેતભાનુ—બરોબર છે.

" અરે પણ સુવાસિની માંદી થઇ ગઇ છે લખ્યું છે તે

શ્વેતભાનુ—હું જાણુતો નથી. મ્હને એ વાતની દરકાર નથી. પણ મ્હારા ધારવા પ્રમાણે કાઉન્સીલ મુદત પ્હેલાં કેમ વિખરાઇ ગઇ એતો કહે ?

" હું ધારૂં છું આપણી પાર્ટીએ ખુબ પ્રયત્ન કરવો પડશે. કાઉન્સીલ મુદતેજ વિખરાય છે તું જાણુતો નથી. પણ ત્હારાં લગ્ન મુલ્તવી રહ્યાં તેનું કારણ તો કહે ? "

શ્વેતભાનુ—નવનિધ ? આપણે શા શા સવાલ તૈયાર કરવાના છે તે કહે.

નવનિધ—પ્હેલી તો કેરી ચીજની બાબત અને હેવી હેવી બીજી બાબતો.

શ્વેતભાનુ—ત્હારે તો નીશો કરીજ લેવા છો.

નવનિધ આશ્ચર્ય પામ્યો ને જોઈજ રહ્યો. પણ બોલ્યો, "શ્વેતભાનુ ? શું સુવાસિનીએ ત્હને નાસીપાસ કર્યો છે ? તું તો નીશો હમણાંનો કરવો નથી.

શ્વેતભાનુ—હા. ત્હારી સ્ત્રીએ ત્હને પણ તેમજ કર્યું હોત જો ત્હારા લગ્નને દિવસે હેનાં લગ્ન મ્હારી સાથે થયાં હોત તો.

આમ બોલી જોરબંધ ચાલવા માંડયો. ઘેર આવ્યો તો એક તાર આવેલો હતો. નૂતનપુરથી હેના એજન્ટનો તાર હતો. તારમાં ત્હાં એકદમ જવા લખ્યું હતું ને ત્હાં આવે તે પહેલાં તારથી ખબર આપે તો સરવસ કાઢી વધાવવાની તજવીજ કરે. બીજું સુવાસિની માંદી પડી ગઈ હતી ને લગ્ન બંધ રહ્યાં હતાં તે માટે દીલગીરી જણાવી હતી. પોતે શું કરે છે ને શું નહીં તે સ્હમજ્યા વિના તારનું ફારમ લેઇ લખી કાઢયું કે આવતી કાલે આવીશ. તાર નોકર સાથે મોકલાવ્યો, પણ ત્હાં શું થશે હેનું ભાન પણ નહોતું.

---

## પ્રકરણ ૧૩ મું.

### અપમાન.



નૂતનપુર પ્હોંચતાંજ સ્ટેશન ઉપર એજન્ટ સનાથ, શ્વેતભાનુને લેવા હાજર હતો. રેલ્વે ગાડીમાંથી ઉતરતાંજ સનાથે કહ્યું–" ચુંટણી થવાની છે એમ ખબર પડતાંજ મ્હે ત્હમને તાર કર્યો, કારણ સ્હામાવાળા કાંઇ પગલાં લે તે પ્હેલાંજ આપણે કામ કરવા મંડી જઇયે. "

શ્વેતભાનુ—બરોબર કર્યું છે. હમણાં ભાષણો કરવા કાંઈ મન થતું નથી, પણ તેને માટે તૈયારી તો કરવીજ પડશે. ઠીક છે એતો બધુંએ થઇ પડશે.

સનાથ—ત્યારે તો ઠીક, બાકી મ્હેં વર્તમાનપત્રમાં સુવાસિની માંદી પડયાનું વાંચ્યું ત્હારે મ્હને થયું કે ત્હમારૂં મન સ્વસ્થ નહીં

હાય; હું ધારૂં છું ને ઇશ્વર કરે ને હવે તો હેને સારૂં થયું હશે.

શ્વેતભાનુ—હમણાં સુવાસિની બુવાસિનીને પડતી મુકો.

સનાથને આ સંબંધી બીજી કાંઇ ખબર નહોતી; માત્ર વર્તમાન પત્રમાં જે વાંચ્યું હતું તેજ, પણ શ્વેતભાનુ ધારતો હતો કે તે બધું જાણે છે ને જાણી જોઇને આમ બોલે છે. વળી અધુરામાં પુરૂ રાત્રે ઉંઘ આવી નહોતી એટલે મગજ ભમતુ હતું. સનાથે હેના સ્હામું આશ્ચર્યથી જોયું. ગામમાં, લગ્ન બંધ રહ્યાં હતાં તે વિષે અનેક વાતો ચાલતી હતી અને હેણે તાર કર્યો હતો છતાં શ્વેતભાનુ આવશે કે કેમ તે વિશે ત્હેને ઘણો શક રહેતો હતો.

સનાથ—શ્વેતભાનુ ! ભુલ્ય હોય તો માફ કરજો પણ જો તાર ના કર્યો હોત તો સ્હામાવાળા ફાવી જાત ને હજી પણ જો યોગ્ય રીતે આપણે કામ કરીશું તો કાંઇ વાંધો નહીં આવે. અલબત હમે તો એમજ ધારતા હતા કે ચુંટણી થાત તે વખતે ત્હમે ને સુવાસિની બ્હેન અહીંયાં હાજર હોત. હશે પણ હવે ઇશ્વર પાસે એટલુંજ હમે તો માગીએ છીયે કે હેમને જલદી આરામ થાય અને આપનાં લગ્ન થઇ જાય અને આ લગ્ન થશે તો ચુંટણીના કામમાં આપણુને ઘણી મદદ મળશે કારણ જનાર્દનભાઇની વગ ઘણું કામ કરી આપશે.

સનાથ આમ બોલે જતો હતો ને હજી પણ બોલે જાત પણ એટલામાં શ્વતભાનુ ઘણોજ ચ્હીડાઇ ગયો ને બોલ્યો "જહાનમમાં જવા દે એ વાત પડતી મૂકો તોયે એનું એ લવલવ કરો છો ?"

પરંતુ સનાથ અડીઅલ હતો ને લીધી વાત એકદમ મૂકે તેવો નહોતો.

સનાથ—વાત ખરી છે કે આપને દીલગીરી ઘણી થતી હશે ને આપનો એક બીજા તરફનો પ્રેમ એટલો બધો હતો કે આમ દીલગીરી થાય તેમાં નવાઇ નથી, ને, ગામમાં પણ એ સંબંધી વાત બહુ થાય છે.

શ્વેતભાનુ—બહુ સારૂં. થવા દો.

સનાથ—હાજી. પણ મ્હારે મ્હારી તેમજ આપની આબરૂ રાખવાની છે. આજ સુધી એક પણ ચુંટણીમાં હું હાર્યો નથી અને આ વખત ફત્તેહ મેળવવા કોઇ પણ કામ બાકી નથી રાખવું. આપ સાહેબે પ્હેલી ગાડીએ ના આવવામાં એક ભૂલ્ય કરી છે. કારણ જો તે ગાડીમાં આવ્યા હોત તો મ્હેં હેવી ગોઠવણ કરી હતી કે સ્ટેશન ઉપર

આપને સન્માન આપી સરઘસના રૂપમાં આપના મકાન ઉપર લઇ જવા અને ગાડીના ઘોડા છોડી નાંખી ચાર પાંચ જણ ખેંચી જાય તેમ તજવીજ કરી હતી. આપે તાર કર્યો પણ વખત નહોતો આપ્યો. અલબત્ત આપના મનમાં સુવાસિની બ્હેનની માંદગીને લીધે ઘણું સાલતું હશે પરંતુ અત્યારે એ વાતને બાજુ ઉપર રાખવી જોઇએ. મ્હેં એક યુક્તિ શોધી કાઢી છે. જો કે જનાર્દનભાઇ, સુવાસિની બ્હેન વગેરે ચુંટણી ઉપરના ભાષણ વખતે આપને મદદ કરવા તો હાજર નહીં રહી શકે પરંતુ હેમની છબીઓ મેળવેલી છે ને તેના ઉપરથી મેજીકલેન્ટર્નની છબીઓ ઉતારી છે. માટે જ્હારે ભાષણ વખતે આખો હોલ ચીકાર ભરાશે તે વખતે પ્રમુખની પાછળ પડદા ઉપર આ છબીઓ મેજીકલેન્ટર્નમાં દેખાડીશું; અને પછી વિસ્તારથી વિવેચન કરી લોકને સ્હમજાવીશું કે જો કે જનાર્દનભાઇ પોતે આવી શક્યા નથી તો પણ મેજીકલેન્ટર્નમાં પોતેજ અહીં હાજર છે એમ સ્હમજી લેવું. લગ્ન બંધ રહ્યાં છે તે પણ વિવેચન સાથે સ્હમજાવીશું; એટલે જેટલા પોતે હાજર હોય ને લોકો ઉપર વગસગ લગાવી શકે તેટલીજ અસર થશે ને આપણને જરૂર ફત્તેહ મળશે. વળી એમ પણ કહીશું કે હાલી દિલગીરી આપને થઇ છે છતાં પોતાના કર્ત્તવ્ય ખાતર આટલી બધી તકલીફ લેઈ અહીં સુધી આપ આવ્યા છો.

ઉપરના શબ્દો સાંભળી શ્વેતભાનુ રાતો પીળો થઇ ગયો પણ ક્રોધ ખાળી રાખ્યો. વિચાર્યું કે કરવા દો મ્હારે શું. હેને ફાવે તેમ કરે. એક ફારસ વધારે. આજનો આખો દિવસ પુષ્કળ કોકેઇન અડાબ્યું હતું ને હમણાંનો તો રોજ નીશો જારી હતો. બ્હારથી જો કે હાની અસર બહુ જણાતી નહોતી પણ મગજ ઉપર હેની અસર બહુ જણાતી હતી. આથીજ હેણે સનાથની યુક્તિને અનુમોદન આપ્યું. અને હૃદય હેવું તો જડ થઇ ગયું હતું કે સત્ય વાત નૂતનપુરમાં જણાઇ હોત તો પણ બીલકુલ દરકાર કરત નહીં. થોડીવાર ચુપ રહી સનાથે પોતાનું બોલવું શરૂ કર્યું.

“ ખરૂં છે કે ભાષણ આપવાની જાહેર ખબરને ફરી વળવાનો વખત ઘણો થોડો છે તો પણ જ્હારે અત્યારે લોકનું વળણ આપણા તરફ છે તેજ વખતે આ બધું તત્કાળ કર્યું હોય તો સારૂં. અને હું નક્કી કહુ છું કે આજે ઘણા જણ આપનું ભાષણ સાંભળવા આવશે.”

**શ્વેતભાનુ**—બહુ સારૂં. ફત્તેહ મળે તેને માટે જે કરવું પડે તે કરજો.

**સનાથ**—પણ એક નાખુશ ખબર છે કે આપ આવવાના છો હેવો તાર આવ્યો એટલે હું જનાર્દનભાઇના મિત્ર ઉપેન્દ્રને ત્હાં આપની ઉતરવાની ગોઠવણ કરવા ગયો ત્હારે તેમણે આપને હેમને ઉતારવાની ના કહી.

**શ્વેતભાનુ**—બરોબર છે. એજ ને ? કાંઇ તે કહેતો હતો ?

**સનાથ**—એક શબ્દ કાંઇ કહ્યો નથી. પણ પછી મ્હેં એક મકાન ભાડે રાખી લીધું છે.

**શ્વેતભાનુ**—ઠીક કર્યું. ઉપેન્દ્ર હમણાં બીજી તરફ વળ્યો છે. પણ એકંદરે હું ખુશી થયો છું. એકાંત મ્હને ઠીક પડશે.

**સનાથ**—એ તો ઠીક પણ ઉપેન્દ્ર વગ વાળો છે ને રહામા વાળા આપ હેને ત્હાં ઉતર્યા નથી એમ જાણશે એટલે સવાલો ઉપર સવાલો પૂછશે.

**શ્વેતભાનુ**—ભલે પુછે.

**સનાથ**—બહુ સારૂં. ત્હારે હું મ્હારી મેળે જેવી જોઇયે તેવી ગોઠવણ કરૂં છું અને સવાલો પુછશે તો જે હોઠે આવશે તે ઉત્તર આપીશ.

**શ્વેતભાનુ**—ફાવે તે કહેજે. પણ આમ જુવો જેટલું જૂઠું બોલવું પડે ને જેટલા પૈસા ખરચવા પડે તે તરફ બીલકુલ લક્ષ ના આપશો. એ બેની જરૂર છે.

**સનાથ**—મ્હારા ઉપર વિશ્વાસ રાખો. મુખ્ય કામ કરનારાઓ આપને આપના મકાન ઉપરજ આવીને મળશે આપણી ઓફીસે આપણે કે હેમને બોલાવીશુંજ નહીં.

**શ્વેતભાનુ**—બહું સારૂં. હવે સનાથ જો આપણા મકાન ઉપર પાણી બાણી ભરેલું હોય ને જમવાની કે નાસ્તો કરવાની કાંઈ ગોઠવણ કરી હોય તો તમે જાવ. મ્હારે ભાષણ માટે વિચાર કરવાની જરૂર પડશે. અને કોઇને હાલ મ્હારી પાસે મોકલશો નહીં. ભાષણના વખતનો પાએક કલાક રહે એટલે જ્હેને આવવું હોય તે ભલે આવે. સ્હમજ્યા ને ?

**સનાથ**—બરોબર છે. આપને મ્હારી ગોઠવણ તો ગમીને ?

**શ્વેતભાનુ**—ઘણીજ પસંદ આવી છે. બહુજ કામ કર્યું છે.

**સનાથ**—આખો દિવસ ગધેડા માફક કામ કર્યું છે. પણ એક વખત કામ હાથમાં લીધું પછી ફત્તેહ મેળવ્યા વિના છોડું નહીં હેવો છું. પ્હેલાં તો મ્હને લાગ્યું કે આપ આવશો નહીં ને મ્હારી મ્હેનત ધુળ મળશે પણ આજે હવે ઘણો આનંદ થાય છે.

**શ્વેતભાનુ**—ઠીક ત્હારે હવે જાવ ને ડહાપણ વાપરી કામ કરો. સ્હામા વાળાને ખરેખરા હંફાવો.

**સનાથ** "બહુ સારૂં" કહી ચાલતો થયો. એ ગયો એટલે શ્વેતભાનુ આરામ ખુરશી ઉપર પડયો ને ખડખડાટ હશી પડયો. મન સાથે બોલ્યો કેવું વિચિત્ર છે ? હેની મરજી પડે તેમ કરવા દો. મ્હને કાંઇ દરકાર નથી. એક ગમ્મત થશે. સનાથ સ્હમજે છે કે પોતે હુશીયાર છે અને સ્હામા વાળાને ફાવવા ના દેવા પ્રયત્ન કરે છે પણ સ્હામા વાળાનો એજન્ટ હેને રમાડે છે તે ખબર નથી. ગમે તે થાવ મ્હારે શું ? કાઉન્સીલમાં બેઠક લઇશ, રમત માંડી છે રમીશ ને સુવાસિની સુવાસિની મ્હારે પગે પડતી આવશે. હેને માટે શરત મારી તેથી હેનું સ્વમાન ઘટયું. ખુલાસો કરૂં છું તે સાંભળતી નથી. ઠીક જે થાય તે હવે જોયા કરો. ઉપેન્દ્રએ ના કહી ઉતારવાની તે હું સમજું છું. જનાર્દનેજ હેને કાંઇક ખ્યાલ આપેલો. ગમે તે હોય. નકામી દુગ્ધા શું કરવા કરવી. બધાને ખબર પાડીશ ને શરત મારી છે તે પણ જીતીશ.

હેની આંખ્યો ફાટી. ઉંચે સ્વરે બોલ્યો "લક્ષ્યબિન્દુ ઉંચું જોઇયે, નીતિવાન થવું જોઇએ," સંસાર દિવ્ય કરવા જોઇયે, આ હેના જીવનનું લક્ષ્ય છે. વાહ ! એક અટ્ટહાસ્ય કર્યું.

ભાડે રાખેલા મકાનમાં ત્હેને મુકામ કર્યો હતો. ઉપેન્દ્ર સુવાસિની વિશેની મુળ હકીકતથી કાંઇક વાકેફગાર છે એમ હેને લાગ્યું તેથી પોતાનો માન મર્તબો જેવા હતો તેવો રહે તેવા ઠાઠમાં રહેવા નિશ્ચય કર્યો. હેના વિશે બ્હાર એમ વાત ચાલી હતી કે હવે તે બીલકુલ નીશો કરતો નથી. એજ નિશ્ચયે લોકને ઠગવા હિમ્મત બાંધી. નોકરને બોલાવી સાત વાગે વાળુ તૈયાર રાખવા રસોઇયાને વરધી આપવા કહ્યું.

**નોકર**—સાહેબ ! જમ્યા પછી પાનબાન જોઇશે કે કેમ તો લઇઆવું.

**શ્વેતભાનુ**—પાન હું ખાતો નથી.

**નોકર** "બહુ સારૂં" કહી ચાલ્યો ગયો એટલે વળી પાછો ખડખડાટ હશી પડયો. હેની આંખ્યે પ્હેલાંના જેવું રૂપ પકડયું. પોતાની પેટીમાંથી પાનની ચમચી કાઢી કોકેન નાંખી પાન ચાવી ગયો.

"આ ટેવ જારી રહેશે તો દુઃખી થવું પડશે. કાંઈ નહીં કોણ દરકાર કરે છે. ઠીક હવે ભાષણ શું આપવું તે વિચારી લઉં. બરોબર સુવાસિની "નુતનપુર સમાચાર" વાંચશેજ. હેને પણ ખબર પડશે કે મ્હને હેના વિના ચાલે એમ છે."

હેનું મગજ હજી સાફ હતું અને નીશાની કાંઈ નીશાની બ્હારથી જણાતી નહોતી. ભાષણમાં શું બોલવું તે વિશેનો એક મુસદ્દો ઘડી કાઢયો. ઝપાટાથી લખે જતો હતો, કલમ સડસડાટ કાગળ ઉપર ચાલી જતી હતી તે જોઇ મનમાં હસ્યો ને બોલ્યો લોકને જૂઠું ગમે છે. ઠીક એમજ થશે અને હેમને એ પણ ખબર નહીં પડે કે જે માણસ આ બોલે છે તે પોતેજ નીશામાં ચકચુર છે ને નર્કવાસી છે. ફરીથી પાન બનાવી કોકેઇન લીધું. પણ હજી કાંઈ બાહ્ય અસર જણાતી નહોતી, માત્ર આંખ્યની કીકીયો મ્હોટી થઈ હતી અને મ્હોં ઉપર વિચિત્રતા છવાઇ રહી હતી હાથ જતો નહોતો. લખાણ સાફ હતું અને વિચારો ચોખ્ખી રીત્યે ખાત્રી કરી આપે તેમ દર્શાવ્યા હતા. "બસ આટલું ચાલશે." એમ કહી કલમ નીચે મૂકી. સુવાસિનીની માંદગી બાબત ગોળ ગોળ લખી લગ્ન બંધ રહ્યાનું લખ્યું હતું લોકના મનપસંદ વિચારો દર્શાવી ત્હેમના મત પોતાના તરફ લેવા હતા. અલબત્ત સત્ય બ્હાર આવનારજ હતું પણ તે બાબતની ત્હેને દરકાર નહોતી. તે છુપાવવા બાજી જૂઠી વાતો તૈયાર હતી. લોક જૂઠું માંગે છે તો ત્હેમને તે કહેવા તૈયાર હતો. હેને મન દુનિયાજ જૂઠા ઉપર અસત્ય ઉપરજ રચાયેલી હતી. છેવટે ભાષણ પુરૂં થતાં સંકેલતી વખતે કહેવાનો વિચાર રાખ્યો હતો કે બીનકેફી અને કેફી વચ્ચેની આ લડત છે. બિનકેફીનો હું હિમાયતી છું. "કેફીઓની જેટલી નાલાશી બતાવાય તેટલી દાખલાદલીલોથી બતાવીશ. અલબત્ત આમ બોલતી વખત કેફમાં તો ચકચુરજ હોઇશ. પણ તેમાં શું! મ્હારાં જેટલાં ભાષણો વખણાયાં છે તે બધાં પૂરેકેફમાં હતો તે વખતેજ કરેલાં હતાં અને આજે એ બધાને આંટે તે પ્રમાણે કરીશ. અલબત્ત બધા મ્હારી ચરચાતો જેયાજ કરશે અને ઘરમાં નોકરચાકરને પૂછશે તો તે કહેશેજ કે પાનબાનતો ખાતુંજ નથી. પાન ખાધું હોયતો કોકેઇન ખાધું હોયને?"

ઘડીઆળ તરફ જેયું. ઉઠીને પાનની ચમચી પેટીમાં મૂકી દાધી આરસીમાં પોતાનું મ્હોં જેયું ને ચમકયો. "અરે એક અઠવાડીયામાં દસવરસ જેટલો ઘરડો થયો જણાઉ છું. સંભાળ બહુ રાખવી પડશે. જો આમ લેવાતો જઇશ તો બધી બાજી બગડશે."

વખતસર બરાબર કપડાં પ્હેર્યાં. શાંત ને ભવ્ય જણાતો હતો. તે દિવસના પ્રમુખની સાથે બરાબર વાતચિત કરી અને ત્હેની સાથે ભાષણ કરવાના મકાને ગયો. પોતાના મકાનથી તે મકાન બહુ દૂર નહોતું. હોલ ચિકાર ભરાયો હતો. લોકો શ્વેતભાનુ શું કહેશે તે જાણવા આતુર હતા. ત્હેનું ભાષણ ઘણુંજ સાંભળવા લાયક ને અસરકારકજ થશે એમ આશા હતી. જ્યહારે પ્રમુખને ત્હેની પાછળ શ્વેતભાનુ વિગેરે પ્લેટફોર્મ ઉપર ગયા એટલે લોકોએ ત્હેમને તાળીયોના ગડગડાટથી વધાવી લીધા. ભાષણનો વખત આપ્યો હતો તે વખતે બરાબર પ્રમુખ ઉભા થયા અને બોલ્યા "આજના પ્રમુખપદ સારૂ મ્હારી પસંદગી કરી છે તે માટે હું ત્હમારા બધાનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. અત્યારે અહીંયાં ભાષણ આપીને ત્હમને બધાને કંટાળો આપવાનું મ્હારૂં કામ નથી. આપણા જાણીતો વક્તા રાજ્યમાનરાજેશ્રી શ્વેતભાનુભાઇને ત્હમે બધા સારી રીત્યે ઓળખો છો, છતાં એક વાત મ્હારે કહેવાની છે તે એ કે થોડા દિવસ ઉપર હેમનાં લગ્ન થવાનાં હતાં, પરંતુ જનાર્દનભાઇની પુત્રીના અકસ્માત મંદવાડથી તે બંધ રહ્યાં છે. આમ એકદમ રંગમાં ભંગ પડવાથી સાધારણ રીત્યે હેમની જગ્યાએ બીજો કોઈ હોય તો ઘણો નાશીપાસ થાય પણ શ્વેતભાનુભાઇને દીલગીરીતો સ્વાભાવિક થઇછેજ છતાં લોક સેવાને એથી વધારે મહત્વ આપી પોતાનું કર્તવ્ય બજાવવા આપણી સ્હામે આવી આજે ઉભા રહ્યા છે."

અલબત્ત શ્વેતભાનુ આ બધું એક ફાર્સજ સ્હમજતો હતો. લોકોની નજરે તે એક મહાન્ પુરૂષ જણાયો. ત્હેમની લાગણી હેના તરફ ખેંચાઈ. તાળીઓના ગડગડાટ થઇ રહ્યા હતા પણ શ્વેતભાનુ મન કઠણ રાખી જડ જેવો ફીકે ચ્હેરે બેશીજ રહ્યો હતો.

પ્રમુખે આગળ ચલાવ્યું "જતાં જો કે જનાર્દનભાઇને ત્હેમનાં પુત્રી આપણે ત્હાં અત્યારે હાજર થઇ શકયાં નથી તોપણ તેઓ આપણે અહીંયાં બીજારૂપે તાદશ હાજરજ છે કારણ"—

આટલું કહેતાંકહેતાંમાં હોલમાંના દીવા ગુમ થઈ ગયા ને પ્રમુખની પાછળ મેજીકલેન્ટર્નનો પડદો જોવામાં આવ્યો. તે ઉપર જનાર્દનભાઇ તથા સુવાસિનીની છબીઓ પુરબપણાથી દેખાડવામાં આવી. વળી પાછો તાળીઓનો ગડગડાટ થઇ રહ્યો. સનાથ પોતાની યુક્તિ સફળ થઈ જાણી ખુશી થયો. શ્વેતભાનુને મત મળીજ ચુકયા સ્હમજ્યો. શ્વેતભાનુએ પુતળા માફક પાછું વાળી પડદા તરફ જોયું. પૂર્વના સુખી

દિવસો યાદ આવ્યા. હા. આજ સ્ત્રીને વશ કરી હતી અને હેને અત્યારે ખોઇ બેઠો છું. લોકોની ખુશાલીથી ગાંડા જેવો થઇ ગયો. ઉભો થઇને કહેવાનું મન થયું કે આ ફારસ છે, અસત્ય છે; પણ બેઠાં બેઠાં બધો તાલ જોયાજ કર્યો. અરે! લોકોની ખુશાલી મ્હારે શા કામની છે. આ ચુંટણીનું પણ મ્હારે શું કામ છે? હું નીશાબાજ હેને હવે આ બધાની શી જરૂર છે? સુવાસિની હવે મ્હારી છેજ ક્યહાં? એટલામાં પાછા હોલમાં દીવા સળગ્યા ને મેજીકલેન્ટર્નનો પડદો વિગેરે બધું જતું રહ્યું. વળી સભાનું કામ શરૂ થયું.

પ્રમુખે કહ્યું "હવે આજના ભાષણકર્તાને પોતાનું ભાષણ આપવીની વિનંતી કરૂં છું, અને આપણને ખાત્રી છે કે પોતે પોતાની વક્તૃત્વશક્તિ બુલંદ અવાજથી ફરીથી જણાવશે."

શ્વેતભાનુને ઉભા થઇ બોલવા જતાં લાગ્યું કે પોતાનું માથું ભમતું હતું અને મગજમાં વિચારોની પરંપરા અવ્યવસ્થ થઇ હતી. હવાની આવજા બરોબર ના હોવાથી શ્વાસ રૂંધાતો હતો અને છેલ્લાં બે દિવસથી કાંકટનનું પ્રમાણ વધતું ગયું હતું તેથી અસર બહુ જણાતી હતી. પોતે નીશામાં ચકચુર છે એતો સહમજાયોજ હતો પણ આજે ભરસભામાં પોતાની હાલી સ્થિતિની બીનાને જાણ થશે હેની બ્હીક પેઠી. લોકો તરફ ફાટેડોળે જોઇને ઉભો રહ્યો. તાળીઓનાતો ગડગડાટ ચાલ્યાજ જતા હતા. પ્હેલાં મનમાં બ્હીક પેઠી પછી અટ્ટહાસ્ય થઇ ગયું. બોલવાનું શરૂ કરતાં લાગ્યું કે અવાજમાં ફેર છે; કોઇ તોતડો, લથડતો, નીશાબાજ બોલતો હોય તેમ જણાયું.

"સંગૃહસ્થો" આટલું બોલતાં ચક્કર આવતા લાગ્યા, "મ્હારા પર મહેરબાની કરશોજી." આમ બોલતે બોલતે અચકી પડ્યો. લોકો હેના સ્હામું તાકીને જોઇ રહ્યા હતા, આશ્ચર્ય પામતા હતા. કેટલાક ખડખડાટ હસતા હતા. કાંઇક બોલવા પ્રયત્ન કર્યો પણ શું બોલવું તેજ સુઝયું નહીં. જન્મારામાં પ્હેલીજવાર લોકોએ જાણ્યું કે એ નીશામાં છે. ચારપાંચ મીનીટ આમ બોલ્યા વિના જડ માફક ઉભો રહ્યો. વળી બોલવા પ્રયત્ન કર્યો. "સંગૃહસ્થો" એક વાધણી આવી. મ્હારી તબીયત ઠીક નથી પ...ણ ચિંતા નહીં હું"—આગળ બોલવા ઘણો પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ગયો. હોલમાં આસપાસ જોયું, ગાંડા મનુષ્ય માફક ખડખડાટ હસ્યો ને ધબાક લેતો પ્લેટફોર્મ ઉપર પડી ગયો.

---

# પ્રકરણ ૧૪ મું.

## નૂતનપુરની છેલ્લી મુલાકાત.

હાવી રીત્યની હેની સ્થિતિ થઇ ગઇ છતાં શું થયું તે લોક બરોબર સ્હમજ્યું નહીં. સ્હામાવાળા તો ઘણાજ ખુશી થયા ને આ દ્રારસથી હેમને આનન્દ થયો પણ શ્વેતભાનુના કેટલાક મિત્રોએ લગ્ન બંધ રહેવાથી હેના મનની સ્થિતિ આમ થઇ છે એ કારણ જણાવ્યું. આ ગડબડાટમાં કેટલાંક પ્લેટફોર્મ ઉપરથી તેને ઉચકીને એક બાજુ ઉપરની કોટડીમાં લેઇ ગયા. ત્હાં એક આરામખુરશીમાં હેને બેસાડયો. ફાટી આંખ્યે, નીશાબાજ આંખ્યે આસપાસ ઉભેલા હતા ત્હેમની ભણી જોઇ રહ્યો. દોસ્તોને દુશ્મન બ।। ઓરડીમાં ભરાઇ ગયા. વર્તમાનપત્રનો ( એડીટર ) તંત્રી સ્હામા પક્ષનો હતો તેપણ અંદર આવી પ્હોંચ્યો હતો. સનાથે દાક્તરને બોલાવવા કહ્યું કારણ પોતે ખરી સ્થિતિ સ્હમજી ગયો હતો. વર્તમાનપત્રના તંત્રીએ કરડાગીમાં કહ્યું. “ દાક્તર ! દાક્તરની હાવા કામમાં જરૂર નથી. ઉંઘશે એટલે બધાં સારાંવાનાં થશે. માત્ર નીશોજ ચ્હડેલો છે.”

શ્વેતભાનુ—નીશો ! એક જડજ જેવો હું શાન્ત છું. દીલથી દીલ...લ ગરારી. થી થયું છે.

તંત્રી વિગેરે હાવા બોલવાના લોચાથી હશી પડયા. સનાથે હેને હેના મકાન ઉપર લેઇ જવાને તથા દાક્તરને બોલાવવા કહ્યું. એટલે તંત્રીએ કહ્યું “ બરોબર છે ઘેર લઇ જઇ પથારીમાં સુવાડો. સ્હવારે સાજો થઇ જશે.

શ્વેતભાનુ—પથારી ! કોણ સુવાડવાની વાત કરે છે ?. મ્હારૂં કરરતવ કરવું છે. મઆફ......મઆફ કરો કરરતવ્વ કરવા દો. બધાને નીશાના દુર્ગુણ સ્હમજાવવા છે.

આમ બોલતાં ઉભો થવા ગયો પણ પડી ગયો. તંત્રી વિગેરે હશી પડયા.

**સનાથ**—તમે લોકો મેહેરબાની કરી હેમની હાવી સ્થિતિનો અયોગ્ય લાભ ના લ્યો.

તંત્રી—ખાત્રી રાખો જે હમે જોયું તે બધું સવિસ્તરજ છાપીશું. અને ખરી રીત્યે છાપવાની જરૂરજ નથી કારણ બધાએ સાક્ષાત નજરે જોયુંજ છે.

ત્વરાથી શ્વેતભાનુને હેને મકાને લઈ જવામાં આવ્યો. રસ્તે લવરી એજ કરતો હતો કે મ્હારે ભાષણ આપવું છે ને તે પણ નીશાના દુર્ગુણ ઉપર આપવું છે. મકાને જતાં વાતજ પોતાની પેટી તરફ લથડતે લથડતે શુદ્ધબુદ્ધ વિના વળ્યો, કોકેઈન લેવાની ઈચ્છા થઈ હતી. પેટી ઉઘાડી જેવું કોકેઇન કાઢી લેવા જાય છે તેવોજ સનાથે હેનો હાથ પકડયો ને વાર્યો ને કહ્યું "શ્વેતભાનુ? આ શું કરો છો? આપણી તરફેણના લોકોને મ્હને ને ત્હમને પોતાને આટલી ગેરઆબરૂ તો થઈ છે ને વળી પાછું હાવું વર્તન રાખો છો? ત્હમે હમને બધાને નીચું જોવાનું કર્યું છે. સ્હામાવાળાઓને રાજી કર્યા છે.

શ્વેતભાનુ—ગેરઆબરૂરકર છે? શું બકો છો? શ્વેતભાનુ નીશામાં? નીશો કોકેઇનથી થાયજ નહીં. બસ ચાલો લ્યો કોકેઇન.

દાકતર તેવામાં અંદર આવ્યો અને હેની પાસે ગયો.

શ્વેતભાનુ—દાકતર? આ બધા કહે છે મ્હેં નીશો કર્યો છે. હેમને જણાવો કે તે બધા બેવકુફ છે ને કહો કે હું તો કેફનો કટ્ટો શત્રુ છું.

દાક્તર—પથારીમાં સુવાડો હેમને.

દાકતર હેને મત આપનાર હતો ને હેની હાવી સ્થિતિ જોઈ ઘણો દલગીર થયો. એક કાચના પ્યાલામાં કાંઇ નાંખી શ્વેતભાનુને આપતાં કહ્યું "લ્યો આ પી જાવ."

શ્વેતભાનુ—કોકેઈનજ છે? માફ કરો હું કેફ નથી કરતો. કેફી ચીજને હું કદી અડકતોજ નથી.

દાક્તર ધમકાવતો હોય તેમ કહ્યું. "પી જાવ એકદમ."

શ્વેતભાનુ—ઓહ. ત્હમને ખુશી કરવા હું એ લઈશ. જો ખોટું લાગતું હોય તો એ લેવાને મ્હને વાંધો નથી.

થોડીવારમાં પથારીમાં ઉંઘી ગયો, ગામમાં બધે આ સંબંધી વાત ચર્ચાઈ. કેટલાક તો એમજ સ્હમજ્યા કે દીલગીરીને લીધે હેનું મન અસ્વસ્થ થઈ ગયું હતું ને તેટલાં માટે બીજાઓને હવે ખાસ હેનેજ મત આપવા સ્હમજાવતા હતા. પણ મ્હોટે ભાગે ગામમાં તો

ખરી હકીકત જણાઇજ હતી. બીજે દહાડે સ્હવારમાં તો વાત નીકળી કે સુવાસિની માંદી બીલકુલ નહોતી પણ શ્વેતભાનુએજ હેવી ગપ મારી હતી કારણ છેવટે સુવાસિનીને ખબર પડી હતી કે એ તો નીશાબાજ છે તેથી લગ્ન બંધ રખાવ્યાં હતાં. જોતજોતામાંતો લોકોએ અનેક જાતની હેના વિશે ગપો છાંટવા માંડી અને આ વાત વેળાસર જણાઇ આવી તેથી ખુશી થયા. સનાથ તથા હેની સાથે કામ કરનારાઓ નિરાશ થયા ને સ્હામાવાળાનો એજન્ટ વેંતવેંત કૂદવા લાગ્યો; હેમનો શ્રમ સફળ થવાનો સો એ સો ટકા સંભવ થયો.

શ્વેતભાનુ ખુબ ઉંઘ્યો. ઉંઘમાં સૂતો હતો તે વખત પણ હેની ભવ્યતા બીલકુલ ઓછી નહોતી થઇ. હેનામાં કોઇ ઉમદા ખવાસ ઇચ્છા વિરૂદ્ધ પણ ત્હેના સ્હામાવાળા જે ત્યહાં હાજર હતા ત્હેમને જણાયો. મ્હોંના ચ્હેરા ઉપર દૃઢતા છાઈ રહી હતી, આખી રાત્ય ઘસઘસાટ ઉંઘ્યો. સ્હવારે સાંતેક વાગ્યાના અમલે જાગ્યો. કાંઈક ખોટું બન્યું છે. ના બનવું જોઈયે તે બન્યું છે એમ ત્હેને લાગ્યું તો ખરૂં પણ શું થયું હતું તે તે સહમજી શક્યો નહીં. મ્હોં સુઝી ગયું હતું અને મગજમાં ધબકારા થતા હતા. પોતાનું વર્તન અયોગ્ય હતું એમ તો લાગ્યું પણ કેવી રીત્યે, શું વર્તન કર્યું હતું વિગેરે સ્હમજ ના પડી. પોતાના મનમા વિચાર આવ્યો કે "શું હેવું કર્યું હતું ?" "આ તે સ્વપ્નુ હતું કે સાચું ?" પોતાની આસપાસ જોયું, બ્હારીમાંથી સૂર્યનાં કિરણો આવતાં હતાં" ના, ઉંઘમાં નથી. મ્હારા ભાડે રાખેલા મકાનમાંજ છું. પણ અહિં શા માટે ? મગજ આમ બ્હેર કેમ મારી ગયું છે ? " ધીમે ધીમે યાદ આવવા માંડયું ચિકાર ભરાયલો હોલ યાદ આવ્યો. પોતાની તરફના લોકોના ખુશાલીના પોકારો યાદ આવ્યા. પરંતુ બધું અસંબંધ રીતે યાદ આવ્યુ. જાણે ઘણા વખત ઉપર બન્યું હોય તેમ લાગ્યું. જીભ સૂકાયલી હતી. મ્હોંમાં ફરી પણ શકતી નહોતી. કોકેઇનની ઇચ્છા થઇ ને જેવો ઉઠીને લેવા જાય છે તેવીજ બધી ગયા દીવસની બીના યાદ આવી. એક પછી એક લગ્ન બંધ રહ્યાં ત્યહારથી માંડીને આજ દીવસ સુધીની બીનાઓ યાદ આવી.

થોડીવાર બધું ભૂલી ગયો. ગયા દિવસની બીનાથી હૃદય ધબકી ગયું. ખરૂં છે હમણાં ઘણુંજ કોકેઇન ઉપર ચડ્યો હતો. ભાષણ કરવા જતી વખતે તો બરાબર સ્થિતિ હતી પણ મેજીક લેન્ટન જોઇને મન

વ્યગ્ર થઈ ગયું. જો નીશો ના કર્યો હોત તો આટલી અસર મન ઉપર ના થાત. ભાષણ પણ બરાબર કર્યું હોત ને પોતાની પૂર્વ વાત પણ કોઈ ને ખબર ના પડી હોત.

આ વિચારથી હેનું મન ભમી ગયું. આટલુંજ મનોબળ ! શું આ સ્થિતિએ શ્વેતભાનુ આવ્યો ! પવિત્ર મિત્રોની શીખામણ ખરી પડી. જે લોકો પોતાના પાપમય દુર્ગુણો છોડી શકતા નહોતા હેમને તે ધિક્કારતો હતો ને સુવાસિની સાથે મુલાકાત થઇ તે પહેલાં પણ આ દુર્ગુણ શિવાય બીજાં પાપો તો કર્યાંજ નહોતાં. એક આબરૂદાર ગૃહસ્થને છાજે હેવાંજ કૃત્ય તથા વચન હેનાં હતાં અને તે પણ પોતાના ખરા નિશામાં હોય છતાં ગમે તે હો પણ નીચ બુદ્ધિ કે પાપો તરફ હેનું વળણ કોઈ દિવસ હતુંજ નહીં.

પણ હવે બધાનો અંત આવ્યો. સુવાસિનીના તિરસ્કાર પછી બધા સારા વિચારોને તિલાંજલી આપી હતી અને પરિણામે આખા ગામમાં હાસ્યાસ્પદને પામ્યો હતો. થોડા દિવસ વધારે ને આખા મુલકમાં હેનું નામ ગવાશે અને સુવાસિનીને આ ખબર પડશેજ. વાહ ! માત્ર એક સ્ત્રી હતી ત્હાં સુધીજ ઉચ્ચ વિચાર રહ્યા ને હેના જવા પછી આટલી અધમતા ! પણ સહુથી ખરાબ તો આ ગેરઆબરૂ થઇ તે હતું. કોઇ દિવસ પોતાનું અભિમાન તુટયું નહોતું, કોઇ દિવસ કોઇ હેને કહી શકયું નહોતું કે ત્હારી શુદ્ધબુદ્ધ ઠેકાણે નથી. જે કહે તો કે પોતે લોઢાનો બનેલો છે ને કોઈ પણ નિશો હેને મહાત્ કરે તેવો નથી તેનીજ આજે આ સ્થિતિ !

પથારીમાંથી એકદમ કુદી પડયો અને ધ્રુજતે હાથે પેટી ઉઘાડી. અહા ! આ રહ્યું કોકેઇન. કોકેઇનની શીશીનો બુચ ઉઘાડયો, પણ અચકાયો. શું તે હેવો નબળા મનનો હતો કે જે ઝેરને લીધે હેને આટલું ખમવું પડયું તેજ પાછું લેવું શરૂ કરે ? આ વિચારે મગજ ભમાવી દીધું અને કોકેઇનની શીશી પાછી મુકી દીધી હોત પણ તેના ચળકાટે મન લલચાવ્યું. દારૂગોળાને દીવાસળી લગાડી હોય ને ફુટી જાય તેમ થયું. થોડું પાનમાં ચાવ્યું એટલે કાંઇક પૂર્વની સ્થિરતા આવી.

" જો માત્ર હું સાવધ રહ્યો હોત તો હામાનું કાંઈ થાત નહીં આમ વિચાર આવ્યો. એટલામાં ઘરમાં દાદરે કોઈ ચ્હડતું હોય તેમ લાગ્યું.

શ્વેતભાનુ—કોણ ?

નોકર—કોઈ આપને મળવા આવ્યું છે.

શ્વેતભાનુ—નામ શું છે?

નોકર—સંપતરાય.

શ્વેતભાનુ—વારૂ હેમને નીચે બેસાડય. હમણાં હું આવું છું.

પોતાના મૂળ અવાજેજ બોલી શક્યો. ગઇ રાત્યના બનાવથી કાંઈ બહુ ફેર નહોતો પડ્યો. કદાચ બધું ઠીકઠાક કરી શકાશ. એમ હજી લાગ્યું. ભુતકાળમાં જે બન્યું તેને ટાળવા જેટલું બને તેટલું કરવા નિશ્ચય કર્યો. મ્હોં સાફ ધોઈ નાંખ્યું. વાળ હોળ્યા. સાદાં કપડાં તાજાં ધોએલાં પ્હેર્યાં ને નીચે ગયો, અત્યારે હેના મ્હોં ઉપર કોઈ પણ જાત્યની અસર જણાતી નહોતી. પોતાની મૂળ સ્થિતિએ આવી ગયો હતો. પ્હેલાં કોઈ દિવસ જેવો શાન્ત નહોતો, તેવો શાંત થયો હતો, છતાં મનમાં પોતાના વિશે શરમ આવતી હતી.

શ્વેતભાનુ—અહો! સંપતરાય.

**સંપતરાય**—કેમ શ્વેતભાનુ?

શ્વેતભાનુ—ચાહ બા પીને આવ્યા છો કે એમને એમ!

**સંપતરાય** શાંત રીત્યે બોલતો હતો પણ મનમાં અસ્વસ્થ હતો. જો શ્વેતભાનુ ગઈ કાલ્ય રાત્યના જેવી સ્થિતિમાં હોત તો ત્હેનું કામ બહુ સ્હેલાઈથી થાત પણ અત્યારે શ્વેતભાનુનાથી પોતે ચ્હડીઆતો છે એમ જણાવવું હેને મુશ્કેલ લાગ્યું.

**સંપતરાય**—હમારી કાર્યભાર મંડળી તરફથી હું આવ્યો છું. હું એ મંડળીનો પ્રમુખ છું ને હમણે મ્હને અહીં મોકલવા નિર્ણય કરેલો છે, અને હું શા માટે અહીં આવ્યો છું તે તો ત્હમે સમજ્યાજ હશો. શ્વેતભાનુ કાંઈ બોલ્યો નહીં.

**સંપતરાય**—ગઈ કાલ્ય રાત્યની બીનાથી ત્હમે હવે ઉમેદવાર તરીકે બ્હાર આવી શકો એમ નથી.

શ્વેતભાનુ—માફ કરો પણ ગઈ કાલ્ય રાત્રીના મ્હારા અકસ્માત મંદવાડથી—

**સંપતરાય**—મંદવાડ?

શ્વેતભાનુ—વારૂ; ત્હમને ફાવે તે કહો. કહો કે હું નીશામાં હતો, તેથી શું આજ લગી જે જે કામ મ્હેં કર્યાં છે તે ભુસાઈ જશે?

**સંપતરાય**—હમારો હેવો ઠરાવ છે કે ઉમેદવાર હમારા તરફનો

હોય તે એક સદ્‌ગૃહસ્થ હોવો જોઈએ, હેની ચાલચલગત કોઈ પણ રીત્યે વખોડવા જેવી ના હોવી જોઈએ. કેટલાક ભલે ત્હમારી તાજી દીલગીરીને માટે ત્હમને ગઈ કાલ્યના બનાવ માટે દરગુજર કરે પણ તેમની સંખ્યા નજીવીજ છે, અને જ્હારે કેટલીક બીજી વાત બ્હાર આવશે ત્હારે તો તે પણ બધા ત્હમારી સ્હામેજ થશે.

શ્વેતભાનુ—શી વાત બ્હાર આવનાર છે ?

સંપતરાય—ઉપેન્દ્ર ધારે તો જે વાત બ્હાર આવશે તે. હાલ તો માત્ર એ એટલુંજ કહે છે કે ત્હમારી વર્તણુંક લજ્જાયુક્ત હતી.

શ્વેતભાનુ—હાવી મંડળી આમ ગોળગોળ વાતોને વજન આપે તો એ મંડળીને છાજતું નથી.

સંપતરાય—પણ ઉપેન્દ્ર જેવા માણસ આમ બોલે છે તેજ બસ છે. શ્વેતભાનુએ પોતાનું ખાસ પૂર્વનું અટ્ટહાસ્ય કર્યું ને બોલ્યો "એક દિવસ જે ત્હમારો વક્તા, નેતા હતો તે બીજે દીવસે ગુન્હેગાર થઈ જાય છે કેમ ? ઠીક આટ આટલાં કામ ને પૈસો બધું બરબાદ જશે ? બરોબર છે મ્હારી ગણત્રીમાંજ ભૂલ્ય થઈ છે."

સંપતરાય—હમારી મંડળીનો મુખ્ય હેતુ-કેફી વસ્તુ કાઢી નાંખવાનો છે તો લોકો ત્હમારા જેવાને ખરા હૃદયથી કેમ માન્ય કરે ?

શ્વેતભાનુ પાછો હસી પડયો ને બોલ્યો—"હું પૈસાદાર હોત, લોકોને પૈસેથી જીતવા સમર્થ હોત તો માન્ય કરત નહીં ?"

સંપતરાય—વખતે બને પણ ત્હમે ગઈ કાલ્ય રાત્રે—

શ્વેતભાનુ—બરોબર ત્હારે મ્હેં નીશો કર્યો એ તો પાપ નહોતું પણ કવખતે નીશો કર્યો એજ ગુન્હોને ? વાહ ! વાહ ! ભલા માણસ ? મ્હેંજ ત્હને ત્હેં નીશો કરેલો ત્હારે સહી સલામત ત્હારે ઘેર ગાડીમાં ઘાલીને પ્હોંચતો કરેલો છે.'

સંપતરાય—પણ કદી ભરસભામાં મ્હેં એમ નથી કર્યું.

શ્વેતભાનુ—માટેજ-મ્હારી ભૂલ્ય હું સ્હમજુ છું. સંપત ? ત્હારા નીતિના હાવા ઉચ્ચ વિચારોને માટે હું ત્હને મુબારકબાદી આપું છું. ઠીક. ફાવે તેટલો નીશો કરો પણ લોકો જાણે નહીં કે ત્હમે નીશો કર્યો છે એટલે થયું.

સંપતરાય—શ્વેતભાનુ ! હું બનેલી હકીકત માટે દીલગીર છું. મ્હારે એકલાને આ બાબતમાં વિચારવાનું હોય તો તો ઠીક પણ બીજા

ઘણુા મ્હારી સાથે છે. હું ખરૂં કહુ છું કે લોકો ચીડાયા છે. ત્હમારા ઘરની આસપાસ ટોળું વળવા માંડયું છે અને તે ત્હમને ઘણુંજ અપમાન આપશે. જો સભામાં આવશો તો હડે હડે થઈ જશો. અરે એથી પણુ વધારે થશે. રસ્તામાં નીકળવુંજ ભારે પડશે. પથરા ખાવા પડશે. માટે મ્હારે કહેવું પડે છે.

શ્વેતભાનુની ખરી રગ પકડી હતી. તે નરમ પડી ગયો ને શું કહેવું તે સુઝ્યું નહીં.

સંપતરાય—આમ જુવો. સ્હામા વાળાના તંત્રીએ આ હકીકત છાપી છે. તંત્રીને હેનો રીપોર્ટર બે તે કાલ્ય રાત્રે ત્હમે હતાં તે ઓરડામાં આવ્યા હતા ને જેમ બને તેમ ત્હમારી મશ્કેરી થાય તેવા રૂપમાં હામાં ત્હમને મૂકયા છે. હવે આટલું થયું છે તો પછી હમે ત્હમારી તરફેણમાં કેમ કરીને રહી શકીયે ?

શ્વેતભાનુએ વર્તમાનપત્ર લઇને વાંચ્યું એટલે સંપતરાયનું કહેવું વાસ્તવિક લાગ્યું. વાંચ્યા પછી બોલ્યો "હું આમ બોલતો હતો ?

સંપતરાય—અલબત્ત. એથી પણુ વધારે.

થોડીવાર ચુપ રહ્યા. એટલામાં બ્હારથી લોકના ટોળાનો અવાજ આવ્યો. ગઇ કાલ્યે રાતના શ્વેતભાનુના લથડતા શબ્દો જેવા શબ્દો લોકો ખાસ કરીને બોલતા હતા. શ્વેતભાનુ બ્હારી તરફ ગયો ને લોકનાં ટોળાને ઉભેલું જોયું. ટોળાએ હેને જોયો કે તરત તિરસ્કારથી હેના સ્હામું હસવા લાગ્યા.

શ્વેતભાનુ—ત્હમે, ઉમેદવારીમાંથી મ્હારૂં રાજીનામું માંગો છો ?

સંપત—કાયવાહક મંડળીની હેવી ઇચ્છા છે.

"બહુ સારૂ" કહી ખડીઓ કલમ લઇને કાગળ ઉપર સ્થિર હાથે મ્હોટા અક્ષરે રાજીનામું લખી આપ્યું. "કેમ બસ હવે ?"

સંપત—બસ. બરોબર છે. શ્વેતભાનુ ? હું ખરેખરો દીલગીર છું. માફ કરજો પણ મ્હારૂં કહ્યું માનો તો આજે છાનામાના ગામ છોડી ચાલ્યા જજો.

શહેરના સ્ટેશનેથી જશો નહીં કારણ ત્હાં આગળ લોક એકઠું થએલુંજ હશે પણ બીજું સ્ટેશન છે તે સ્ટેશનેથી બ્હારો બ્હાર ચાલ્યા જજો.

શ્વેતભાનુની આંખ્યમાં કાંઈ ઓર તેજ આવ્યું ને કહ્યું "બહુ સારૂં વિચારીશ."

સંપત—મ્હેં કહ્યું એ સ્ટેશનેથી ના જશો. અલબત્ત કાયદો કાયદાનું કામ કરી શકે એમ છે પણ તે તો પછીથી પ્હેલાં તો ખમવું પડે ને? પણ લોકનાં ટોળાં સ્હામું થવું આપણને છાજે નહીં. તે લોકો તમે કાંઈ બહુજ ખોટું કર્યું હોય, હેમને નુકસાન કર્યું હોય એમ સ્હમજે છે. મ્હારૂં કહેવું તો એજ છે કે સમી સ્હાંજે ચુપચુપ ગાડી મંગાવી બે માઈલ દૂર બીજું સ્ટેશન છે ત્હાંથી ચાલ્યા જજો.

શ્વેતભાનુને લોકોને, સંપતને, ચુંટણીને બધાને ગાળો દેવાનું મન થયું, ક્રોધ ઘણોજ આવ્યો હતો પણ દાબી રાખ્યો. સંપતરાયના ગયા પછી બારણું બંધ કર્યું અને એક આરામ ખુરશી ઉપર પડે પડે વીચાર કરવા માંડયો. ટેબલ ઉપર ટપાલના કાગળો આવેલા હતા તે ઉઘાડયા પણ નહોતા. શું કરવું? આંખ્યો મીચીને પડયો હતો. કાંઈ વિચાર સુઝી આવ્યો. કાગળો પડયા હતા તે વાંચ્યા. રેલ્વે ગાઈડ લઈ ટાઈમ ટેબલ જોયું. નાહી ધોઈ જમી લીધું. વર્તમાનપત્રો આવેલાં હતાં તે વાંચ્યાં. વળી પાછો રેલ્વે ગાઈડમાં નકશો હતો તે ધ્યાનપૂર્વક જોયો. પછી પડે પડે ઉંઘવાનો પ્રયત્ન કર્યો. સ્હેજસ્હાજ ઉંઘ આવી. ઊઠીને નોકરને બોલાવી પાછલે બારણે એક ગાડી લાવીને ઉભી રાખવા હુકમ આપ્યો. અડધા કલાક પછી તે મકાન છોડી નીકળી પડયો. હવે પોતાની કાર્કીર્દીનો અંત આવ્યો હોય એમ હેને લાગ્યું. ચોરની માફક છુપી રીત્યે ગામ છોડયું હતું. અપમાન ભેર જવું પડયું હતું. સ્ટેશને જઈ એક ન્હાના સ્ટેશનની ટીકીટ લઈ લીધી. ટ્રેન ઉપડીને પોતાને ઉતરવાનો સ્ટેશને ઉતરી પડયો. આસપાસ ઉતરીને જોયું તો પોતે એકલોજ ઉતરનાર મુસાફર હતો. સ્ટેશનનો પોર્ટર હેના તરફ જોઈ રહ્યો.

**પોર્ટર**—ક્યહાં જવું છે સાહેબ?

શ્વેતભાનુ—કોઈ ધર્મશાળા કે પછી મકાન ભાડે મળે એમ છે અહીંયાં?

**પોર્ટર**—જાત્રાએ નીકળ્યા હશો. હાજી એક જગ્યા છે અહીં. ખાસ આપના જેવાને ફલાયદી જોઈયે તેવી લાયક છે.

શ્વેતભાનુ—ક્યહાં?

**પોર્ટર**—અહીંથી બે માઈલ દૂર એક ન્હાના ગામડા પાસે એક ઘરડી ડોશી છે તે ઉતરવાને કોટડી આપે છે.

જે સ્ટેશને શ્વેતભાનુ ઉતર્યો હતો તેની આસપાસનો મુલક બધો સપાટ મેદાન જેવો હતો. અહીં તહીં વચ્ચે વચ્ચે કેટલીક ઉંચી ઉંચી ટેકરીઓ દૂર દૂર જણાતી હતી. એકાદ કલાકમાં પોતાની જગ્યાએ તે આવી પ્હોંચ્યો. ઉતરવાની સગવડ એકલા માણસને ઠીક હતી. ડોશી ઘણા સારા સ્વભાવની હતી. ગામડાની રહેનારી હતી ને આગતા સ્વાગતા કરનારી હતી. એકલા મુસાફરને કોઈ વાતની અડચણ આવવા દેતી નહીં. સામાન પોતાનો બરોબર ઠેકાણે મૂકી કોટડી બંધ કરી બ્હાર નીકળી પડયો. એકાદ કલાક આસપાસ ફર્યો ને વિચારે ચ્હડયો. હવે પ્હેલા પ્રમાણે જીવન ગળાય તેમ નથી. કાંઇ બીજુંજ કરવું જોઇયે. શું કરવું ?" થાકયો એટલે પાછો કોટડીએ આવ્યો. ડોશી બિચારી આ એકાન્ત જગ્યામાં હાવા મુસાફરની વાટ્ય જોઇ બેશી રહી હતી.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### જંગલ.

---



હાવા એકાન્ત સ્થળમાં શ્વેતભાનુ ઘણા દીવસ રહ્યો. હાવી શાન્તને એકાન્ત જગ્યા ત્હેને બહુ ગોઠી ગઈ. આ જગ્યાથી થોડે દૂર એક ન્હાની નદી બ્હેતી હતી ને માત્ર થોડાં ઝાડ શીવાય બધે સપાટ જમીન હતી. હવા ઘણી ખુશનુમાં હતી ને વસંત રતુ બેશી ગઈ હતી એટલે આસપાસનાં ઝાડો સુવાસ બ્હેકાવી રહ્યાં હતાં. મકાન આગળથી આસપાસના મુલકનો દેખાવ ઘણો રમણીય લાગતો હતો. પોતાની પ્રકૃતિને અનુકુળ સ્થળ મળવાથી શ્વેતભાનુ ખુશ મિજાજમાં રહેતો હતો. ભૂતકાળ વિસરી જવા માંડયો અને પ્હેલાની બધી વાંછનાઓનો અંત આવ્યો લાગ્યો. હવે ભવિષ્યમાં શું થશે ? શું કરવું ? આ વિચારનો નિર્ણય કરવાનો હતો. સુવાસિનીની બીલકુલ આશા ગયા પછી વેર લેવાના અનેક ક્રૂર ઉપાયો ત્હેને સુઝ્યા હતા પોતે જેમ ખમ્યું હતું તેમજ તે પણ ખમે એમ ઇચ્છયું હતું. જે સ્ત્રીને ત્હેણે ઓળખી હતી

તેને પાછી મેળવવા શપથ લીધા હતા ને શરત જીતવા નિશ્ચય કર્યો હતો. પણ એ બધું હવે તો ઉડી ગયું હતું. લોકોની નજરમાં તે હલકો પડયો હતો. દુનિઆની નીતિની વાતોમાં તેને વિશ્વાસ નહોતો. લોકોએ ભરસભામાં નીશો કરેલો માટે ત્હેને ગુન્હેગાર ગણ્યો. એહેનું પાપ હતું; પણ હાને માટે હેમની પાસે જઇને માફ માગે તેવો એ નહોતો. સ્વમાન હેને ઘણું હતું. શું ? પોતે શ્વેતભાનુ, જે હાવા લોકોને હશી કાઢતો, ધિક્કારતો તે હેમની પાસે પાઘડી ઉતારતો માફી માંગવા જાય ! ના. ના. પણ કરવું શું ? ભવિષ્ય કેમ કાઢવું ? આજ વિચાર કરવાનો હતો. આશા, વિશ્વાસ, લક્ષ્ય સર્વે નાશ પામ્યાં ને નીશાની લત ડગલે ડગલે કનડતી હતી- જીવન એક ફારસ જણાતું હતું તો શા માટે એ જીંદગી લંબાવવી ?

આમ આ સ્થળે વિચારમાં દીવસો ગાળવા માંડયા. વર્તમાન પત્ર, કાગળો વાંચવા કે કોઇને હળવું મળવું હેમાંનું કાંઇજ કરતો નહોતો. ડોશી બિચારી કાંઇ વાતો કરવા આવે તો કહેતો કે માત્ર એકાદ પખવાડીયું એકાન્તમાં ગાળવા વિચાર છે. પોતાનું નામ નરેન્દ્ર છે. એમ ડોશીને જણાવ્યું હતું. જે મ્હોડે નામ ચ્હડયું તે કહી દીધું હતું ને વનસ્પતિનો અભ્યાસ કરૂં છું એમ જણાવ્યું હતું. ડોશીને ત્યાંજે મુસાફરો આવેલા તે બધાએ હાવા અભ્યાસ અર્થે વિચિત્ર વર્તણુંકનાજ આવેલા તેથી કાંઇ કુતુહલ થયું નહીં ને તેમાં બિચારી ડોશી વનસ્પતિનો અભ્યાસ શું તે પણ પુરૂં સ્હમજે નહીં. ડોશીને તો આ એક વસ્તી જેવું થયું હતું તેથી સંતોષ પામતી હતી વખતસર બલ્કે અગાઉથી કોટડીના પૈસા આપતો એટલે બીજી તથા કરવાને તેનું મન લલચાતુંજ નહીં. ડોશી પાસે વાતોના ભંડાર હતા, ખુશ મિજાજી હતી ને ધર્મની વાતો પોતાની સમજશક્તિ પ્રમાણે ઘણી કરતી. અહીં આટલે દૂર જગતમાં શું થાય છે કે શું નહીં તેની કાંઇજ ખબર પડતી નહીં કારણ વર્તમાનપત્ર વાંચનાર કોઇ મળે નહીં તેમજ કોઇને કોઇના કાગળો પણ લખવાના હોય નહીં એટલે આવતા પણ નહીં.

આમ ઘણા દીવસો વ્યતીત થયા. આસપાસ રખડવામાં શ્વેતભાનુના દીવસો જતા ને ભવિષ્યમાં શું કરવું, આ નિરાશા કેમ કાઢવી તેના વિચારોનો નિર્ણય કર્યા કરતો હતો. દુનિયાથી કંટાળ્યો હતો. આપઘાત કરવો ને જીવનનો અંત આણવો કે કોઇ હેવી જગ્યાએ

જતા રહેવું કે જ્હાં કોઇપણ ઓળખે નહીં ! આપઘાત કરવો એ પોતાની પ્રકૃતિની વિરુદ્ધજ હતું. પોતાને હાથેજ પોતાના જીવનનો અંત આણવો એ હેને પ્રીય નહોતું ને બીજે જવું તો તે ક્યહાં ? ને ત્યહાં જઇને પણ શું કરવું ? પોતાને વતન પાછા જવાતો તો તિરસ્કારજ હતો. ઉજળી કાર્કીર્દી તો હવે બંધજ થઇ હતી. પોતાને જોઇયે તેટલું તો પોતાની પાસે દ્રવ્ય હતું તેથી કાંઈ પેટને માટે ઉદ્યોગ કરવાની તો જરૂર નહોતી. ખરી રીતે મનુષ્યનું જીવન કોઇપણ કામ વિના નકામુંજ છે.

મ્હોટો સવાલ હેને મન એ હતો કે સુવાસિની શું હમ્મેશને માટે હાથથી ગઈ ? શું માત્ર આમ ખોવાને હેનો પ્રેમ મેળવ્યો હતો ? પણ મનનાં કોઇપણ ખુણે કાંઇ દૃઢ નિશ્ચય તો હતોજ નહીં તો પોતાનું જીવન કયારનુંએ પૂર્ણ કરી દીધું હોત. આ બધા ઉપર વિચાર કર્યે જતો હતો. એક દીવસ હાવા વિસ્તીર્ણ મનુષ્ય વિનાના પ્રદેશમાં ભટકતો ભટકતો વિચારે ચ્હડયો હતો. આકાશમાં વાદળાં થઈ આવ્યાં હતાં. વારંવાર ટાંઢા પવન જોરબંધ વાતો હતો. વરસાદ કવખતનો ઝરમર ઝરમર વરસતો હતો. આમ ચાલતે ચાલતે, વિચાર કરતે કરતે દૂર નીકળી ગયો હતો એટલામાં હવે જોતાં હમણાં વરસાદ તુટી પડશે એમ લાગ્યું. ખડખડાટ હશી પડયો. “ મ્હારે શી દરકાર છે. હું પોતે હવે મ્હારે મન બાદશાહ છું, ભલે વાયુ ને વરસાદ ? ત્હમને ફાવે તે કરો. “ વરસાદ મુશળધાર પડવા મંડયો અને છાયા માટે એક એકાન્ત ઉગેલા ઝાડ નીચે ગયો. લદબદ થઈ ગયો હતો. “ વાહ ! આજ મ્હારૂં જીવન ! જન્મીયે છીયે, ખમીયે છીયે, મુર્ખા બનીયે છીયે ને અંતે મરણ શરણ થઇયે છીયે. ” આમ છતાં જીવન જેવું જોઇયે તેવું નથી એમ તો સ્હમજતો હતો. જો સુવાસિની હેના થઈ હોત તો સુખી થાત એમ લાગ્યું, પણ ત્હેણે તો હાંકી કાઢયો હતો. વરસાદ બંધ રહેતાં મકાન તરફ પાછો વળ્યો. ડોશી વાટચ જોઈ બારણામાં ઉભી રહી હતી. પોતાના છોકરા માફક હેને રાખતી હતી તેથી ચિંતા કરતી ઉભી હતી. હવે આપણા આ નરેન્દ્રને જોઇને બોલી “ અરેરે ભાઈ લુગડાં તો બધાં લદબદ થઇ ગયાં છે. આવો બાપુ આવો આ તાપણીએ જરા શેકો નહીં તો શરદી થઇ જશે. ”

નરેન્દ્ર—જગત્માંથી એક ઓછો થઇશ. જગતને જોઇયે તેટલાં માણસ છે, એટલે હરકત નથી.

ડોશી—હેવું મા બોલ્ય બેટા. મશ્કરીમાં પણ હેવું ના બોલીયે.

નરેન્દ્ર—હું મશ્કરી નથી કરતો ડોશી મા ! મરી જાઉં તોયે મ્હને બાળવાની દુઃખા તો ઉભીજ રહેવાની.

ડોશી—અરે ગાંડા આમ બોલીયે. ત્હારી માને ઘેર કેટલું દુઃખ થાય ?

નરેન્દ્ર—મ્હારે માજ નથી.

ડોશી—મા નહીં હોય તો બાપ.

નરેન્દ્ર—બાપે નથી, ને જો બાપ જીવતો હોત તો એમજ કહેત કે મરી જા.

ડોશી—પણ ભાઇયો તો હશેને કે બ્હેનો હશે. બાયડી હશે કોઇક તો હશે ને ?

નરેન્દ્રે ડોકું ધુણાવ્યું ને ચ્હેરા ઉપર કાંઇક દીલગીરી જણાઇ.

ડોશી—ભાઇ ત્હને કાંઇ દુઃખ છે.

નરેન્દ્ર—ત્હમારૂં કહેવું ખરૂં છે ડોશીમા. બોલો ડોશીમા ત્હમારે કોઇ આ જગતમાં ના હોય, સગું કે વ્હાલું ને જગત કરડવા ધાતું હોય એમ લાગે તો ત્હમે શું કરો ?

ડોશી—શું કરે ? કોઇ હેવું માણસ શોધી કહાડું કે જેહેને મ્હારી દરકાર રહે ને મ્હને હેની દરકાર રહે.

નરેન્દ્ર—મ્હેં ડોશીમા એમ કર્યું હતું પણ નિષ્ફળ ગયો છું.

ડોશી—ત્હારે તું પરણેલો નથી ?

નરેન્દ્ર—ના.

ડોશી—ત્હારે પરણવાનો વિચારે ખરો કે નહી ? કોઇ નજરમાં છે કે નહી ?

નરેન્દ્ર—હા. વિચાર તો ખરો, પણ એક હતી ત્હેણે ધિક્કારી કાઢયો છે.

ડોશી—કેમ ?

નરેન્દ્ર—કારણ હું દુષ્ટ છું.

ડોશી—એમ તે હોય !

નરેન્દ્ર—ખરૂં કહું છું. ડોશી મા ? નીચમાં નીચ છું.

ડોશી—ત્હારે તે સ્ત્રી સારી હતી ?

નરેન્દ્ર—ઘણીજ સારી. મગરૂબ અને ક્ષમાના તો ગુણ વગરનીજ.

ડોશી—અને તું દુષ્ટછું માટે તિરસ્કાર કર્યો છે?

નરેન્દ્ર—એટલુંજ નહીં પણ મ્હેં હેનું અપમાન કર્યું હતું.

ડોશી—ઉહ—હું.

નરેન્દ્ર—કહો ત્હારે હાવી સ્થિતિ હોયતો તમે શું કરો?

ડોશી—હું તો સારી થવા પ્રયત્ન કરૂં અને બાકીનુંતો ઇશ્વરના હાથમાં સોંપું.

નરેન્દ્ર—ઇશ્વર!

ડોશી—કેમ? ઇશ્વરને નથી માનતો?

નરેન્દ્ર—હુંતો શયતાનને માનું છું.

ડોશી—શેતાનનેતો મારવોજ જોઇયે.

નરેન્દ્ર—હુંતો હેને બહુજ ચાહુ છું.

ડોશી—શેતાનને ચ્હાય છે?

નરેન્દ્ર—એટલો કે મ્હારી છાતી ઉપરજ રાખુછું. જોકે એતો મ્હને દગો દે છે પણ હુંતો હેને વળગી રહું છું. માત્ર એજ મ્હારો મિત્ર છે. હમ્મેશાં મ્હારી પાસેજ રહે છે. જ્યારે એ મ્હારી પાસે હોય છે ત્હારે હું બધું ભૂલી જાઉં છું. પણ હવેતો હેનાથી પણ હું કંટાળ્યો છું. તો કહો હવે તમે શું કરો હાવી સ્થિતિમાં?

ડોશી—શેતાનતો આપણો નિરંતરનો દુશ્મન છે. હેનેતો મારીજ નાંખવો જોઇયે નહીંતો આપણું આવી બન્યું સહમજવું.

નરેન્દ્ર ખરૂં શું કહેવા માગે છે તેતો તે સહમજી નહીં. માત્ર સાધારણ વાતજ સહમજી. પણ પોતે હેના લાભનું કહે છે એટલું જાણતી હતી.

નરેન્દ્ર—તમારૂં કહેવું લાગેતો ખરૂં છે. પણ કહો જોઇયે આજે એ શયતાન મ્હારી પાસે શું કૃત્ય કરાવશે. ?

ડોશી—અલબત કાંઇ પણ ખોટું જ કરાવશે.

નરેન્દ્ર—તમને ખબર છે આ નદી આગળ શયતાન રહે છે ને મ્હને ત્યાં જવું બહુ ગમે છે. હમ્મેશાં એ મ્હને કહેછેકે નદીને તળીયે શાન્તિ છે, સુખ છે.

ડોશી—શું કહે છે? ડૂબી મરવું છે?

નરેન્દ્ર—એજ. શયતાન મ્હને ત્યાં જવાનું કહે છે. કહે છે કે ત્યાં શાન્તિ છે.

ડોશી—અરે ગાંડાં ? પ્રભુ શિવાય કોઇ જગ્યાએ શાન્તિ નથી.

નરેન્દ્રે ડોશીના વ્હાલસોયા મ્હોં ભણી જોયું. " શું આ ડોશી હું નથી જાણતો હેવું કાંઇ શાન્તિ વિશે ગુહ્ય જાણતી હશે ? પ્રભુમાં શાન્તિ છે ? પૂછવાતો દ્યો.

નરેન્દ્ર—ડોશીમા ? ત્હમે ખાત્રીથી માનોછો કે પ્રભુ નક્કી નિરાશાને આશા ઉત્પન્ન કરાવે છે ને શાન્તિ આપે છે ?

ડોશી—માનુ છું ? અરે પૂર્ણ ખાત્રી છે મ્હારીતો. જ્હારે જ્યારે મ્હને કાંઈ ખોટું બોલવાનું કે કરવાનું મન થાય છે ત્હારે તરત પ્રભુ-વારે છે ને તરત સંભારતાં તો વ્હારે આવે છે.

નરેન્દ્ર—અને એ શાન્તિ આપે છે ?

ડોશી—જરૂર જરૂર. જ્હારે અહીં હું એકલી હોઉછું ને બેઠી બેઠી આ મ્હારી માળા ફેરવુછું ત્હારે કાંઇ બ્હીક લાગતી નથી ને કાંઈ નહીં. મન આનન્દમાં રહે છે. શાન્તિમાં રહે છે. વારૂ બેગ. હવે લે થોડો ચાહપી એટલે ત્હારી શરદી ઉડી જાય. ઉભો રહે હું ચાહ કરી આપું.

નરેન્દ્ર બેઠો બેઠો વિચારમાં ઉતરી ગયો. " શા સારૂં આ ડોશી જેવી શ્રદ્ધા મ્હને નથી ? " ભોગજોગે એક વર્તમાન પત્ર ત્હાં આવેલું તે લેઈ વાંચવા માંડયું. પ્હેલુંજ વાંચવામાં આવ્યું કે " નુતનપુર માટે નવો ઉમેદવાર ચુંટાયો છે. " આખો પેરેગ્રાફ રસથી વાંચ્યો તેમાં નીચે પ્રમાણે હતું.

પ્હેલી વખત ચુંટણી કરવાની હતી તે વખતે ઉમેદ્વારની ચુંટણી કમ નશીબે ખોટી થઇ હતી; પણ હવે નુતનપુરનોજ રહેવાશી ઉમેદ-વાર તરીકે ચુંટી કહડાયો છે ને ત્હેની કાર્કીર્દી સર્વત્ર જાણીતી છે. જે ઉમેદવાર પ્હેલાં હતો ત્હેનું શું થયું તે હમને ખબર નથી. ત્હેણે ભર અપમાનમાં ગામ છોડયું હતું ને ત્હાર પછી તે બીલકુલ જણાયો નથી તે ક્યહાં ગયો તે વિશે તપાસ કરાવેલી હતી પણ કાંઈ પત્તો લાગ્યો નથી. હેના મૂળ રહેવાના સ્થાને પણ ખબર કઢાવી હતી પણ ત્હાં પણ હેને કોઇએ જોયો નથી. દીલગીરીની વાત છે કે હેના જેવી ઉંચ પ્રતિભાવાળા મનુષ્યની કાર્કીર્દી આમ ખરાબ નીકળે પણ હમને તો જે થયું તે ઠીકજ થયું છે એમ લાગે છે. હેનાથી કાંઇ હમને માન કે અપમાન નહોતું અને જોકે હેના કેટલાક મિત્રો એમ કહે છે કે તે આપઘાત કરે હેવો છે તો પણ હમેતો એમ ઇચ્છીયે છીયે કે તે

પોતાનાં ભૂતકાળનાં કૃત્યો માટે પ્રાયશ્ચિત કરે અને કોઇ બીજા દેશમાં નવીજ કારકીર્દી શરૂ કરે."

નરેન્દ્ર ખડખડાટ હસીને વર્તમાન પત્ર ફેંકી દીધું. માત્ર એક વર્તમાનપત્રના તંત્રીના પોતાના મનનાજ ઉભરા હતા. પોતાના, તંત્રીના કામોનો કક્કો પણ જાણ્યા વિના લખે ગયો છે તેથી તેને ઘણી રમુજ પડી.

"ઠીક. બીજા દેશમાં જ્યહાં મ્હને કોઇ ઓળખતું ના હોય ત્યહાં નવી કારકીર્દી શરૂ કરવી." આ શબ્દો મગજમાં રમી રહ્યા. "શા માટે એમ ના કરવું?"

કદાચ—સા...રૂં.

ડોશી ચાહ લાવી તે પી લઇને બોલ્યો "ડોશી મા! ચાહ બહુજ સારો છે. ઠીક. ડોશી મા? ત્હમે એમ માનો છો કે શયતાનને મારી શકાય?

ડોશી—મારી તો શું. ન ખાય પણ હ્હેને હાંકી કઢાય તો ખરો.

નરેન્દ્ર—કેવી રીત્યે?

ડોશી—પ્રાર્થના કર્યાથી.

નરેન્દ્ર હસી પડ્યો.

ડોશી—ખરૂં કહું છું.

નરેન્દ્ર—અને તેથી શું થાય?

ડોશી—બસ. એકદમ નવું જોર આપણામાં આવે. શાન્તિ પ્રસરે.

થોડીવાર આમ બેશી વાતચિત કરી તે ઉઠી ચાલતો થયો. આ વાત હેને મનને તો માન્ય ના થઇ, પણ કાંઇક નહીં જેવી અસર થઇ. હવે તોફાન બંધ પડયું હતું. તડકા નીકળ્યા હતા. આસપાસ ઘણુંજ રમણીય જણાતું હતું. આખો દિવસ હેણે બેઠું બેઠે વિચાર કર્યા કર્યો. હેની આંખ્યો ઉપરથી જણાતું હતું કે કાંઇ નવો નિશ્ચય મનમાં થયો છે. બીજેજ દિવસે આ એકાન્ત વાસ છોડી પોતાને વતન શાન્તિપુર ચાલ્યો ગયો. પોતાના મૂળ રહેવાના રહેઠાણથી ઘણે દૂર બીજી જગ્યાએ જઇને રહ્યો ને ત્યહાં હેને કોઇ પણ ઓળખતું નહોતું કારણ શાન્તિપુર મ્હોટું શેહેર હતું. પોતે પોતાને નરેન્દ્ર તરીકેજ ઓળખાવતો. પોતે શાન્તિપુર શા માટે આવ્યો તે

પોતાનેજ ખબર ના પડી, માત્ર પોતાના વતનમાં આવવાની તીવ્ર ઇચ્છા થઈ એટલુંજ લાગ્યું. પોતાના ઘરમાંજ ભરાઇ રહેતો. અહીં યાં એક વર્તમાનપત્ર લેઈ બેઠા છે. પાનાં ફેરવી ગયો. જીવનમાં કાંઇ ઉદ્દેશ નહોતો, રસ નહોતો. ચુંટણીના હેવાલો પણ અણગમતા થઇ પડયા. કોણ કાઉન્સીલમાં જાય છે તેની હવે હેને શી દરકાર હતી ? તરતજ એક ફકરો નજરે પડયો.

" શ્વેતભાનુની હજી ભાળ મળી નથી. ઘણાનું એમ માનવું છે કે તે આ દેશ છોડી ચાલ્યો ગયો છે પણ કેટલાક એમ માને છે કે હેણે આપઘાત કર્યો છે."

વર્તમાનપત્રો હેના ગુમ થવા વિશે આમ હરવખત છાપતા હશે હેની હેને ખબર નહોતી. હેને લાગ્યું કે દૂનિયામાં કોઇ હેની દરકાર કરતું નથી. અત્યાર લગી કાંઇ ખાસ ઉદ્દેશથી પોતાનું નામ છુપાવતો નહોતો પણ માત્ર એમ કરવાનું સ્ફુરી આવ્યું તેટલા પુરતુંજ નામ છુપાવવા પ્રયત્ન કર્યો હતો. એકદમ કાંઇ વિચાર આવવાથી ઓળખાય નહીં હેવા વેષે બ્હાર નીકળી ગાડીવાળાને બોલાવી ગામમાં નીકળી પડયો. આજ લગી હજામત બીલકુલ કરાવી નહોતી. દાઢી મુંછો વધી ગયાં હતાં. પહેરવેષ પણ વિચિત્ર રાખ્યો હતો.

---

## પ્રકરણ ૧૬ મુ.

---

### કરુણાજનક મશ્કેરી.

---



હજી શ્વેતભાનુ શાન્તિપુરમાંજ હતો પણ ઘર બદલી નાંખ્યું હતું. નોકરમાં ફક્ત એક ઘરડી ડોશી બ્હેરીને લગભગ આંધળીને રાખી હતી ને કોઇને પણ મળતો કરતો નહીં. આખો દીવસ ઘરમાં ભરાઇ રહેતો, માત્ર રાત્રે બ્હાર નીકળતો હતો ને તે પણ બધું ગામમાં શમશમાકાર થતું ત્યારેજ એ શા નિશ્ચય ઉપર આવ્યો હતો તે જાણી શકાતું નહોતું.

એક દિવસ મધ્યરાત્રી પછી બ્હાર નીકળી પડયો. રસ્તામાં

કોઇ રડયો ખડયો માણસ મળતો. સડકો ઉપર દીવા બળતા હતા. ચાલતે ચાલતે ન્યાયની અદાલત આગળ આવ્યો. ભવ્ય મકાન અત્યારે ઘણુંજ ભવ્ય લાગતું હતું.

"ન્યાય," આ દુનિયામાં ન્યાય ક્યહાં છે? કોણ ન્યાયની દરકાર રાખે છે? આખું જગત્ અસત્ય, અન્યાયને ક્રૂરતામાં પચી રહ્યું છે છતાં હું ન્યાય, ન્યાય, કરી રહ્યો છું. ન્યાય ક્યહાં છે?"

ચંદ્ર આકાશમાં પૂર્ણ ખીલ્યો હતો. ઉનાળાના દિવસોને લીધે પાછલી રાતની હવા ખુશનુમા લાગતી હતી છતાં સ્હેજ નહીં જેવી ગુલાબી ઠંડી લાગતી હતી.

"અમુક વ્યક્તિ સારી હોય યા ખોટી હોય તેમાં શું થયું? તે સુસ્ત, આળસુ હોય કે ઉદ્યોગી હોય તોયે શું? કોઇ રમતગમતમાં ફરે છે તો કોઇ કામ કરે છે; કોઇ ધનવાન છે ને કોઇ ગરીબ છે. કેવું વિચિત્ર છે? માત્ર મનુષ્ય ચામાચીડીયા જેવો છે. સૂર્ય ઉગે છે ત્યહારે જન્મે છે ને આથમે છે ત્યહારે મરણ પામે છે. પૃથ્વિની હયાતી સુધી આમ ફારસ ચાલેજ જવાનું. અમુક જણ ઘરડો થઇને મરે છે કે જુવાનીમાં મરે છે એથી લાભહાની ક્યહાં છે? હાવી હાવી દરકાર કોણ રાખે છે?"

એક અટ્ટહાસ્ય કર્યું. પોતાનાજ અવાજથી હૃદય ચમક્યું ધ્રુજી ગયો. શહેર ખાવા ધાતું હોય એમ જણાયું. આડે અવળે ગલી ગુંચીઓને રસ્તે થઇ નદી તરફનો માર્ગ લીધો. આ રસ્તે દીવા લગભગ હોલવાઇ જવા આવ્યા હતા ને શમશમાકાર હતું.

"કેવો બાયલો હું છું? માત્ર ખાઉં છું પીઉં છું, અકળામણ કરૂં છું ને અહીં તહીં ફરી દીવસ પુરો કરૂં છું. મ્હારી પોતાની દૃઢતા, નિશ્ચયનું મ્હારૂં અભિમાન હવે ક્યહાં ગયું? એક ઉંદર જેમ પોતાના દરમાં રહે તેવી સ્થિતિ થઇ ગઇ છે. બ્હાર મ્હારાથી દહાડે નીકળી શકાય નહીં."

નદીના કીનારા ઉપર આવી પ્હોંચ્યો. પાણી શાન્ત વહેતું હતું. ચંદ્રનાં બિંબો પાણીમાં ચળકી રહ્યાં હતાં. પાણી ઉંડું હતું.

પાણીમાં નજર ફેરવી, ફેરવતાંની સાથે કાંઇ વિચાર આવ્યો ને એકદમ કંપારી છુટી. ત્યહાંથી પાછો ફર્યો.

"અંદર કુદી પડવાને કેમ હીમ્મત નથી ચાલતી? શું થવાનું છે? શી દરકાર છે? આપ મુવે પીછુ ડૂબ ગઇ દુનિયાં."

કીનારે કીનારે ચાલવા માંડયું. " સુવાસિનીને મ્હેં કહ્યું હતું હતું કે મનુષ્યત્વ પ્રાપ્ત કરીશ. ખરે ત્હેનું કહેવું સત્ય હતું. હેણે અન્યાય કર્યો હોય તો ત્હેમાં ખોટું શું કર્યું હતું ? મ્હારા જેવો દુષ્ટ, નીચ હેનો પતિ થવા કદી લાયક હોય ? તે કેવી પવિત્ર છે ? એકાદ મહીનામાંજ હું કેવો થઇ ગયો છુ ? હું હેને પરણ્યો હોત તો આ-ટલાજ વખતમાં પાછો હેનાથી કંટાળી ના ગયો હોત ? અને તેને પણ મ્હારી સાથે નીચે ઘસડી હોત. હેને ખરા અંતઃકરણથી હું ચ્હાતો હતો કે નહીં ? ખરી રીત્યે તો હું મ્હારા પોતાનાજ સ્વાર્થને સારૂં ચ્હાતો હતો. છતાં જો ઇશ્વર હોય તો પણ ત્હેણે મ્હને હાલી સ્થિતિમાં આણી મુકયો તે તો ભૂલ્યજ છે. પણ ઇશ્વરને મ્હારા જેવાની શી દરકાર પડી હોય ? "

આમ વિચારમાં ચાલતો હતો તેવામાં થોડે દૂર એક માણસ ઉભો થયો દેખ્યો. તે માણસની બાજુ ઉપર એક સ્ત્રી ઊંઘતી પડી હતી. પેલો મનુષ્ય ઉભા થતાં થતાં બડબડયો--" મ્હને તો ઊંઘ નહીં આવે. "

શ્વેતભાનુ---અહીંયાં આવીને કેમ ઉંઘો છો ?

" કારણ મ્હારે ઉંઘવાને બીજી કોઇ જગ્યા નથી. હું કાંઇ ઘર બાર વાળો નથી. "

શ્વેતભાનુ---ત્હારે ત્હારો અન્ત કેમ આણતો નથી.

" શું કહોછો ત્હમે ? "

શ્વેતભાનુ---નદીમાં કૂદી પડય.

" એક ચાર પૈસા મળે તો હમણાં કૂદી પડું. "

શ્વેતભાનુએ ગજવામાં હાથ નાંખ્યો. એક રૂપીઓ હાથ આવ્યો તે લઇ કહ્યું " લે ચાર પૈસા શું પણ સોળગણા લે. હવે જોઉંછું કેવો ઝંપલાવે છે, "

ઝડપથી રૂપીઓ પેલાએ લઇ લીધો. બરાબર તપાસ્યો ને પછી રૂપીઆ ઉપર થુંક્યો. પેલી સ્ત્રી સૂતી હતી તેની પાસે ગયો ને ત્હેને ઢંઢોળી કહ્યું--" ઉઠય, ઉઠય. "

સ્ત્રી ઉંઘમાં બોલી--ક્યહાં ?

" લે. જોતો ખરી. આ કંઇ દેખાડું. ઉઠય. જાગૃત થા. "

સ્ત્રી ઉઠી ને ઉભી થઇ ને પેલા માણસે ચાલવા માંડયું તેની પાચળ પાછળ ગઇ.

શ્વેતભાનુ—અમ્મા એ ? તું કહેતો હતો ને કે ચાર પૈસા આપો તો નદીમાં ઝંપલાવું.

"તે તો ચાર પૈસા માટે કહ્યું હતું કાંઇ એક રૂપીઆ માટે નહોતું કહ્યું. ત્હમારૂં ભલું થજો."

આમ કહી રસ્તો કાપવા માંડ્યો. શ્વેતભાનુ ખડખડાટ હસી પડ્યો. એ જાણતો હતો કે આ માણુસ નદીમાં કુદી પડનાર નથી, અને તેમ કરવા જાત તો હેને એ અટકાવત. પૈસો મળ્યો ખાવાનું તે સુવાનું બંને મળશે. શ્વેતભાનુએ આગળ ચાલવા માંડયું. નદીના પુલ ભણી ચાલ્યો.

"બરોબર છે. દુનિયા બધી હાવી બાયલીજ છે." પુલ આગળ આવી ઉભો રહ્યો.

"જીવવામાં શો લાભ સમાએલો છે?" કાંઈક પગે અથડાયું. નીચો વળ્યો ને ઝીણી નજરે જોયું. એક પુરૂષનું મડદું પડયું હતું. નદીમાંથી તણાતું તણાતું આવેલું કીનારા ઉપર આવી અટકયું હતું. એકદમ પાછો ફર્યો ને થોડે દૂર જઈ ઉભો.

"અહા ! હાની હીમ્મત ખરી. હાણે તો ઝંપલાવ્યું ખરૂં. કોણ હશે ?'

પાછો મડદા પાસે ગયો ને બારીકીથી જોયું. પુલ તળે અંધારામાં પડ્યું હતું. ચંદ્રનું તેજ ત્હેહાં આવતું નહોતું. પાછો વિચાર આવ્યો કોણ હશે. ગજવામાંથી દીવાસળીની પેટી કહાડી દીવાસળી સળગાવી.

"બરાબર. હું પોતેજ છું. મ્હારા જેટલી ઉમ્મરનો ને મ્હારા જેટલાજ કદનો છે. કપડાં પણ સારાં છે. વિચિત્ર વિચાર આવ્યો.' "પોતે ઓળખાય તેવી નીશાની હેની પાસે જણાતી નથી." બીજી દીવાસળી સળગાવીને બરાબર મડદાની તપાસ કરી. "કોઈ સારો માણુસ જણાય છે. જો કે શરીર તો બધું ફુલી ગયું છે ને બેડોળ થયું છે પણ કોઈ મજુર વર્ગનો તો નથીજ." ઠંડે પેટે મડદાના ગજવામાં હાથ નાંખ્યો. ગજવામાં કાંઈ નહોતું. બટન કાઢી નાંખ્યાં ને બધાં કપડાં તપાસ્યાં. કોઈના ઉપર નામની કાંઈ નીશાની જણાઈ નહીં. ફરી હતાં તેમ બટન નાંખી દીધાં. મડદાના મ્હોં સ્હામું જોઈ રહ્યો. જુવાન મનુષ્ય હતો. પોતાના રૂપને બરોબર મળતો આવતો

હતો. માત્ર બેડોળ થઈ ગયો હતો એટલે ઓળખાય નહી તેમ હતું. કોણ જાણે કેટલાએ દિવસ પાણીમાં રહ્યો હશે.

પોતાના ગજવામાંથી રૂમાલ કાઢયો અને પોતાના હાથ સાફ કર્યા. રૂમાલ ઉપર પોતાનું નામ હતું.

" આતો હુંજ છું. બીજું કોણ હોય ! " કાંઈ ઓરજ વિચાર આવ્યો. " જો બે દીવસથી હુંજ પાણીમાં આમ પડયો હોઉં તો હાવોજ જણાઉં. માત્ર હાના નામ નીશાન કાંઈ નથી. હેને ઓળખવાને બીજું સાધન પણ નથી. હુંજ કેમ નાહોઉં ? કાલ્ય સ્હવારમાં તો કોઈ અહીં આવશેજ અને પછી પોલીસ મડદુ લઈ જઇને ઇસ્પીતાલમાં નાંખશે. ત્હાં મડદું ચીરાશે ને તપાસ શરૂ થશે. હાની પાસે તો કાંઈ નામ નીશાન નથી એટલે અનેક પ્રશ્નો નિરર્થક ઉભા થશે. કોઈ હાની ખબર અતર લેવા આવે એમ છે નહીં. હુંજ શા સારૂ આ મડદું—? "

વિચારોએ તીવ્ર જોર કર્યું. શાન્ત ના રહી શકયો. ઈંતેજારી ઘણી થઈ. આસપાસ નજર કરી. સર્વત્ર શમશમાકાર હતું. નદીનો પ્રવાહ ધીમે ધીમે જતો હતો તેનોજ માત્ર ઝણઝણાટ થતો હતો. પોતાનાં ગજવાં બરાબર તપાસ્યાં. એક જૂનો કાગળ હાથ આવ્યો તે લેઈ પાણીમાં ખુબ પલાળ્યો ને ચોળી નાંખ્યો. તે કાગળ પેલા મડદાના ગજવામાં મૂકયો. હાથ લોહી નાંખ્યા. રૂમાલ પોતાનો લેઈ પાણીમાં પલાળ્યો ને મડદાના બીજા ગજવામાં તે મુકી દીધો. " હવે બાકી નથી રહેતું મડદુ બરાબર તપાસ્યું. " હવે કોઈ વાતનો અંદેશો નહી રહે. કાગળને રૂમાલ; કાગળ મ્હારા નામનો છે, રૂમાલ ઉપર મ્હારૂં નામ છે." છેલ્લીવાર મડદા તરફ જોઈ ચાલવા માંડ્યું.

" બિચારો, કોણ જાણે કોણ હશે ? ગમે તે હોય મ્હારે શું. હેને આમ આપઘાત કરવાની હીમ્મત હતી, મ્હને તો હીમ્મત ના આવી. પણ જે થયું તે ઠીક થયું છે, મ્હને વિચાર સુજી આવ્યો છે. મ્હારૂં કામ થઈ ગયું. "

હવે તે બ્હારથી શાન્ત જણાતો હતો. થોડીવાર કીયે રસ્તે જવું તે વિચારમાં પડયો પણ તરતજ સરિયામ રસ્તો લીધો રોન ફરનાર પોલીસ મળ્યો. શંકાથી શ્વેતભાનુ તરફ જોઈ રહ્યો પણ સારાં કપડાંવાળો, ઉચ્ચ સ્થિતિવાળો જણાયાથી કાંઈ બોલ્યો નહીં.

શ્વેતભાનુ—કેમ જમાદાર સાહેબ ? રોનમાં નીકળ્યા હશો !

જમાદાર—હાજી. નાટકમાંથી આવ્યા ?

શ્વેતભાનુ—હા.

પોતે જે બનાવ નદી કાંઠે જોયો હતો તે બધી હકીકત કહી દેવા મન થયું, પણ મન ખાળી રાખ્યું. કાંઈ પણ ના કહેવું એજ ઠીક હતું. જમાદાર હેને રસ્તે ગયો ને પોતે પોતાને રસ્તે ચાલ્યો ગયો. પોતાના એકાન્ત વાસે આવ્યો એટલે આરામ ખુરશીમાં પડયો ને વિચાર ચાલ્યા. પોતાનું અત્યારનું કૃત્ય એક કરૂણામય મશ્કરી જણાઈ અને હાનું પરિણામ શું આવશે તેનો વિચાર થયો. મડદું જડશે ત્હારે શી વાત ચાલશે તે જાણવાની હવે ઉત્કંઠા થઈ. મનમાં ઓર જાત્યની ખુશાલી થતી હતી. નૂતનપુર છોડયા પછી પોતાના ઓળખીતાથી છુપા રહેવાનીજ તજવીજો કર્યા કરતો હતો. " હવે દુનિયામાં શ્વેતભાનુ તરીકે ઓળખાવવું શા સારૂં ? જૂના મિત્રો ને ઓળખીતા હવે તો બરાબર ઠગાવવાના મડદુ હાથ આવતાં હેમને તો નિશ્ચે ખાત્રી થશે કે આપણે આ જગતને છેલ્લી સલામ કરી છે ? સુવાસિનીનો વિચાર આવ્યો." એ શું કહેશે ? એ ભૂલી ગઈ હશે મ્હને ? ના, ના, એમ તો બનેજ નહીં. જે સ્ત્રીએ મ્હારી સ્ત્રી થવા વચન આપ્યું હતું તે એકદમ ભૂલી તો નાજ જાય. ખરે આજે તો ખરેખરી જગતની મશ્કરી થશે. જેટલા મ્હારા ઓ-ળખીતા છે, મ્હને ઓળખે છે તે બધા ભલે મુરખ બનતા." આ વિચારે હશી પડયો ને પથારીમાં સુવા જતાં મનમાં ઓર જાત્યનોજ રંગ જામ્યો હતો.

બીજે દીવસે હેને ત્હાં કામ કરતી ઘરડી ડોશી કામ કરવા ઘરમાં આવી. એ જાણતી નહોતી કે જહેને ત્હાં એ કામ કરે છે તે કોણ છે ને કોણ નહીં, અને જાણત તોયે હેને કાંઈ લેવા દેવા નહોતી કારણ હેને એ ઓળખતીજ નહોતી.

ડોશી—આજે બપોરના કાંઈ બીજું કામ છે ?

શ્વેતભાનુ—ના. પણ હા સ્હાંજે સ્હાડા છ વાગે બરોબર આવજે. મ્હારે કામ પડશે ને આ લે પૈસા એક વર્તમાનપત્ર લેતી આવજે. બજારમાં વેચાય છે સ્હાંજરે.

ડોશી—બહુ સારૂં. પણ કીયું વર્તમાનપત્ર લાવું ? બે, ચાર વેચાય છે.

શ્વેતભાનુ—ગમે તે લાવજે. બધાંએ લાવજે.

"બહુ સારૂં" કહી ડોશી ચાલતી થઈ. આખો દીવસ પોતે ઘરમાં ભરાઇ રહે. સ્હાંજ પડવા આવી એટલે જરા તલપાપડ થયો. વર્તમાનપત્ર જોવા ઉત્કંઠા થઈ. ડોશી સાત વાગે આવીને સાથે વર્તમાનપત્ર જેટલાં મળ્યાં તેટલાં લેઈ આવીને કહ્યું "લ્યો હવે કાંઈ કામ છે ?" "ના. જા." ડોશી ગઇ એટલે એક વર્તમાનપત્ર લીધું. હામાં જે પોતાને જોઈતું હતું તે શોધવું પડે તેમ નહોતું. પ્હેલેજ પાને એક ફકરો નજરે પડયો. જહેવો તે ફકરો વાંચ્યો કે ખડખડાટ હશી પડયો. ખરે, ખરેખરી કરુણાજનક મશ્કરી છે.

"આજ સ્હવારના પ્હોરમાં મળસ્કે એક જમાદાર રોન ફરતાં નદી ભણી જઇ ચ્હડયો હતો. કુતૂહલથી નદી ભણી જતાં કીનારા ઉપર પુલ નીચે કાંઈ હેની, નજરે પડયું. પાસે જતાં એક પુરુષનું મડદું જણાયું. મડદું દેખાવ ઉપરથી થોડા દીવસ સુધી પાણીમાં રહેલું હશે એમ લાગતું હતું. જમાદારે પોતાની શીશોડી વગાડી કે તરત બીજા બેત્રણ પોલીસના માણસો હેની પાસે આવી પ્હોંચ્યા. મડદાને ઇસ્પીતાલમાં લઇ જવામાં આવ્યું. માજીસ્ટ્રેટ પણ હાજર હતા. તપાસતાં મડદાની ઓળખાણ હાથ આવી હતી. એક કાગળ હતો અને એક રૂમાલ તેના ગજવામાંથી મળી આવ્યાં હતાં. રૂમાલ ઉપર મરનારનું નામ હતું. આ ચીજો ના મળી આવી હોત તો મરનાર બીલકુલ ઓળખાત નહીં કારણ મ્હોં બેડોળ થઈ ગયું છે. ઘણીજ દીલગીરી સાથે જણાવીયે છીયે કે રૂમાલ ને કાગળ ઉપર શ્વેતભાનુનું નામ હતું. હમારા પણ વાંચનારાઓએ શ્વેતભાનુનું નામ સાંભળ્યુંજ હશે. કોલેજમાં ઉજ્જ્વલ કાર્કીર્દી કાઢ્યા પછી કાઉન્સીલમાં જવા માટે નૂતનપુર તરફથી ઉમેદવાર તરીકે તે બ્હાર પડયો હતો અને ઘણાને હેને વિશે ઉચ્ચ અભિપ્રાય હતો. ત્હેના લગ્ન એક પૈસાદાર ને ઉચ્ચ કુટુમ્બની કન્યા સાથે થવાનાં હતાં, પણ લગ્ન બંધ રહ્યાં હતાં. હાનું કારણ ગમે તે હોય પણ સાધારણ માન્યતા હેવી છે કે આમ બનવાથી આ પુરુષનું મન અસ્વસ્થ થયું હતું. નૂતનપુરમાં જે દીલગીરી ભરેલો બનાવ હમે પ્હેલાં છાપ્યો હતો તે બન્યા પછી શ્વેતભાનુ કોઇપણ જગ્યાએ માલમ પડયો નહોતો અને આજ સ્હવારે જે વાત બની તે શિવાય હેના રહેઠાણની કોઇને પણ ખબર નહોતી.

મરનારને મિત્રો ઘણા થોડાજ હતા. લગ્ન થવાનાં હતાં તે પ્હેલાં તો તે એક સંન્યાસી જેવો એકાન્તમાં રહેતો હતો. આ હકીકત હમારે ઘણી દીલગીરી સાથે લખવી પડે છે કારણ હમે ચોક્કસ માનીયે છીયે કે જો એ જીવતો હોત તો ઉજ્જ્વલ કારકીર્દીથી ભવિષ્ય ઝળકાવત ને દેશને પણ એક જે ખોટ્ય હવે પડી છે તે ખોટ્ય ના પડત."

વર્તમાનપત્ર ફેંકી દીધું. "ઠીક. મ્હારી ઇચ્છા મુજબ બને જાય છે."

બીજાં વર્તમાનપત્ર વાંચ્યાં અને દરેકમાં હાવીજ હકીકત લખેલી જણાઇ. કોઇક મરનારના ગુણજ ગાતું હતું ને કોઇક નીશાના દુર્ગુણો ઉપર નિબંધ લખી ઉપદેશ કરતું હતું. પોતાનાજ મરણની ખબરો વાંચવી એ વિચિત્ર અનુભવ હતો, પણ હેને મન આ ભાવતી વાત હતી. આજના જેવી મજા હેને હમણાં હમણાં બીલકુલ પડી નહોતી. ઘરમાંથી બ્હાર નીકળ્યો નહીં. પોતે જે ફારસ કર્યું હતું તેની કોઇને પણ ખબર ના પડે તેવું એક પણ કૃત્ય કરવા નિશ્ચય કર્યો હતો. છેક પુરેપુરૂં ફારસ ભજવાય તે જોવાની ઇચ્છા હતી; આ ફારસનો અંત પણ જલદી આવ્યો કારણ મડદાની તપાસ શરૂ થઇ હતી. મરનાર કોણ છે તે જાણવું મુશ્કેલ ના પડ્યું કારણ પુરાવો તેના શરીર ઉપરથીજ મળી આવ્યો હતો. શ્વેતભાનુને તેના ગુમ થયા પછી કોઇયે પણ જોયો નહોતો. તે નીશાબાજ હતો તે ઘણા જાણતા હતા તેથી જ્યુરી જે મળી હતી તેણે આપઘાત કર્યો છે હેવું મત આપ્યું.

વળી વધારેમાં એકબીજો અજાયબ બનાવ બન્યો હતો. શ્વેતભાનુનો વકીલ જ્યુરી આગળ આવ્યો હતો ને ત્હેણે જણાવ્યું કે મરણ વખતે એક વીલ ત્હેણે પોતાની સહી કરી કરેલું છે તે મ્હારી પાસે છે. તેમાં તે લખે છે કે મ્હારા મરણ પછી દસ વર્ષ સુધી મ્હારી મીલ્કત વ્યાજ સાથે એકઠી થવા દેવી ને ત્યાર પછી તે અનાથાશ્રમમાં આપી દેવી. વકીલ જૂનો ને પ્રખ્યાત હતો તેથી જ્યુરીનું મત એજ બંધાયું કે અસ્વસ્થ મનની સ્થિતિમાં આપઘાત કર્યો છે. મડદુ તેથી બાળી દેવાનો હુકમ મળ્યો. ને તે બાળવાનું ખરચ શ્વેતભાનુની મીલ્કતમાંથી કરવું. શ્વેતભાનુએ દાઢી મુછો વધારી દીધાં હતાં. વેષ પણ વિચિત્ર રાખ્યો હતો. કોઇથી બીલકુલ ઓળખાય નહીં હેવો થઇ ગયો હતો. હેના મિત્રો પણ હેને ઓળખે નહીં હેવો ચ્હેરો હાલ હેનો હતો. પોતે પણ સ્મશાનમાં મડદુ બાળવા ગયો.

વકીલ પણ ત્યહાં હાજર હતો, બીજા મિત્રો ઇન્દુ મહેશને રમેશ પણ હાજર હતા. આ વખતે તે ખડખડાટ હશી પડયો હોત. હાવી વિચિત્ર મશ્કરી કોઇ દીવસ હેણે નહોતી કરી. સ્મશાન ભૂમિ ઉપર આવેલા લોકો તરફ દૃષ્ટિ કરીને તેમનાં મ્હેરા ઉપર શું જણાય છે, તે જાણવા પ્રયત્ન કર્યો. ઇન્દુ વિચારમાં પડેલો હતો બાકી બીજા દરકાર વિનાના જણાતા હતા. "પોતાનું મડદુ બળતું જોવાનો અનુભવ મ્હારા શિવાય બીજા કોઇને મળ્યો નહીં હોય. છતાં આપણુ અનુભવ લેવા જેવું છે." સ્મશાનથી પાછાં વળતાં સ્હાંજ પડી ગઇ હતી. ગામનાં વર્તમાનપત્રો બજારમાં વેચાતાં હતાં. આજના વર્તમાનપત્રમાંના અગત્યના બનાવોનાં મથાળાંનું એક પાટીઉ ઉભુ કરી વર્તમાનપત્ર વેચનારો છોકરો બુમો પાડતો હતો.

"કેફની મ્હોંકાણુ; એક બાહોશને મહાશક્તિવાન પુરુષનો દીલગીરી ભર્યો અંત."

વર્તમાનપત્ર વેચાતું લીધું ને પોતાને ઘેર જઇ નીરાંતે ફ્કરો વાંચવા માંડયો.

"ઠીક. છેવટે જગતને હું કામનો તો જણાયોછું. થયું. હવે જગતને મન હું મરી ગયોછું. શાન્તિપુરના લોકોએ નજરે મ્હને બાળતાં જોયો છે. સારૂં. મ્હારે ખરચેજ મ્હારૂં મડદુ બળાયું છે એટલે સારૂં છે. ધર્માદા ખાતામાંથી ખરચ થયું નથી એ પણ સારી વાત છે. હવેથી શ્વેતભાનુ મરી ગયો છે ને તેની જગ્યાએ બીજો ઉત્પન્ન થયો છે. હવે મ્હારી બાજી પૂરી રમવાને આગળ સાવધાન રહી પગલાં લેવાં જોઇયે."

---

## પ્રકરણ ૧૭ મું.

### સુવાસિનીને મરણ સમાચાર.



વધામ ગામની બ્હાર એક સુશોભિત ભવ્ય મકાનના ન્હાના પણ સુવાસિતને મનોરંજક બાગમાં અશોકના ઝાડ નીચે આરામ ખુરશીમાં સુવાસિની બેઠી છે. પાસે બીજી ખુરશી ઉપર જનાર્દન પણ બેઠેલા છે ને વર્તમાન પત્ર વાંચવામાં લીન થયા છે.

એક બીજાં કાંઇ બોલતાં નહોતાં. સુવાસિની ખુશનુમા હવામાં આવેલી હતી છતાં હજી ફીક્કી જણાતી હતી. મૂળની ચંચલતા જતી રહી હતી. આંખ્યોમાં પણ પ્હેલાંના જેવો ઉત્સાહ જણાતો નહોતો.

સુવાસિની—કાકા ? હવે તો મ્હને આપણે પોતાને ઘેર જવાનું મન થયું છે.

જનાર્દન—હાવી રમણીય જગ્યા છોડી ઘેર ત્હને ગમશે નહીં,

સુવાસિની—તે હું જાણુંછું પણ હવે તો અહીં પણ ગોઠતું નથી. કાંઈ કામધંધા વિના સુજ પડતી નથી.

જનાર્દન—ત્યાં જઈશું એટલે પાછી જૂની વાતો યાદ આવશે ને ઓળખીતા પાળખીતા આવીને એનીએજ વાતો કર્યા કરશે.

સુવાસિની—ભલે કરે. આપણે આમ આવતાં રહ્યાં એજ ભૂલ્ય કરી છે.

જનાર્દન—અરે પણ લોકોની કુથલી ને વર્તમાનપત્રોએ ત્યાં આપણને જંપવા ના દીધા હોત.

સુવાસિની—હેની કાંઇ મ્હને તો પરવા નથી.

જનાર્દન—હજી ત્હારા મનમાંથી પેલો ભૂલાયો નથી ને ત્યાં જવું ઠીક નથી.

સુવાસિની—ના, ભુલાયોતો નથીજ.

જનાર્દન—ત્હારે કહુંછું કે, હેને ભુલીજા. થોડા દીવસ ઉપર નહોતુ વાંચ્યું કે એ તો ભાષણ આપવા જતે પ્લેટફોર્મ ઉપર નીશામાં ગબડી પડયો હતો ને લોકોએ પાછળ પડી ગામમાંથી હાંકી કાઢયો.

સુવાસિનીનું મન વ્યગ્ર થયું પણ કાંઈ જવાબ આપ્યો નહીં.

જનાર્દન—ઠીક થયું તે ગામ છોડીને ગયો ને પછી કાંઈ પણ હેનો પત્તો ના લાગ્યો.

સુવાસિની—એ તો મ્હને ખબર છે.

જનાર્દન—ત્હેં વાંચ્યુ હતું ?

સુવાસિની—હા.

નોકર કેટલાક કાગળો ને વર્તમાનપત્રો લેઇને આવ્યો. એક ખાલી ખુરશી ઉપર તે બધાં મુકયાં. થોડીવાર પાછું કોઈ બોલ્યું નહી. સુવાસિનીના મનમાં વિચાર ઘોળાતા હતા. શ્વેતભાનુના શબ્દોના રણકારા કાનમાં વાગ્યા કરતા હતા. ત્હેણે કહ્યું હતું કે “ જો

ઇશ્વર હોય તો તે ઇશ્વરે ત્હમને મ્હારાં ઉદ્ધારનાં સાધન બનાવ્યાં છે." હામાં કેટલું સત્ય હતું તેનો વિચાર કરતી હતી. હજી પણ પોતાના હૃદયની સ્થિતિ બરાબર સ્હમજી શકતી નહોતી. રમેશનો કાગળ લગ્નના પ્હેલે દીવસે વાંચ્યો. ત્હારથી બધી હેની આશાઓ ધુળ મળી હતી. જીવન અસહ્ય લાગતું હતું. ક્રોધ, નિરાશા, સ્વમાન, પ્રેમ એમ એક પછી એકએક બીજા ઉપર સ્વામિત્વ મેળવતા હતા અને આ હૃદયભૂમિ ઉપરની લ્હડાઇથી હૃદય ચીરાયું હતું.

જનાર્દન—સુવાસિની? વર્તમાનપત્રમાં જ્યહારથી મ્હેં વાંચ્યું ત્હારથી એ સુધર્યો છે એમ દેખાડતો હતો તે બધી દગલબાજીની રમત હતી એમ ખાત્રીજ થાય છે. હવે એમ ધાર્ય કે ભૂતકાળ ભૂલી જઇએ ને એ ખરી રીત્યે સુધર્યો હોય તો તું હેને પરણે?

સુવાસિની—ના.

હોઠે આવેલાજ શબ્દો બોલી દીધા. જનાર્દનને આથી શાન્તિ વળી.

સુવાસિની—એ તો એક દુષ્ટ, નીચ, ઠગજ હતો. કોઇ પણ રીત્યે હેની વર્તણુક સારી નહોતી. એકલો નીશાબાજ હોત તો તો વખતે હું હેને ક્ષમા કરૂં—પણ—

જનાર્દન—નીશાબાજ હોય તો તું પરણત?

સુવાસિની—બીલકુલ નહીં. મ્હારૂં કહેવું એમ નથી.

જનાર્દન—એ તો બીલકુલ આવકાર કે માનને લાયકજ નહોતો.

સુવાસિની—મ્હને તો હવે આપણે ઘેર જવાની ઇચ્છા છે. કાંઇ કામે વળગવા મન થાય છે. અહીં આવતા રહેવામાં બ્હીકણનાસું દેખાડયું છે. આપણે કાલ્ય જઇયે.

જનાર્દન—એમ એકદમ નહીં. છતાં ત્હારી મરજી વિરૂદ્ધ આપણે અહીં નહીં રહીયે. વિચાર કરીશું. પણ આ કાગળો ને વ-ર્તમાનપત્રો તો વાંચીયે.

એક ન્યુસપેપર લેઇ ફોડયું ને વાંચવા શરૂ કર્યું. એકાદ મીનીટ પણ નહીં થઇ હોય ને ચીસ પાડી ઉઠી વર્તમાન પત્ર હાથમાંથી પડતુ મૂકયું.

જનાર્દન—શું છે? શું થયું? સુવાસિની?

તે કાંઇ બોલી નહીં. ઉંચે આકાશભણી બ્હેબાકળા માફક ફાટી નજરે જોઇ રહી.

જનાર્દન—સુવાસિની! કહે તો ખરી શું છે?

બોલ્યા વિના વર્તમાનનત્ર તરફ આંગળી કરી. જનાર્દન કોઇક શાન્ત થયો ને વર્તમાનપત્ર લીધું. વાંચતાંવાંચતાં વિચિત્ર લાગણી થઇ. હેમાં શ્વેતભાનુના મરણની અથથી તે ઇતિ સુધીની હકીકત લખી હતી. વાંચી રહ્યા પછી સુવાસિની તરફ જોયું. હજી પણ તે તો ફાટી નજરેજ જોઇ રહી હતી.

જનાર્દન—સુવાસિની ? જે પગલું ત્હેણે ભર્યું હતું તે બરોબર જ છે. જે દિવસે તેણે આપણા ઘરમાં પગ મૂકયો તે દિવસ અપ-શુકનીયો હતો. ત્હારા મનની સ્થિતિ હું સમજી શકું છું. હેના મરણનું કારણ તું પોતાને સ્હમજે છે પણ તે ખોટું છે. હેનો અંત હેના પોતાનાજ કૃત્યથી આવ્યો છે. તે બ્હારથી સુધરેલો દેખાડતો હતો પણ હમ્મેશાં નીશામાંજ રહેતો હતો.

સુવાસિની—કાકા ? હવે ચાલો અંદર જઇયે કારણ—

પુરૂં બોલ્યા શિવાય ન્યુસપેપરો ને કાગળો ઉચકી લઇ ઉભી થઇને ધીમે પગલે ઘરમાં જઇ પોતાના સુવાના ખંડમાં ગઇ. એકા-ન્તમાં બનેલા બનાવ ઉપર વિચાર કરવા મન દોડયું. હેનું મન આ ખબર વાંચી હબકી ગયું હતું છતાં મગજ જોઇયે તેવું ઠેકાણે હતું. શ્વેતભાનુના મરણથી હેના જીવનમાં નવી સ્ફૂરતી આવી. જ્યહારે તે જીવતો હતો ત્યહારે સુવાસિનીનું નામ જ્યહાં ત્યહાં લઇ જાહેરમાં હેને અપમાન કરતો હતો તેથી પોતે જે કામ કર્યું છે તે બરોબરજ કર્યું છે એમ લાગતું હતું. પણ હવે તે મરણ પામ્યો છે એટલે સ્થિતિ બદલાઇ છે. હેને એમ લાગતું હતું કે વખતે એ જીવતો હતો ત્યહાં સુધી પાછો પોતાના સમાગમમાં આવે તે હેને બ્હીક હતી, પણ હવે તો આ જીવનમાં તેમ થાય એમ નથી માત્ર એ એક હતો એટલુંજ યાદ રહેવાનું. ત્હેની મરણ વખતની સ્થિતિ કેવી હશે તેનો ખ્યાલ આવ્યો. વિચાર થયો કે પોતે હેને પરણી હોત તો શું ફળ આવત. હેનું મરણ નિવારાત કે કેમ અને પોતે હેના ઉજવલ ભવિષ્યનું સાધન થઇ પડત કે નહીં ? આ બાબતની મનને ખાત્રી ના થઇ. જે સુધારો પોતાની વર્તણુંકનો બ્હારથી દેખાડતો હતો તે ઢોંગ હતો એમ લાગ્યું; અને કદાચ તે ખરી રીત્યે સુધર્યો હોત તો પણ તે ઉપર ઉપરમાંજ સુધારો હોત. હેને પોતે ખરી રીત્યે ચ્હાતી હોત તો આ મરણ સ-માચાર આમ શાન્ત ચિત્તે સાંભળી શકત નહીં.

ફરીથી મરણની હકીકત વાંચી. મરણ તે હેનુંજ થયું હેમાં શક નહીં. એકદમ તે જે વખતે છેલ્લો હેને મળ્યો હતો તે વખતનો દેખાવ યાદ આવ્યો. પોતે બીજા કોઇને ના પરણવાનું વચન આપેલું તે યાદ આવ્યું. આ વચન આપેલું તે વખતનો ત્હેના મ્હોંનો ચ્હેરો કેવો થયો હતો તે સાંભરી આવ્યો. પરણવાનો સવાલજ મનને દુઃખ કરતો હતો. પરણવાનો તો એકકે ખુણે વિચારજ નહોતો. મ્હોટેથી મોકળું મૂકી રોવા ઇચ્છા થઇ પણ આંખ્યનાં આંસુ સુકાઇ ગયાં હતાં. ઇન્દ્રીયો બ્હેર મારી ગઈ હતી તેથી કોઈપણ લાગણી હૃદયમાં થતી નહોતી, છતાં નૂતનપુરના ભાષણ વખતે મેજીકલેન્ટર્નમાં પોતાની છબીને જનાર્દનની છબી દેખાડી હતી તેથી ગુસ્સે થઇ અને પોતાનું નામ એક હાવા નીશાબાજના મ્હોંમાંથી નીકળે તે તેને ઘણું લાગ્યું. શ્વેતભાનુના મરણથી આ બધી લાગણીઓનો અંત આવવો જોઇતો હતો. હવે તો પોતાનાં કૃત્યનું પ્રાયશ્ચિત હેને મળી ગયું હતું. જનાર્દન તે જ્હાં હતી ત્હાં આવી પ્હોંચ્યા ને કહ્યું—" હવે કહે આપણે ક્યારે અહીંથી જવું છે ?

સુવાસિની—ત્હમારી મરજી.

શાન્તિપુર પાછા જવાનો વિચાર હવે કાંઇ થતો નહોતો.

જનાર્દન—હું શાન્તિપુર જવાની વાત નથી કરતો.

સુવાસિની—ત્યારે ?

તે ત્હેની પાસે બેઠા ને એક કાગળ ગજવામાંથી કાઢીને કહ્યું—" જો મ્હેં એક કામ કર્યું છે. શાન્તિપુરથી હું કંટાળ્યો છું. મ્હારો વેપાર જેમ ચાલે છે તેમ ચાલે જશે. વિશ્વાસુ માણસો ત્હાં કામ કરે જાય છે. આપણી પાસે જોઇયે તેથી પણ વધારે છે. કોઇકવાર ત્હાં જવું પડશે તો જઇ આવીશ પણ જાથુનું ત્હાં રહેવું મ્હને હવે ગમતું નથી.

સુવાસિની—ઠીક.

જનાર્દન—થોડા વખત ઉપર એક જાગીર વેચાવવાની મ્હને ખબર પડી. આ જાગીર સારાં હવાપાણી વાળી જગ્યાએ આવેલી છે. નૂતનપુરથી ત્રીસેક માઇલને છેટે છે. મ્હેં મ્હારા માણસને તે ખરીદી લેવા હુકમ આપ્યો ને તે હવે લખે છે કે જાગીર ખરીદી છે ને ત્યાં જે જોઇયે તે બધી વ્યવસ્થા કરી છે. જગ્યા બહુજ રમણીય છે. મકાન ઉંચી ટેકરી ઉપર છે અને દાક્તરો પણ આ જગ્યાનાં હવાપાણીમાં રહેવા ભલામણ કરે છે.

સુવાસિનીને રસ પડયો તેથી પૂછ્યું. "કાકા ? ત્હમે એ જગ્યા જોઇ આવ્યા છો ખરૂં ?

જનાર્દન—હા. એએક દીવસ હું ત્હાં રહ્યો હતો. મીલ્કત સારી છે. આપણી જમીન જે આસપાસ છે તે પણ ફળદ્રુપ છે. હરણનાં તો ટોળેટોળાં ત્હાં નજરે પડે છે. પક્ષીઓ પણ જાત્યજાત્યનાં છે ને રમણીય, કલ્લોલ કરવા જેવી જગ્યા છે.

હાવી રમણીય જગ્યા હાથ આવી જાણી સુવાસિની કાંઇ ખુશી થઇ તેથી જનાર્દનને પણ ખુશી થઇ કે હેનું મન પોતે બીજી બાજુ તરફ વાળી શકયો.

સુવાસિની—કાકા ? આપણે ત્હાં હાલને હાલતો કેમ જઇ શકીશું ?

જનાર્દન—તરત જવાય એમ છે કેમકે મકાનમાં જે જે જોઇયે તે બધી સગવડ છે કેટલોક ફેરફાર તો કરવોજ પડશે પણ તે કરતાં કાંઇ વાર લાગવાની નથી.

સુવાસિની—હું હમણાં તો ત્હાં આવવાની હા કહું પણ પછીથી ધારો કે ત્હાં રહેવું ના ગમે, અસહ્ય થઇ પડે તો શું કરવું ?

જનાર્દન—ત્હાં ના ગમે એમ છેજ નહીં ને વખતે ના ગમે તોપણ કાંઇ નાંખેલા પૈસા જવાના નથી.

સુવાસિની—શાન્તિપુર પાસેનાં આપણાં મકાન વેચી દેશો ?

જનાર્દન-હમણાં નહીં. શાન્તિપુર પાસે પણ આપણે મકાન જોઇયેજ.

સુવાસિની—બહુ સારૂં ત્હારે.

સુવાસિનીને આ બધી બીના, શ્વેતભાનુનું મરણ, ને તે સાથેજ નવી જગ્યાએ રહેવા જવાનું તે બધું અજાયબ લાગ્યું. હેને કાંઇ મનમાં એમજ લાગવા માંડયું કે શ્વેતભાનુ મરી નથી ગયો પરંતુ પાછાં વર્તમાનપત્રો બીજાં વાંચ્યાં ને તે બધાંમાં પૂર્ણ હકીકત વાંચી એટલે ત્હેના મરણની ખાત્રી થઇ. જનાર્દને આ મીલ્કત ખરીદી તેથી નીરાંત વળી કારણ સુવાસિની હાવી જગ્યામાં પોતાના મનમાંથી દીલગીરી કાઢી નાંખશે ને તે જગ્યાની આસપાસ જે બધો ગરીબ વર્ગ છે તેને ધીમે ધીમે કેળવી ઉચ્ચ સ્થિતિએ લાવશે ને હેવા કામમાં પડશે એટલે પેલાને વિસરી જશે. થોડા દીવસ અહીં રહીને તે પોતાની નવી જગ્યાએ રહેવા ગયાં.

---

## પ્રકરણ ૧૯ મું

### સુવાસિનીનો આશ્રમ.

નવા આશ્રમમાં રહેવા આવ્યા પછી તેમણે પોતાને જોઇએ તેવી સગવડ કરીને કેટલેક દીવસે ઠેકાણે પડયાં. મકાન ઉંચી ટેકરી ઉપર હતું ને તેના ઓટલા ઉપર બેઠે બેઠે ઘણે દૂર સુધી આસપાસની રમણીય જગ્યાનો દેખાવ ઘણો સુશોભિત લાગતો હતો. બાગમાં ઘણાં ઉંચાં ઉંચાં ઝાડો હતાં. આખા ક્યારાના ક્યારા મોગરા ને ગુલાબનાજ હતા. દૂર દૂર ખેડેલી જમીનમાં લીલીછમ ઘાસ ઉગી હતી. બગીચાના ઝાડ ઉપર રંગબેરંગી વિચિત્ર પક્ષીઓ ફળ ખાતાં ખાતાં પોતાના મધુર સ્વરથી આનંદ આપતાં હતાં ને હવામાં ફુલોનો સુવાસ મ્હેકી રહ્યો હતો.

પ્હેલાં થોડા દીવસ હાવા રમણીય દેખાવને પક્ષિઓનાં ગાન સાંભળવા તથા જોવામાં ગયા. સ્હાંજરે આસપાસની જગ્યામાં ફરવા જતી ને પોતાનું જીવન અહીં કેવું વ્યતીત થશે તે વિચારતી હતી. સ્હાંજરે ફરીને પાછાં ફરતાં ગોવાળીઆઓને ખેડુતનાં લાંબા રાગનાં ગાયનો તથા વાંસળીઓનો મધુરનાદ આનંદ આપતો હતો. ઘેટાંનાં બચ્ચાંઓ જરાક જરાકમાં કૂદમકૂદા કરી રહેતાં પોતાની માની પાછળ દોડતાં ને કેટલાંક તાજાં જન્મેલાંને ભરવાડ ટોપલામાં કે પોતાના ખભા ઉપર ઉચકી લઇ ચાલતો તે વિગેરે જોવામાં કાંઇ ઓર આનન્દ ઉપજતો હતો. અડધાએક માઇલ ઉપર એક નદી વ્હેતી હતી. પાણી ઘણું નિર્મળ હતું.

જનાર્દને આ સ્થળ ખરીદ્યું તે ડહાપણભરેલુંજ હતું, કારણ સુવાસિનીની પ્રકૃતિને આ ઘણું અનુકુળ આવતું હતું. હેના મનની દીલગીરી કેટલેક અંશે દૂર થવા માંડી હતી. શ્વેતભાનુના મરણની સાથેજ હાવી જગ્યા પોતાને ખરીદવાની તક મળી તેથી જનાર્દન ઇશ્વરનો ઉપકાર માનતો હતો. જનાર્દને કાંઇ પૈસા વેડફી નહોતા દીધા. પૈસાનો વ્યય કેમ કરવો ને પોતે સારી રીત્યે સ્હમજતો હતો.

લોકોમાં જો કે તે ધર્માદામાં પૈસો કાઢનાર તરીકે નહોતો ઓળખાતો છતાં જનસમૂહના કલ્યાણ અર્થે પોતે કેડ કશી કમાયેલો પૈસો હેના કરતાં વધારે કોઇ ખરચતું નહોતું. આ સ્થળ ખરીદવાનું એવડું કારણ હતું. સુવાસિનીને હવાફેર, સ્થળફેર થાય, હેની દીલગીરી દૂર થઇ મન સ્વસ્થ થાય તે એક ઉઘાડું કારણતો હતુંજ પણ બીજું કારણ એ હતું કે આસપાસ ગામોમાં જે લોકની વસ્તી હતી તે લોકો જગત્-પ્રત્યે, ધર્મપ્રત્યે બેદરકાર હતા, ગરીબ સ્થિતિમાં હતા, વ્યસનોથી પૂર્ણ હતા તેમની સ્થિતિ સુધારવાનું કામ પોતાથી તથા સુવાસિનીથી બની શકે તે પણ મુખ્ય કારણોમાંનું એક હતું. પોતાની કરેલી સખાવતોનાં તે બણગાં ફૂંકતો નહીં. વર્તમાનપત્રોમાં ફકરાઓ મોકલી લોકોની દૃષ્ટિ પોતાના તરફ વાળવા બીલકુલ પ્રયત્ન કરતો નહીં. ઈશ્વરે પોતાને પૈસો આપ્યો છે તે પોતાના એકલા સારૂ આપ્યો નથી પણ જનસમૂહને પોતાથી બને તેટલો ફાયદો કરી આપવા એક વિશ્વાસ રાખી સોંપરત કર્યો છે તેમ સ્હમજતો હતો. તે જાણતો હતો કે સ્થળ બદલવાથી માત્ર સુવાસિનીનું મન બદલાવવાનું નથી પણ જૂદા પ્રકારનું કામ હાથ આવતાં તેમાં ઉત્સાહ વધતાં તે પોતાની મૂળ પ્રકૃતિ ઉપર પાછી આવશે.

સુવાસિનીને કાંઇક ઉત્સાહ થતો જોઇ તે આનન્દ પામ્યો. પોતે ઘણી વખત હેની સાથે ફરવા નીકળતો. આસપાસના ખેતરોમાં જઈ ખેડુતવર્ગ સાથે વાતચિત કરતો. ઘણી વખત પોતાના બાગમાં બેશીનેજ વાતોનાં ગપ્પાં મારતાં, પક્ષિઓના મધુર સ્વર સાંભળતાં. બાગમાં અનેક જાત્યના ફેરફાર કરવા વિવેચન કરતો.

જનાર્દન—સુવાસિની ? અહીં ત્હને આનન્દ પડે છે નહીં ?

સુવાસિની—ત્હમે જાણોજ છોતો.

જનાર્દન—હું ધારૂં છું તુ અહીં સુખી થઇશ.

સુવાસિની—એમ ધારૂંછું ખરી.

જનાર્દન—આપણે અહીં આપણા ઓળખીતાઓને બોલાવીયે. ત્હારી બ્હેનપણીઓને પણ બોલાવીયે તો ઠીક કારણ ત્હને આમ છેક એકલાં રહેવું ઠીક નહીં લાગે.

સુવાસિની—ના, ના—હું એકલી પડતી નથી. હમણાં થોડા દીવસ મ્હને એકાન્તમાં રહેવા દ્યો, પછીથી—

જનાર્દન—પછીથીએ ત્હને બ્હેનપણીઓની તો જરૂર પડશેને ?

સુવાસિની—ના, ના, પણ હજી હમણાંથી શું કહી શકું ? વખતે જરૂર પડે પણ ખરી અને કોઇ હોય તો સારૂં પણ ખરૂં, પણ હું તો બીજો વિચાર કરૂં છું.

જનાર્દન—આસપાસના રહેવાશીઓ હું ધારૂં છું કે બધાં ધીમે ધીમે અહીં મળવા આવશે ખરા.

સુવાસિની—હું નથી ધારતી કે એ આવે.

જનાર્દન—કારણ ?

સુવાસિની—ખેડુતવર્ગ કોઇ આવશે નહીં કારણ હેમને મન આપણે બહુ મ્હોટાં લાગીશું ને બીજા લોકોને શી પડી છે કે કારણ વિના આવે ? ને વળી અહીંના બધા અતડા છે, ધર્મ તરફ બેદરકાર છે ને ત્હમારી પાસે ધર્મની વાતો રહી. એટલે તેથી પણ એ લોકો આપણી પાસે બહુ નહીં આવે.

જનાર્દન ખડખડાટ હશી પડયો ને કહ્યું-ભલે નહીં આવે તો આપણે એકલા નહીં પડી જઇયે પણ મ્હને તો ત્હારી ભૂલ્ય જણાય છે.

સુવાસિની—આ લોકો આપણને મળતા આવે ને હેમની સાથે હળીએ મળીએ હેવી ઇચ્છા ત્હમને થવાનું શું કારણ છે ?

જનાર્દન—ઇચ્છા શેની ? આ તો એક વિચાર આવ્યો તે ત્હને કહુંછું.

સુભાસિની—એ આશાજ ફોગટ છે. જૂવોને તે દિવસે પેલો આવ્યો હતો તે વખતે ત્હમે ધર્મ સંબંધી વાત કાઢી ત્હારે કેવો જડ જેવો થઇ ગયો ને અણગમો હેના મ્હોં ઉપરથી જણાતો હતો ?

જનાર્દન—હા. એ વાત તો ખરી.

સુવાસિની—વળી ત્હમે હેવી વાતો કરતા હતા ત્હારે એ પોતાનાં બૈરાં ને છોકરાંની વાત કરવા મંડયો ને બ્હાનું કાઢી જતો રહ્યો. પુરૂં ત્હમારૂં સાંભળ્યું પણ નહીં.

જનાર્દન—પણ એતો ખરેખરો મુરખા જેવો હતો; મતલબી હતો માટે.

સુવાસિની—ના. ના. અહીંનું તો વાતાવરણજ કાંઇ જૂદું છે. મ્હને પોતાને હેમાં કાંઇ નથી. પણ જે લોકો ધર્મ સંબંધી બેદરકાર છે તેમનાં ભેગાં રહેવું એ ઇચ્છવાયોગ્ય નથી. છતાં આપણે હેમાં શી લેવા દેવા છે ? ઠીક બધું થઇ પડશે પણ હું એક પૂછું કાકા ?

જનાર્દન—હા કહેને શું કહેવું છે ?

સુવાસિની—ત્હમારી પાસે પૈસો કેટલો છે ? પુષ્કળ છે કે સાધારણ ?

જનાર્દન—હું ધારૂં છું કે પુષ્કળ છે.

સુવાસિની—ત્હારે લોકો આ જાણશે એટલે તો અણગમતી વાતો પણ હેમને ગમતી થશે ને તરછોડાતાં, અપમાન પામતાં પણ તણાતા, ઘસડાતા આવશે.

જનાર્દન—તું વળી હાવા વિચારની ક્યારે થઇ ?

સુવાસિની—એમ નહીં. મ્હને તો આ લોકોનો વિચાર આવે છે. ભવિષ્યમાં આપણે અહીં શું કરવું તેનો મ્હને વિચાર આવ્યો છે.

જનાર્દન—શો વિચાર ?

સુવાસિની—અહીં મ્હારે મ્હારૂં જીવન કેમ ગાળવું તે વિશે.

જનાર્દન—કેવી રીત્યે ગાળવું છે ?

સુવાસિની—અહીં આમ સુસ્ત બેશી રહેવું એ તો ઠીક નહીં. જેટલું શેહેરમાં કામ કરી શકીયે તેથી વધારે અહીં કરી શકીયે એમ છે પણ અહીંના કામનું રૂપ જૂદું છે પણ તેથી કાંઇ તે ઓછા મહત્વનું નથી.

જનાર્દન—એમ તો મ્હને પણ લાગે છે, પરંતુ ત્હારા વિચાર શા છે તે તો કહે ?

સુવાસિની—આસપાસના જે લોકો છે તેમની સર્વ પ્રવૃતિનું મધ્યબિન્દુ આપણું આ મકાન કરવું.

જનાર્દન—વિચાર તો સારો છે. પણ વિગતવાર ખુલાસો કર્ય કે કેવી રીત્યે એમ કરવું. આ બધા ગામડીઆઓ તથા બીજા લોકોને અહીં નોતરાં દઇ બોલાવીશ, જમવા તેડીશ કે રમતગમત કરાવીશ ?

સુવાસિની—એ પણ કરવું પડે. પણ મ્હને એ વિચાર નથી આવ્યો. પણ મ્હારો વિચાર હેવો છે કે હેમનામાં જેટલા સ્હમજુંને ધીરા હોય તેટલાને અહીં વખતો વખત બોલાવવા, જમવા અર્થે, રમત ગમત અર્થે વિગેરેને તેમના ઉપર સુવિચારો, ધર્મ વિગેરેની છાપ બેસાડવી.

જનાર્દન—ત્હારે તો એક મંડળ સ્થાપીયે જેથી કરીને વારંવાર આવવા કરવાનો પ્રસંગ મળે.

સુવાસિની—હું એજ વિચાર કરૂંછું. એ મકાન બનાવીએ એકમાં પુરુષવર્ગ માટે ને બીજામાં સ્ત્રીઓ હળીમળે જ્ઞાન લે, ગમ્મત કરે, ખાય પીયે વિગેરે.

જનાર્દન—પણ મંડળ કરશો તે કાંઇ ફી બી રાખશો કે એમને એમ ?

સુવાસિની—ફી જુજ નહીં જેવી. કેટલાકને તો બીલકુલ ફી વિનાજ આવવાની છુટ રાખીશું ને બાકીનો બીજો બધો ખરચ આપણે ઉપાડી લઇશું.

વ્યાપારમાં પાવરધો જનાર્દન જરા હસ્યો ને પૂછ્યું " એમ બધાને સભાસદ્ બનાવ્યા પછી શું કરીશ ?

સુવાસિની—મેં કહ્યુ છે કે ત્ય્હાં બધાં મળીયે, રમીયે, વાંચીયે, અરસપરસ વિચાર મેળવીએ. ખાઇએ પીયે વિગેરે.

જનાર્દન—ત્ય્હારે તો વિશાળ મકાન ને ખુલ્લા મ્હોટાં કમ્પાઉન્ડ જોઇયે.

સુવાસિની—હાસ્તો.

જનાર્દન—હેમાં ખરચ શું થશે તે વિચાર કર્યો છે ?

સુવાસિની—એ સવાલ પૂછશોજ તે હું જાણતી હતી. પણ ત્હમે હમણાંજ કહ્યુ નહીં કે ત્હમારી પાસે પુષ્કળ પૈસા છે તો પછી શું. પૈસા એકઠા કરીને રાખી મુકાને શું કરશો ? આપણે માટે કેટલું ખરચ જોઇશે ?

જનાર્દન—ત્ય્હારે ત્હારા આજ વિચાર હતા ને ?

સુવાસિની—ના. મંડળીમાં અનુકુળ વખતે કથા, ભજન વિગેરે પણ કરવું ને તે કામ વારાફરતી દરેકે માથે લેવું ને હાવી વખતે દરેકને ગામડીઆઓ, ખેડુત સર્વને આવવાની છુટ.

જનાર્દન—પણ હેવી કથા, ભજન વિગેરેમાં કેટલાક બીજા ધર્મ માનનારા છે તે કોઈ આવશે.

સુવાસિની—દરેકને આવવાની છુટ રાખીશું પછી જેને આવવું હોય તે આવે.

જનાર્દન—સુવાસિની ! વિચાર તો સારો છે પણ હાવા કામને માટે મંડળીનો એક સેક્રેટરી (મંત્રી) જોઇશે ને તેને કામ પણ ઘણુ કરવાનું આવશે.

સુવાસિની—એ તો હું જોઇશ.

જનાર્દન—તું મંત્રીનું કામ કરીશ ?

સુવાસિની—હા.

જનાર્દન સ્થિર દૃષ્ટિયે હેના તરફ જોઇ રહ્યો. પછી વિચાર કરતાં બોલ્યો આ વિચાર અમલમાં મૂકવો અશક્ય તો નથી. પૈસા ઘણા ખરચ થશે પણ તે હરકત આડે નહીં આવે. હું ધારૂં છું કે આપણને આ કામમાં સફળતા મળશે પરંતુ એક મ્હોટી હરકત મ્હને જણાય છે. ”

સુવાસિની—શી ?

જનાર્દન—હાવા કામ ઉપર પૂર્ણ દેખરેખ રાખનાર, વ્યવસ્થા કરનાર માણસ જોઇયે. તું જો તે કરે તો તો ઠીક પણ ત્હારાથી તે હમેશાં થઈ શકે એમ તો છે નહીં એટલે પરિણામે ઉભી કરેલી સંસ્થા ભાગી પડશે ને પગારદાર માણસ રાખવો તે તો ભૂલ્યજ છે.

સુવાસિની—પણ મ્હારાથી છેક સુધી નહીં થાય તેનું શું કારણ?

જનાર્દન—તું પરણે પછી ?

સુવાસિનીનું મ્હોં ઉતરી ગયું તે ફીક્કી પડી ગઇ.

સુવાસિની—હું પરણનારજ નથી.

જનાર્દન—શું બકે છે ? ગાંડી થઇ છે ?

સુવાસિની—ખરૂં કહુંછું. હું પરણનાર નથી.

જનાર્દન—શ્વેતભાનુ જેવાને વચન આપ્યું તે વચન તે બંધન કારક હોય કદી ?

સુવાસિની કાંઈ બોલી નહીં પણ ડોકું ધુણાવીને હા કહી.

જનાર્દન—એ તો ગાંડાઈ કહેવાય. એ તો મરીગે ગયો. આપઘાત કર્યો. અને તે જીવતો હોત તો વખતે વચનનું પ્રમાણ રહ્યું કહેવાય પણ એ તો મરી ગયો છે. હવે શું છે ?

સુવાસિની—વચન એ વચનજ છે.

જનાર્દનની આંખ્યોમાં જ્વલંત ક્રોધ વ્યાપ્યો. છોકરીનો નિશ્ચય હેવો ગાંડો લાગ્યો કે તેનાથી ઉચ્ચે સ્વરે બોલાયા વિના રહેવાયું નહીં છતાં ગમ ખાઇ ગયો ને છોકરીના મનને દુઃખ થશે જાણી બોલ્યો નહીં. કારણ શ્વેતભાનુ હજી હમણાંજ મરણ પામ્યો છે. પછી જરા નરમાશથી કહ્યું. “ વારૂં ત્હારે હું વિચાર કરી જોઇશ. તું જે કહે છે તે પ્રમાણે કરીશું અને પરિણામ ઠીક નહીં આવે તોપણ આદર્યું કામ પડી નહીં રહે. ”

થોડા દિવસમાં તો મકાન કેવું બાંધવું કેવું નહીં તેના નકશાઓ કરાવવા મંડ્યાં. લોકોને ખબર પડતાં હાવા કામોની લાભ હાનિના

વિરોધો થવા લાગ્યાં. લોકોને અશક્ય કામ જણાયું છતાં સુવાસિની પોતાના આરંભેલા કાર્યથી પાછી ફરી નહીં અને ઉત્સાહમાં પોતાના મનની વ્યથા ઘણે અંશે ભુલવા માંડી. એક વરસ દિવસમાં તો આ જગ્યામાં ઘણો ફેર પડી ગયો. લોકો પોતાના કામ ધંધાથી થાક્યા પાક્યા આ સ્થળે વિશ્રામ લેવા આવવા લાગ્યા. સ્ત્રીઓ પણ આગળ પડતો ભાગ લેવા લાગી ને બધો સમૂહ રહેણી કરણી જ્ઞાન, ધર્મ વિગેરેમાં ઘણોજ આગળ વધતો જણાયો તે એટલે સુધી આ મંડળ પ્રખ્યાત થયું કે મ્હોટાં શહેરોમાંથી, દૂરના દેશોમાંથી પણ લોકો અહીં સભાસદ થવા આવતા, ઘણો વખત અહીં રહેતા ને આરામ, વિશ્રાન્તિ, જ્ઞાન ને ગમ્મત મેળવી પાછા જતા.

પ્હેલાં જે આ જાગીરના માલીક હતા તેમને ત્ય્હાં લોકો આમ આવ જા કરતા ન્હોતા, પણ હવે તો આ સ્થળ પ્હરોણાઓને આવકારદાયક થઇ પડયું હતું ને આનન્દનું સ્થળ હતું. આ સ્થળે સુવાસિની ઉત્સાહથી કામ કરતી હતી ને દરેકની નજર હેના તરફ પડતી. દરેક જણ હેની કામ કરવાની શક્તિ, કળા, કૌશલ્ય વિસ્મયથી જોતા હતા. રમતગમત સારૂં ઇનામો કાઢી જીતનારને આપતી, શેત્રંજની રમત ઘણાને પ્રિય થઇ પડી હતી. અનેક પ્રકારના વાજિંત્ર ઉપર ત્હેનો હાથ સરસ કામ કરતો હતો. લોકોમાં પણ નવી જાગૃતિ, નવો ઉત્સાહ આવ્યો હતો. જે પુસ્તકો લોકોએ સાંભળ્યાં પણ નહોતાં, દીઠાંએ નહોતાં તે ઘણા રસથી વાંચવા લાગ્યા ને ધર્મ તરફની બેદરકારી, વીગેરે ધીમે ધીમે નષ્ટ થઇ હતી.

આ પ્રમાણે સુવાસિનીનું જીવન નવા પ્રકારનું બનતું ગયું. શ્વેતભાનુને આ કાર્યમાં ગુંથાવવાથી ભુલવા માંડી પણ તદ્દન તો વિસરી શકી નહીં. જ્હારે જરા પણ એકાન્તમાં રહેતી ત્યારે પ્હેલી વખત તે મળ્યો હતો તે વખતનો ચિતાર નજરે ખડો થતો. તેજ ફીકો ચ્હેરો, ભવ્ય, કદાવર શરીર ને તેના તેજગર્ભિત મશ્કરીના શબ્દોના ભણકારા વાગતા. હાલ પણ અંતઃકરણની ઉંડી ગુફામાં એક કોરાણે કેટલાક હેના ગુણોને વખાણતી હતી. ગમે તેટલા માણસ ભરાયા હોય પણ જ્હાં એ હતો ત્ય્હાં તો હેના શિવાય બીજો કોઇ આગળ ઝળકી ઉઠતો નહીં ને હેનો શબ્દે શબ્દ, જો કે અણગમો ઉપજે તોપણ રસથી સાંભળ્યા વિના કોઇને પણ ચાલતું નહોતું. શરતની વાત યાદ આવતાં હેના ઉપર ક્રોધ તો ભરાતો પણ હેનો તિરસ્કાર કરવામાં

પોતે વ્યાજબી પગલું ભર્યું હતું કે કેમ તેની શંકા થતી હતી. પોતે જાણુતી હતી કે નીશાના ઝોમમાં શરત મારી હતી ને તેણુ કબુલ પણુ કર્યું હતું કે સરત જીતવા ખાતરજ એ પરણુવાનો હતો. ખરે જે કર્યું હતું તે વ્યાજબીજ કર્યું હતું. સ્ત્રીનું સ્વમાન, આખરૂ બીજું કીયું પગલું ભરે ? એ સુધરતો જતો હતો એ તો ઢોંગજ હતો. અધુરામાં પુરૂં પોતાની છબી મેજીકલેન્ટર્નમાં દેખાડી હદ વાળી હતી. ન બોલાય તેવા શબ્દો લોક સુમૂહ પોતાને સારૂ કહ્યા હતા ને અંતે બેહાલ સ્થિતિમાં જાહેરમાં નીશામાં ગબડી પડયો હતો. જે પગલું પોતે ભર્યું હતું. તે વ્યાજબી હતું છતાં મનમાં થતું હતું કે એ ખરી રીત્યે ચ્હાતો હતો. હેનો પ્રેમ ખોટો ન્હોતો. હેના દુર્ગુણુ ઘણુા હતા છતાં વખાણુવા લાયક, પુરુષ તો હતોજ. હેના જગતના નીતિના, ધર્મના વિચારોમાં પણુ કાંઈ ઓર અજાયબ સત્વ રહ્યું હતું.

હવે તો એ પોતાનાજ દુર્ગુણોનો ભોગ થઇ પડયો છે. નકામું કંટાળા ભરેલું જીવન ગાળવા કરતાં બૂડીને આપઘાત કર્યો છે હવે તો ભૂલવાજ પ્રયત્ન કર્યો પણુ કોણુ જાણે શાથી તેમ બરોબર થઇ શકતું નહોતું. કેટલીક વખત પોતેજ હેના મરણુનું કારણુ છે એમ થતું. જે મનુષ્ય મનની હાવી નિર્બળતા જણુાવે, એક સ્ત્રીના તિરસ્કારથી પોતાનું જીવન આમ પુરૂં કરે તેને પોતે માન આપી શકે તેમ નહોતું. પોતાના નવા કાર્યમાં તે સંતોષ પામતી. ધીમેધીમે આસપાસનાં જાણીતાં કુટુમ્બોમાં સુવાસિનીના ગુણો તેની કાર્ય કરવાની શક્તિ, ઉત્સાહ વિગેરે માટે વખાણુ થવાં લાગ્યાં. હેનો પડતો બોલ ઝીલી લેવા લોકો ઉત્સુક થયા. સુવાસિની સાધારણુ સ્ત્રી નથી એમ લોકોને ભાન થયું ને વળી જનાર્દન પાસે અઢળક ધન છે એ વાતથી તો લોકો હેમના ઘર તરફ વધારે વળ્યા. બે વરસ તો પુરાં થયાં નહીં એટલામાં તો કેટલાક સારા કુટુમ્બમાંથી હેને માટે માગુ પણુ આવવા માંડયું અને કેટલાકને તો એ કુંવારી રહેવા માંગે છે એ જાણી આશ્ચર્ય પણુ થયું.

જેમ વખત જવા માંડયો તેમ જનાર્દનને જણુાવ્યું કે સુવાસિનીની મનની સ્થિતિમાં ફેર પડતો ગયો છે. લગ્નની વાત જ્યારે કાઢતો ત્યારે ચ્હીડાઇ જતી નહી ને આ ફેરથી ત્હેને પણુ મનમાં શાંતિ વળી.

---

## પ્રકરણ ૧૯ મું.

### પરદેશી.



સુવાસિની પોતાના બંગલાના ઉંચા ઓટલા ઉપર ખુરશી મૂકીને બેઠી હતી. સ્હામે રમણીય સપાટ પ્રદેશ તરફ નજર ફેરવી હતી. હેની પાસે એક યુવાન માણસ ઉભો હતો. હેની ઉમ્મર આશરે ત્રીશેક વર્ષની હશે.

શશિકાન્ત—મ્હારે માટે ત્હમે દીલગીર તો નથી થયાંને ?

સુવાસિનીએ હસ્તે હસ્તે કહ્યું "ત્હમે મ્હારી તરફના નથી પછી શા સારૂં હું દીલગીર થાઉં ?"

શશિ—હેમાં શું થયું ? જો હું ત્હમારી પાર્ટીનો હોત ને ચુંટણીમાં જીત્યો હોત તો ત્હમે મ્હને મુબારકબાદી આપી હોત ?

સુવાસિની—અને જો ત્હમે હાર્યા હોત—ટક્કર છેક સુધી ઝીલી હોત.

શશિ—ટક્કર ઝીલવી એ ત્હમને ગમતી વાત છે ?

સુવાસિની—અલબત્ત.

શશિ—હવે તો બની તે બની. કાંઇ ત્હમારી ખાતર જે થયું તે બદલાઇ જશે ?

સુવાસિની—બદલાય એમ હું ઇચ્છતીજ નથી.

શશિ—પણ કાંઈ એક વખત હાર્યા તેથી શું થયું ?

સુવાસિની—ફરી ઉમેદવારી કરવી છે કે શું !

શશિ—બેશક આવતી ફેરી ઘણીજ મ્હેનત કરવી છે. કેવી રીત્યે કામ લેવાય છે તે આ વખત બરોબર સ્હમજ્યો છું. ને આવતી વખત જરૂર જીતવું છે.

સુવાસિની—બરાબર ખાત્રીથી કહો છો કે જીતશો ?

શશિ—મ્હેનત કરીશ તો શા સારૂ નહીં જીતાય ?

સુવાસિનીએ કાંઈ જવાબ વાળ્યો નહીં એટલે બોલ્યો—"ત્હમને શક પડે છે ?"

સુવાસિની—એક રીત્યે શક પડતી વાત છે.

શશિ—કાંઈ અશક્ય ને શક્ય કરવા હું મથતો નથી પરંતુ જય-

હમોં જે મ્હોટાં કામો થયાં છે ને વખણાયાં છે તે અશક્ય જણાતાં હતાં ને તે જેહેમણે કરી બતાવ્યાં છે—શક્ય કરી બતાવ્યાં છે તે યત્નથીજ થયાં છે.

સુવાસિનીએ આશ્ચર્યતાથી હેના સ્હામું જોયું શશિકાન્ત ખુબસુરત હતો. ઉંચો ને ઘાટદાર હતો. ગામડાંઓમાં જે સારા કુળના ને મોભાદાર ગણાય છે તે કુટુમ્બનો હતો ને જનાર્દનની જાગીરની જોડાજોડ હેની પણ જાગીર હતી. સારી સ્મરણશક્તિ, ને સમજણવાળો હતો. પણ ઘણી બાબતમાં તેને સુવાસિની મતફેર થતાં હતાં. શશિકાન્ત કુળ તથા જ્ઞાતિઓની તરફેણમાં હતો. ત્યારે સુવાસિની તે વાતને ઘણી અનુકુળ નહોતી. શશિકાન્તને ઉંચ કુળમાં જન્મેલા ઉપર ઘણી શ્રદ્ધા હતી. તે એમ માનતો હતો કે ઉચ્ચ કુળમાં જન્મેલા બધા બુદ્ધિમાન હોય છે પણ સામાન્ય જનસમાજ તેથી કરીને ઓછી બુદ્ધિવાળા છે એમ તો નહોતોજ માનતો. તેનામાં ઘણાખરા સંસ્કાર ગામડાંઓ જેના હોય છે તેવા હતા તેથી સુવાસિનીને હેના સંસ્કારોમાં આશમાન જમીનનો ફેર હતો.

વળી શશિકાન્ત બોલ્યો—“બીલકુલ નહી; પ્રયત્ન જારીજ રાખવાનો છું. હમારા કુળનો એ તો ખાસ સ્વભાવજ છે. હમારી હઠને સારૂ તો હમારૂં કુળ જાણીતું છે.”

સુવાસિની—હમ્મેશાં હેવો સ્વભાવ કાંઈ વખાણવા જેવો નથી.

શશિ—પણ ઉપયોગી તો છેજ. ઘણી વખત એ સ્વભાવને લઈ ને હુ ઘણાં કામ કરી શક્યો છું. શરૂવાતમાં નિશાળમાં હુ હતો ત્યારે મ્હારાથી મ્હોટી વયના છોકરાઓ સાથે મ્હેં કુસ્તી કરી છે; જો કે પછડાતો ખરો પણ કેટલીક વખત હેમને ઘણો હંફાવતો.

વાતનું વળાણ બદલવા ખાતર ત્હેણે આમ બોલવા માંડ્યું હતું ને ખરી રીત્યે તે મગરૂબી કે અભિમાન મારતો નહોતો.

શશિ—હું આજે ત્હમારી પાસે એટલા માટેજ આવ્યો છું કે મ્હારે ત્હમને એક વાત કહેવાની છે. ત્હમે ના કહેશો તે ચાલવાનું નથી. મ્હારે એજ કહેવાનું છે કે જનાર્દનભાઈ પાસે ત્હમારૂં માગું મ્હારે માટે કરવું છે. ત્હમારી ના સાલનાર નથી. ત્હમે હા કહેશો ત્હારેજ હું જંપીશ.

સુવાસિની—શશિકાન્ત ? હુ બહુ દીલગીર છું. પરણવાની મ્હારી ઇચ્છા નથી.”

શશિ—હેવું બોલશોજ નહીં. ત્હમને આવી ને હાની વાત કરવી એ ઠીક નથી પણ હું સત્યજ કહું છું. પ્હેલાં એ ત્હેમ ના તો કહી છેજ છતાં ત્હમારી હા થાય ત્હાં સુધી હું તો એ બાબતમાં મંડયોજ રહીશ.

સુવાસિની—બીજી વાત કરો હવે.

શશિ—મ્હારે તો આજ કહેવાનું હતું ત્હમને. હું જાણું છું કે મ્હારા ને ત્હમારા વિચારો જૂદા છે પણ જ્યાં સુધી ત્હમે પરણવાની હા મ્હને નહીં કહો ત્હાં સુધી હું જંપીશ નહીં. જેમ ત્હમે જાગીરદાર છો તેમ હું પણ છું. ત્હમારા વિચારો જૂદા છે છતાં ત્હમે મ્હને ઘણુાંજ ગમો છો. ત્હમારી આ મંડળી જે સ્થપાઇ છે તેને હું અનુકુળ નથી તોપણ ત્હમને હું ચાહુ છું.

સુવાસિની ખડખડાટ હશી પડી. હેના વિચારો લોકોને બરાબર માન્ય નહોતા થયા ને હજી પણ કેટલાકને નહોતા થતા તેમાં પણ તેને કાંઇ મજાજ પડતી હતી.

સુવાસિની—છતાં પણ મંડળી તો ધમધોકાર ચાલે છે.

શશિ—તેતો જગતજ હેયું છે કે નવી નવાઈ ઝડપે છે. દરેકજણ પોતપોતાનું કર્ત્તવ્ય જૂદી જૂદી રીત્યે સ્હમજે છે. ત્હમે ગામનો દરેક જણ ત્હમારે ત્હાં ઉઠવાબેસવા આવે, રમે, જમે, ખાય પીયે તે કર્ત્તવ્ય સ્હમજો છો. હું એ વાત બહુ પસંદ કરતો નથી. હવે ત્હમે આ મંડળી સ્થાપી છે તો ત્હાં એ પ્રમાણે ઘર માફક કરતાં હોતો તો ઠીક પણ ખાસ ત્હમારા ઘરમાંજ બધાંને આમ આવજાની છુટ હોય તેતો પસંદ કરવા લાયક નથીજ.

સુવાસિની—દરેકને અહીં આ ઘરમાં હમે બોલાવતા નથી. જેટલા હમારા ઓળખીતા છે તેટલાનેજ અહીં આવવાનો હક છે. બાકી બીજા બધા મંડળીના મકાને તો અલબત્ત આવે જાય તેતો હમારે માન્ય છે.

શશિ—ત્હારે તો ત્હમારા ઓળખીતા પણ ઘણા જણાય છે?

સુવાસિની—છેજ. ને હમણાં થોડા વખતથી તો બીજા વધ્યા પણ છે.

શશિ—ત્હમે આ પ્રમાણેજ ચલાવ્યા કરવાનું ધારો છો?

સુવાસિની—હાસ્તો.

શશિ—પરણ્યા પછી શું કરશો? આમ ચલાવશો?

સુવાસિની—એતો મ્હેં ત્હમને કહ્યુંજ છે કે હું પરણુવાની નથી.

શશિકાન્ત હેના સ્હામું આશ્ચર્યથી જોઇ રહ્યો. હેને પરણવા પોતે આશા છોડી નહોતી જો કે સુવાસિનીએ કાંઇપણ એ બાબત હેના તરફ વલણ દેખાડયું નહોતું.

શશિ—ગમે તેમ પણ છેવટે ત્હમે પરણવાનાંતો ખરાંજને પછી હાલની ત્હમારી બધી રીત્ય જૂદીજ રૂપમાં જોશો. ત્હમારી પ્હેલી ફરજ ત્હમારા સ્વામિ તરફની થવાની ને ત્હમારા પોતાના દરજ્જાની થવાની.

સુવાસિનીને જવાબ વાળવો યોગ્ય ના લાગ્યો તેથી કાંઇ તે બોલી નહીં ને શશિએતો બોલ્યાજ કર્યું—"હું જો ચોખ્ખી વાત કરૂંતો ત્હમને ખોટું તો નહીં લાગેને ?"

સુવાસિની—ઓળખીતાઓ, મિત્રો, ઘરના જેવા માણસો ઉપર મ્હને ખોટું લાગતુંજ નથી, પણ એક વાત શિવાય બીજી ગમે તે વાત કરવા ત્હમને છુટ છે. ત્હમે જાણો છો કે લગ્ન સંબંધી મ્હેં નિશ્ચય કરેલોજ છે.

શશિ—શિવાય શબ્દ તો બોલશોજ નહીં. હા. જો કોઇ બીજો ત્હમારી નજરમાં હોય તોતો વાત જૂદી છે પણ બીજો કોઇતો છે નહીં. ત્હમેજ કહો છો કોઇ ?

સુવાસિની કાંઇ બોલી નહીં પણ ત્હેના મ્હોં સામું શશિકાન્તે જોયું હોત તો તે સ્હમજત ને વધારે વાત નાકરત. જવાબની વાટય જોતાં પ્હેલાં પાછો એ બોલ્યો "આપણે કાંઇ હવે ન્હાનાં બાળક નથી. દૂનિયાં કેવી છે ને કેવી નહીં તે કાંઇક જાણીયે છીયે. હું જાણું છું કે ત્હમારે માટે ઘણાં માંગાં આવી ગયેલાં છે ને જ્હેની સાથે ત્હમારાં લગ્ન થવાનાં હતાં તેપણ ગુજરી ગયેલો છે."

પોતે છેલ્લું વાકય બોલતાંતો બોલી ગયો પણ મુર્ખાઇ કરી એમ તરતજ લાગ્યું. વળી આગળ ચલાવ્યું "તેટલા ઉપરથી ત્હમે ત્હમારૂં જીવન આમજ વ્યતિત કરશો એ કાંઇ ઠીક નાકહેવાય. હજી ત્હમે યુવાન છો ને ખુબસુરત છો. વળી હું ત્હમને ચાહુ છું. જગતમાં મ્હારે મન ત્હમેજ માત્ર છો. પણ મ્હને પેલા પુરુષની બધી હકીકત ખબર નથી પણ હેણેતે. આપઘાત કર્યો છે તો તેટલા માટે હવે ત્હમે બીજાની ઉપર પ્રેમ નાજ કરો એ ના બનવું જોઇએ. જરા દયા રાખો ને મેહેરબાની કરો."

સુવાસિની પ્હેલાં જરા ગુસ્સે થઇ પણ પછીથી આ માણસ

ઉપર દયા ઉપજી. ન્હાના ઉપર હમેશાં તેને દયા આવતી. ઘણી રીત્યે તે લાયક હતો ને આસપાસના લોકમાં પણ હેનું સારૂં માન હતું.

સુવાસિની—શશિકાન્ત ? હું ઘણીજ દીલગીર છું પણ હવે મ્હને છેવટનું કહી દેવાશે—

શશિ—ના, ના, હમણાં છેવટનો ઉત્તર ના આપો. હજી ત્રણ મહિના વિચાર કરો એટલી મુદ્દત આપું છું.

સુવાસિની—મુદતની કાંઇજ જરૂર નથી. મ્હારૂં મત હું બદલનાર નથી.

શશિ—પણ ત્મ્હારે ત્હમારા મનમાં બીજો કોઈ છે ?

સુવાસિની—ના—

શશિ—ત્હારે મ્હને ત્રણ મહિના પછી જવાબ આપજો.

સુવાસિની—આજે જે કહેવાનું છે તેજ તે વખતે કહેવાનું છે.

શશિ—એમ બનેજ નહીં. વિચાર કરીને તે વખતે જે કહેવું હોય તે કહેજો.

સુવાસિની—તે વખતે ત્મ્હારે જે કહું તે માન્ય રાખશોને ?

શશિ—જ્હેવી ત્હમારી ઇચ્છા. પણ એક વચન આપોતો.

સુવાસિની—શી બાબતનું ?

શશિ—કે ત્રણ મહીના પછી ત્હમે મ્હને પરણવા ના કહો ને પછીથી પાછું મન પરણવાનું કરો, મન ત્હમારૂં ફરે તો મ્હને ખબર આપવી.

સુવાસિની—તે બાબતમાં હું વચન આપું છું. પણ ત્મ્હાર પછી ત્હમારે આ બાબત કોઇ દીવસ વાત નાકરવી.

શશિ—કબુલ છે.

એટલું બોલી તે ઓરડાના બીજા છેડા ઉપર ગયો. હેની આંખોમાં નિશ્ચય જણાતો હતો. હાથની મુઠીઓ વળાઇ ગઇ હતી ને સ્હેજ ધ્રુજતો હતો. મનમાં બોલ્યો ગમે તે થાય છેવટે તે મ્હને પરણશેજ. કારણ બીજો કોઇ હેના મનમાં છેજ નહીં. ત્મ્હાંથી પાછો આવ્યો ને પાસે એક ખુરશી પડી હતી તે ઉપર બેઠો ને બોલ્યો "હું ધારૂં છું કે ત્હમારી મંડળીમાં સભાસદોની સંખ્યા તો ઘણી છે નહીં ?"

સુવાસિની—હા. હાલ છે એથી બમણી થાય તોપણ કાંઇ વાંધો નથી.

શશિ—વળી હાલમાંતો બે દિવસથી ત્હમારી મંડળીમાં જાતજાતનાને દૂરદૂર દેશના લોકો પણ દાખલ થયા છે ખરૂં ?

સુવાસિની—એ દિવસથી મ્હારાથી જવાયું નથી પણ મ્હે સાંભળ્યું છે ખરૂં.

શશિ—એટલું ઠીક છે કે ત્હમે બધી જાત્યના લોકને દાખલ કરો છો. ગઇકાલ્યે સ્હાંજરે હું ત્હાં ગયો હતો ને ત્હાં એક દક્ષણીને બંગાળી સાથે વાત કરતો હતો તે વખતે એક હિંદુસ્તાનીને પણ ત્હાં જોયો હતો. હિંદુસ્તાની હોઇ ગમેતહો પણ હેને લમણાંથી નીચે સુધી કાનશીયા હતા ને દાઢી હતી.

સુવાસિની—એમ ?

શશિ—હા. મ્હેં હેની સાથે વાત નહોતી કરી કારણ એ કોઇની સાથે બહુ મળતો નહોતો, પણ જે બંગાળી હતો ત્હેણે કહ્યું કે એ બહુ વિચિત્ર માણસ છે. હેણે ઘણીખરી પોતાની જીંદગી હિંદુસ્તાન બ્હારજ કાઢી છે. સહરાના રણભણી કે એટલામાં તે બહુ રહેલો છે.

સુવાસિની—પણ અહીંયાં કેમ આવ્યો છે ?

શશિ—તેતો પ્રભુ જાણે. દક્ષિણીને બંગાળી કેમ આવ્યા છે! કારણકે મંડળીના સેક્રેટરી તરીકે ત્હમે છો તે વાત બધે જાણીતી છે. મંડળ જે જગ્યાએ છે ત્હાંનાં હવાપાણી સારાં છે, પ્રદેશ સારો છે એ ઉદ્દેશે આવ્યા લાગે છે. વળી આ જગ્યા વિષે બીજી પણ વાત ચાલે છે તે જાણો છો ?

આ સાંભળી સુવાસિનીને હસવું આવ્યું.

"મ્હેં તો કાલ્યેજ જાણ્યું કે ન્હાનપણમાં ત્હમને સ્વપ્નું આવેલું તે ઉપરથી હવે ત્હમે આ જાગીર અહીં લીધી ને મંડળી સ્થાપી. વળી બીજી પણ હેવી વાત સાંભળી કે ત્હમે કેટલાક વર્ષો ઉપર એક જણને ચ્હાતાં હતાં ને તે ચેપી રોગથી મરણ પામ્યો હતો તેથી હવે ભવિષ્યમાં હેવા રોગથી કોઇ મરણ ના પામે તેથી હાળી હવામાં ત્હમે આ મકાન બાંધ્યું છે ને અહીં રહો છો."

સુવાસિની ફરીથી હશી પડી. ને બોલી "હાલમાં ત્હાં હું બંરોબર જતી નથી. કારણ બીજાં એટલાં બધાં કામ કરવાનાં પડ્યાં છે."

શશિ—તે હશે, પણ બધા ત્હાં ત્હમને મળવાને ઇચ્છે છે. ને પેલા બંગાળીએ મ્હને કહ્યું હતું કે એ હિંદુસ્તાની નશીબમાં બહુ માને છે. ને સત્ય અસત્ય વિષે માનતોજ નથી, ઘણો દેખાવડો અને ગમે તેટલી ભીડમાં હોય તોપણ તે બધાને તરત આકર્ષે હેવો છે, આજ બે દિવસથીજ આવ્યો છે પણ બધા હેની આસપાસ વિંટળાઇ વળે છે.

સુવાસિની—એમ ! કોના જેવો લાગે છે ? કેવો છે ?

શશિ—મ્હેં તો હેને બેઠેલો દીઠો હતો, પણ ઉંચો છે, કાળી દાઢી છે, ચ્હેરો જરા શામળો છે.

સુવાસિની—વય કેટલું હશે ?

શશિ—લગભગ ત્રીસ ને પાંતરીસ વચ્ચેનું હશે. મ્હેં હેને બોલતાં તો નથી સાંભળ્યો. પણ હેના મ્હોં ઉપરથી હેના વિશે સુજ્ઞ બહુ લાગે છે. હેની આંખોમાંજ કાંઇ ઓર તેજ છે. કોઈ બુદ્ધનો ચેલો હોય કે મક્કા મદિનાનો મુસલમાન હોય એમ લાગે છે. હેના સ્હામું જોઇયે તો પૂર્વજન્મ ને પુનર્જન્મ જાણે હોય નહીં, તેમ આપણને ભાસે છે. હેની પાસે જાદુઇ જાળ જ્હેને ઇન્દ્રજાળ કહે છે હેવું કાંઇ હોય એમ લાગે છે. પેલો બંગાળી કહેતો હતો કે હેને હેની સાથે વાતચિત થઇ છે.

સુવાસિની—કઇ ભાષામાં ?

શશિ—બંગાળી. હેને તો બધી ભાષા આવડે છે. દક્ષિણી કહેતો હતો કે મરાઠીમાં વાત કરતો હતો ને તે બન્ને જણ કહેતા હતા કે હમારી ભાષા શુદ્ધ બોલે છે. નોકર ચાકર સાથે ગુજરાતી બોલે છે દેશદેશનાં વર્તમાનપત્રો વાંચે છે. મ્હેં હેને જોયો ત્ય્હારે તો તે બેઠો બેઠો ઉર્દુ કે ફારશીમાં લખતો હતો.

સુવાસિની—ત્હમને ફારશી આવડે છે ?

શશિ—ના. પણ આઘેથી મ્હને એમ લાગતું હતું કે ફારશી લખે છે, પછી તો ગમે તો ચાઇનીઝ ભાષા હોય કે બીજી ગમે તે હોય. એ મ્હને ખબર નથી.

સુવાસિની—હેનું નામ શું છે ?

શશિ—નરેન્દ્ર.

સુવાસિની—નરેન્દ્ર ? હેવાં તો હવે ઘણાં નામ હોય છે. બંગાળી હોય છે, ગુજરાતી હોય છે. પંજાબી કે નેપાલી પણ હોય. શું કહી શકાય.

શશિ—બંગાળી પણ હોય. ઘણા બંગાળીઓને પંજાબીઓ દૂરદૂર દેશમાં જાય છે.

સુવાસિની—પણ હું ધારૂંછું માણસ તો સારો હશે, સદ્‌ગૃહસ્થ હશે !

શશિ—મ્હેં કહ્યું ને કે મ્હેં હેની સાથે વાત નથી કરી. પણ પેલો બંગાળી કહેતો હતો કે તે ઉંચી પદ્વીવાળો ને ધનવાન છે. કોઇ

રાજ્યનો મ્હોટો જાગીરદાર, કે સરદાર જેવો છે. ગમે તે હો પણ પોતે છે સાદો ને પોતાની મ્હોટાઈ દેખાડતો નથી.

સુવાસિની—તે તો પોતે એક સાધારણ પુરુષ હોય તેથી પણ હોય.

શશિ—ના. ના. છે તો કોઈ મ્હોટો પુરુષ. પેલો બંગાળી કાંઈ માણસ નથી તે કહેતો હતો કે એ બહુ લાગવગ ધરાવે છે ને મ્હોટા મ્હોટા લોકોમાં ફરેલો છે ને એમ માનવામાં કાંઈ શક પણ નથી. હેના સ્હામું જોતાંવારજ આપણને એમ લાગે છે કે સાધારણ માણસ નથી.

સુવાસિની—ત્હમારી વાતથી બહુ નવાઈ લાગે છે મ્હને. હું જરૂર મંડળીમાં જઈશ ને હેની ઓળખાણ કરીશ. મ્હારે મંત્રી તરીકે જાણવુંજ જોઈયે.

શશિ—હેના વિશે જાણવાનું બહુ મળશે.

સુવાસિની—ત્હારે ત્હમે હેવા કેવા કે હેની ઓળખાણ ના કરી.

શશિ—મ્હને તો બહુએ મન હતું પણ મ્હેં કહ્યું ને કે હું હતો તે વખતે તે કોઈની સાથે બીલકુલ બોલતો જણાગો નહોતો એટલે શું કરૂં.

સુવાસિની—ત્હારે કોઈ બીજી વખત તો ઓળખાણ કરશોને?

શશિ—અલબત્ત હું આજે મ્હારા બંગાળી મિત્રને ત્યહાં જમવા જવાનો છું. એ જે વિશીમાં જમે છે ત્યહાં મ્હને જમવા બોલાવ્યો છે.

સુવાસિનીએ આશ્ચર્ય પામ્યા જેવું કર્યું.

શશિ—હું સ્હમજ્યો ત્હમને શો વિચાર આવ્યો તે. હું હાવો ધર્માંધ થઈ બંગાળી મિત્રને ત્યહાં જમવા જાઉં તે ત્હમને લાગ્યું જણાય છે. પણ પેલો માણસ પણ ત્યહાં જમવા આવનાર છે ત્હેના વિશે વધારે જાણવા ખાતર મ્હને પણ ત્યહાં જવા ઈંતેજારી થઈ છે.

સુવાસિની—બંગાળીનું નોતરૂં ત્હમે કબુલ રાખ્યું છે ને? ત્હારે તો નરેન્દ્ર સાથે ત્હમારે મુલાકાત થશેજ.

શશિ—જરૂર.

થોડીવાર આમ વાતચિત કર્યા પછી શશિકાન્ત ત્યહાંથી ઉઠીને પોતાના ઘર ભણી ગયો. જતાં જતાં વિચાર આવ્યો કે સુવાસિનીને હેના પ્હેલાં જ્હેની સાથે લગ્ન થવાનાં હતાં ત્હેના ઉપર કેટલો પ્રેમ હશે કે હજી આટલાં વર્ષ થયાં એ એ હેના મનમાંથી ખસતો નથી. હું તો એ સ્હમજી શકતો નથી. શું બન્યું હતું તે તો મ્હને ખબર

નથી પણ એ મરી ગયો ને હવે હેના વિશે આટલું બધું કરે ને બીજા કોઇને પરણવાની ના કહે એ તો જુલમ. ઘેર જઇને મ્હાંજ પડવા આવી એટલે બંગાળી મિત્રને ત્હાં જમવા જવા તૈયારી કરી. ગાડી બંગાળીને મિત્રને ત્હાં જઈ પહોચ્યો. બંગાળી મિત્રે હેને ઘણોજ આવકાર આપ્યો. જમી રહ્યા બાદ મિત્રો વાતોએ ચઢયા.

બંગાળી—ત્હમે આ મંડળી જ્હેણે સ્થાપી છે હેને તો ઓળખો છો ને ?

શશિ—હા. હું ત્હેમને ઓળખું છું.

બંગાળી—મ્હારે હેમને મળવું છે, પણ આજ લગી એમ બન્યું નથી. હેમના જેવી ખુબસુરત, પવિત્ર, ને મ્હોટા ને ઉમદા મન વાળી સ્ત્રી મ્હેં જોઈ નથી.

શશિકાન્તને પોતાની જે સ્ત્રી થવાની છે એમ ધારતો હતો હેના વિશે આમ કહેવામાં આવ્યું તેથી ગુસ્સો ચઢયો ને બોલ્યો “ ત્હમે ત્હમારી એ ઇચ્છામાં ફળીભૂત નહીં થાવ. ”

બંગાળી—ફળીભૂત થઇશજ. હમણાં થોડીવાર ઉપરજ મ્હને ખબર મળી છે કે એક રમત ગમત ને ગાયનનો મેળાવડો પોતે કરનાર છે, ને મ્હને ગાયનનો બહુજ શોખ છે. હમે બંગાળીઓ ગાયનના તો ઘેલા હોઇયે છીયે.

શશિ—ત્હમારા મિત્ર નરેન્દ્ર જેવા અહીં આ સ્થળે આવે તે વિચિત્ર નથી. પોતે હાવા પૈસાદાર થઇને હાવા ગામડાંમાં જ્હાં મોજ શોખ મારવાનાં ના હોય ત્હાં હેમને આવવાનું પ્રયોજન શું ?

બંગાળી—કેમ નરેન્દ્ર પૈસાદાર છે ?

શશિ—વાહ ! ત્હમેજ મ્હને કહ્યું હતું ને કે તે મોભાદાર માણસ છે.

બંગાળી—તેમાં શું. માણસ મોભાદાર હોય છતાં ગરીબ પણ હોય. હું પોતેજ ગરીબ છું પણ છું ઉંચા કુળનો ને તે માટે હું અભિમાન નથી કરતો.

શશિ—હશે. હવે માફ કરો જવા દો એ વાત. પણ નરેન્દ્ર ક્યહાં છે ? અહીં જણાતા નથી.

બંગાળી—એ તો ઉપર બેઠા છે. મ્હેં હેમને ત્હમારી વાત કરી કે એ પોતે આ મંડળીના સ્થાપનારના મિત્ર છે. ત્હારે હેમણે

ત્હમારી સાથે મુલાકાત કરવાનું કહ્યું હતું. એ તો હું ભુલી ગયો. ચાલો આપણે ઉપરજ જઈયે.

શશિકાન્ત પોતાના બંગાળી મિત્ર સાથે ઉપર ગયો ને જ્હારે હેણે પેલા વિચિત્ર પુરૂષને જોયો ત્હારે હેને શાંતિ વળી કે ચાલો અહીં આવ્યા તો ફેરો અફળ નથી ગયો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### શશિકાન્ત ને પરદેશી.

---

શશિકાન્ત અને ત્હેનો બંગાળી મિત્ર નામે જોગેન્દ્ર ઉપર ગયા કે નરેન્દ્ર ખુરશીમાંથી ઉભો થયો; ઉભો થતાંજ શશિકાન્તને જણાયું કે એ બહુ ઉંચો હતો અને શરીરે પણ કદાવર હતો. શશિકાન્ત પરદેશી નરેન્દ્રનું સ્વરૂપ જોઈનેજ સ્તબ્ધ થયો. હેની, આત્માની ગુપ્ત શક્તિએ હેના ઉપર ઉંડી અસર કરી. હજી તો એ એક પણ શબ્દ બોલ્યો નથી એટલામાં શશિકાન્ત મુગ્ધ બની ગયો. હેના મુખારવિન્દમાંજ કાંઈ ઓર તેજ રહેલું હતું. મુખ ઉપર મ્હોટી લાંબી મુછો આવી રહી હતી ને દાઢી લાંબી ને કાળી ભમ્મર હતી. ભમ્મર ઉપરના વાળ પણ વધીને એટલે લગી લબડતા હતા કે આંખ્યનાં પોપચાં ઢંકાઈ જતાં હતાં. માથા ઉપર વાળ વાળી ગુચ્છાદાર ટોપી પ્હેરી હતી. આ માણસને ફરીથી જૂવે તો કદી વિસરે નહીં, એમ હેને લાગ્યું. આંખ્યો મ્હોટી હતી પણ તે ભાગ્યેજ પુરી રીત્યે ઉઘાડતો, અડધી મીંચેલી રાખતો હતો. દીવાને અજવાળે જોતાં આંખ્યની કીકી કાળી ભમ્મર જણાતી હતી. શરીરનો વર્ણ મૂળ ઘઉં વર્ણો હશે પણ હાલ શ્યામ પડતો હતો. કાંઈ અરબસ્તાનનો રહેવાશી હોય કે ઇજીપ્તનો હોય તેવું લાગતું હતું. પોતે બોલતો ત્હારે પણ ખુલ્લે અવાજે કદી નહોતો બોલતો. જ્હારે વાતોના રસમાં આવી જતો ત્હારે પણ જોરમાં આવી જઈને બોલતો નહીં. જ્હારે જ્હારે બોલતો ત્હારે ત્હારે હેને સાંભળનારાઓ સ્તબ્ધ થઈ જતા. કોઈ હેને વાતોડીઓ કહી શકે એમ નહોતું પણ એ છુટથી વાત કરતો હતો.

**શશિ**—નરેન્દ્ર ભાઇ ! અહીંની રહેણી કરણી ત્હમને વિચિત્ર લાગતી હશે.

**નરેન્દ્ર**—કેમ ! વિચિત્ર કેવી !

શશિકાન્તનો પ્રશ્ન જો કે સ્વાભાવિક હતો છતાં નરેન્દ્ર કાંઇ ગુસ્સામાં બોલ્યો હોય એમ લાગ્યું.

**શશિ**—જોગેન્દ્ર કહે છે કે ત્હમે ઘણો વખત અરબસ્તાન કે આફ્રિકા ભણી રહ્યા છો. મ્હને એ દેશોની ખબર નથી પણ હું કેરો શહેરમાં થોડો વખત રહી આવ્યો છું તેથી મ્હને લાગ્યું કે એ મુલકના દેશીઓને અહીંની રહેણી કરણી વિચિત્ર લાગતી હશે.

શશિકાન્તનું નામ ગુજરાતીમાં અસ્પષ્ટ દઇ અચકતાં અચકતાં બોલતો હોય તેમ બોલ્યો. "ત્હમને કદી નથી લાગ્યું કે દુનિયાના જૂદા જૂદા ભાગોમાં જે ફેર પડે છે તે માત્ર ઉપર ઉપરનોજ ફેર છે !"

**શશિ**—ના, એમ તો નહીં. મ્હેં જે જોયું છે તે ઉપરથી હું તો કહુંછું કે ફેર ઘણો ઉંડો છે.

**નરેન્દ્ર**—કેટલો ઉંડો ?

**શશિ**—કેટલો તે કહેવું અશક્ય છે.

**નરેન્દ્ર**—હું નથી ધારતો. કહો અહીંની જમીન ઉપર શું છે ? માટીજ છે. પછી હેને ત્હમે ગમે તે કહો પણ છેવટે છે તો માટીજ. અલબત્ત તે ઉપયોગી છે કારણ અનાજ હેમાંથી પેદા થાય છે. આફ્રીકામાં ઘણે ઠેકાણે જમીન ઉપર રેતી છે પણ તે માટીનું એક બીજું રૂપજ છે. રેતીને ખૂબ દળી નાંખો એટલે તે એક જાત્યની માટીજ બનશે; પણ ગમે તે હોય છેવટે હેનાથી એ અનાજ ઉત્પન્ન થાય છે; અહીંનાં જેવું અનાજ નથી થતું પણ હેના ગુણ દોષ તો સરખાજ છે. એ અનાજ ખાધાથી શરીરમાં લોહી બને છે, હાડકાં વિગેરે બને છે. ત્ય્હારે એકંદર જોતાં તો બન્ને એકજ છે બાકી ઉપર ઉપરથી જો જોઇયે તો જૂદાપણું લાગે છે.

**શશિ**—પણ હું તો મનુષ્યની વાત કરૂં છું. નાઇલ નદી પાસે વસતા મનુષ્યોનો સ્વભાવ, રહેણી કરણી વિગેરે અહીંનાં મનુષ્યો કરતાં જૂદી તરેહનાં છે.

**નરેન્દ્ર**—વળી એજ પ્રશ્ન થાય છે કે જૂદાઇ કેટલે દરજ્જે છે!

**શશિ**—ત્હમે કહો છો તે હું બરાબર સમજી શકતો નથી.

નરેન્દ્ર---સ્હેલી વાત છે. સહરા ને સીબીયાની જમીન જૂદા પ્રકારની છે છતાં તે પણ અનાજ પેદા કરે છે. આરબ, હિંદુ કરતાં જૂદા છે પણ જૂદાઈ ક્‌હાંને કેટલી છે ? આરબની ચામડી કાળી છે, તે ત્હેના વિચારો બીજા ઉચ્ચારો ને શબ્દોથી જણાવે છે પરંતુ હિંદુ ખાય છે, પીયે છે, ઉંઘે છે, તેમજ આરબ પણ કરે છે. છેક ઉંડે જોતાં એકજ મૂળની સ્વાભાવિક વૃત્તિઓ બન્નેમાં જણાય છે. પ્રેમને તિરસ્કારની લાગણી એકજ રીત્યની છે. જીંદગીની ગુહ્યતાને અજાયબી વિશે બન્ને વિચાર કરે છે, ઈશ્વર વિશે પણ વિચાર કરે છે. પછી ગમે તો હેના વિચાર આગળ વધેલા ના હોય પણ વિચાર તો કરે છેજ. ઉપર ઉપરનો ભેદ દૂર કરો તો પછી બન્નેમાં કાંઇ ફેર નહીં દેખો. સર્વે મનુષ્ય જાતિ, સર્વે દેશોને સર્વ યુગો એજ એકની એક વાતજ જણાવે છે.

શશિ---એકની એક કઈ વાત જણાવે છે ?

નરેન્દ્ર---ખરે ! એ કહેવાની જરૂર નથી.

શશિ---કારણ ?

નરેન્દ્ર---હેમાં બહુ દમ નથી.

શશિકાન્ત થોડીવાર ચુપ રહ્યો. નરેન્દ્ર ગંભીરાઇથી વાત કરે છે કે આમ મજાકજ કરે છે તે હેને ખાત્રી નહોતી થઈ. પછી વાત બદલીને પૂછ્યું.

" ત્‍હમારે અહીં આવે, આ દેશમાં આવે કેટલો વખત થયો ?

નરેન્દ્ર---ત્રણ માસ.

શશિ---પ્હેલાં આ દેશમાં હિંદુસ્તાનમાં ક્‌હાં આવ્યા હતા. ?

નરેન્દ્ર---શાન્તિપુર. ભેત્રણ પેઢીથી હીંદુસ્થાન છોડયું છે.

શશિ---શાન્તિપુર ત્‍હમને ગમ્યું ?

નરેન્દ્ર---હા. પણ ના. શાન્તિપુર તો નર્ક સમાન છે.

શાન્ત રીત્યે બોલ્યો પણ હેના શબ્દોમાં વિચિત્ર જુસ્સો હતો. " માફ કરજો પણ નર્કસમાન મ્હેં કહ્યું એટલે મ્હારો કહેવાનો ભાવાર્થ હેવો નથી કે આખું શાન્તિપુર હેવું છે પણ બીજી જગ્યાઓની સરખામણી કરતાં એહેવું છે કારણ ત્હાં ઘણી તરેહના લોકો વસે છે."

શશિ---ત્હારે ત્‍હમે તો હેના દક્ષિણ ભાગને ઉદ્દેશી બોલતા હશો.

નરેન્દ્ર---અને ઉત્તર પણ ખરો. પણ દક્ષિણ ભાગ કદાચ વધારે. કારણ ત્હાં લોકોમાં કૃત્રિમતા ઓછી છે ને અતડાપણું ઓછું છે.

જીવન જેમ સાદું ને જેમ ખરા રૂપમાં જોઈએ તેમ તે નર્ક તુલ્ય જણાય છે.

શશિ—ત્હમે આ દેશના બીજા ભાગો પણ જોયા હશેજ ?

નરેન્દ્ર—હા.

શશિ—તે કેવા લાગ્યા ?

નરેન્દ્ર—એ પણ હેવાજ પણ વધારે સુસ્ત જણાયા.

*શશિકાન્તથી હસ્યા વિના રહેવાયું નહીં ને આ તે કેવો મનુષ્ય છે તે સમજી શકયો નહીં.*

શશિ—શાન્તિપુરમાં ત્હમને સૌથી સરસ શું લાગ્યું ?

નરેન્દ્ર—નોકર ચાકરની તાબેદારી ઉઠાવવાની ઇંતેજારી.

જોગેન્દ્ર—બરોબર છે. શાન્તિપુરમાં આપણે ચાલ્યા જઈયે તો મિત્ર હેતું તો કોઈ મળેજ નહીં માત્ર ઘરના નોકરો ખબર અંતર રાખે તેજ.

શશિ—આ દેશની મ્હોટી મ્હોટી સંસ્થાઓ જોઈ ?

નરેન્દ્ર—હા. બધે ફરીને જોયું છે.

શશિ—હેના વિશે ત્હમારો શો અભિપ્રાય છે ?

નરેન્દ્ર—ત્હમે ભારે સવાલ પૂછોછો. શરૂ ક્યહાંથી કરવું ?

શશિ—જ્યહાંથી ત્હમને વ્યાજબી લાગે ત્યહાંથી. દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ કે ઉત્તર જ્યહાંની સંસ્થા ઠીક લાગે ત્યહાંથી શરૂ કરો.

નરેન્દ્ર—પૂર્વથી શરૂ કરીશ.

શશિ—કારણ ?

નરેન્દ્ર—કારણ ત્યહાં લોકો સુખી છે.

શશિ—મશ્કરી કરોછો કે શું ?

નરેન્દ્ર—હું તો એક મુસાફર તરીકે જે જોયું છે તે કહું છું. રમત ગમતની જગ્યાઓમાં હું ગયો હતો ને લોકોનાં મ્હોં જોયાં હતાં. પશ્ચિમના મુલકમાં એટલે ગુજરાતમાં નાટક જોવા ગયો ત્યહાં એક જગ્યા સારૂ એક રૂપિઓ આપ્યો હતો લોકો સુખ સ્વપ્નમાં પડેલા જણાતા હતા. નાટક થતી વખતે ખરો રસ જેમાં હોય તે તરફ બે દરકાર રહે ને મજા કોઈને પડે તો તે પણ નજીવી જેવી. ખરી મજા વખત મહા પ્હરાણે બગાસાં ખાવાં રોકી શકતા ને ખુશાલીના પોકાર કરે તે પણ નહીં જેવાજ. પૂર્વમાં નાટક જોવા ગયો ત્યહાં પૈસા તો

સાધારણુજ આપવા પડયા. પણ લોકો રસ એટલાતો સ્હમજતા કે ના પૂછો વાત. હેમનું સાહિત્ય પણ હેવુંજ રસપૂર્ણ ને બ્હોળું. મજા કરે ત્ય્હારે તો જાણે સ્વર્ગને નીચે ઉતાર્યું ના હોય તેમજ લાગે. ગરીબ વર્ગ પણ હેવી મજા માણી શકે છે કે આ બાજુનાને એ વિશે ખ્યાલ પણ ના આવે. હું બધે ગયો હતો. ત્ય્હાંનાં દેવસ્થાનોમાં પણ ગયો હતો. ત્હેમની આંખ્યોમાંજ કાંઇ ઓર લાગણી જણાય છે. જીવનના ખરા સ્વરૂપનાં ખ્યાલ ત્ય્હાં એ લોકો બહુ સ્હમજે છે પણ પશ્ચિમમાં તો પ્રભુ તોબા. વાતજ જવાદો.

**શશિ**—ત્ય્હારેતો ત્હમે પૂર્વમાંજ રહેશો ?

**નરેન્દ્ર**—એમ બને ખરૂં ને ના પણ બને. બને એટલા પુરતું કે ગરીબાઇ ને કંગાલપણા છતાં જ્હેને આપણે સુખશાન્તિ કહીયે છે તેવું મ્હેં બહુ જોયું. ને ના બને એટલા માટે કે લોકો જોકે સુખી જણાયાં છતાં મ્હને તે નર્ક સમાન ભાસ્યું.

**શશિ**—મ્યુનીસીપાલીટીમાં ગયા હતા ?

**નરેન્દ્ર**—બધે ગયો હતો.

**શશિ**—ત્ય્હાં શું જોયું ?

**નરેન્દ્ર**—કેટલાંક પુતળાં.

**શશિ**—ત્ય્હાં શું જોવાની મજા પડી ?

**નરેન્દ્ર**—બારે કામમાં બેઠા હોય તેવા ઢોંગ જોવાની. ત્ય્હાંના કરતાંતો નાટકમાં સારૂં ભજવાય છે. નાટકમાં પુતળાં છીયે એમ જણાવે છે ત્ય્હારે ખરી રીતે ખાતરી કરી આપવા માંગે છે કે હમે ખરેખરા જે ભજવીયે છીયે તેજ છીયે, ને ત્ય્હાં ખરી રીતે ભજવવા જતાં પુતળાં છે એમ કેટલાક ખાત્રી કરી આપે છે.

**શશિ**—ત્ય્હારે હવે શાન્તિપુર જેવું સ્થાન મુકી આ ખુણામાં આવવાનું કારણ શું ?

**નરેન્દ્ર**—પ્રવૃત્તિમાંથી નિવૃત્તિમાં આવવા માટે, શાન્તિપુરથી નીકળી આવતાં એક મિત્ર જેવા મળ્યા ત્હેણે આ સ્થાળ મ્હારી પ્રકૃતિને અનુકુળ આવશે એમ કહ્યું તેથી અહીં આવ્યો. વળી અહીં જે મંડળી સ્થાપી છે તેના સેક્રેટરી વિશે સાહાસિક વાત સાંભળીને હમે હમારા દેશમાં સાહસને બહુ પસંદ કરીયે છીએ. તે ખુબસુરત મંત્રીને હું હજી મળ્યો નથી. ત્હમે હેમને ઓળખો છો ?

શશિ—હા. હું ઓળખુછું.

નરેન્દ્ર—એમ ! ત્હારે તો હેમના વિશે હું વધારે જાણવા ઇચ્છુંછું. તે પોતે કોના જેવા છે તે કહેશો ?

શશિ—ત્હમારા જેવી વર્ણનશક્તિ મ્હારામાં નથી.

નરેન્દ્રે અડધી મીંચેલી આંખ્યે શશિકાન્ત તરફ તીક્ષ્ણ નજરથી જોયું પણ બીલકુલ હાલ્યો ચાલ્યો નહીં. શાથી આમ જોયું તે કહી શકાય તેમ નથી પણ હેણે આમ હેના સ્હામું જોઇને કાંઇક અનુમાન બાંધ્યું.

નરેન્દ્ર—મ્હેં સાંભળ્યું છે કે તે બહુ નૈસર્ગિક શકિતવાળી, ખુબ-સુરત ને પવિત્ર છે.

શશિ—ત્હમે બરાબર કહોછો. ત્હમે ગુજરાતી પણ સારૂં બોલોછો પણ જો જરાક ઉચ્ચારોમાં ફેર ના પડતો હોત તોતો હું ત્હમને ગુજરાતીજ જાણત.

નરેન્દ્ર—પ્રભુ ! પ્રભુ !

શશિ—કેમ ગુજરાતી થવું નથી ગમતું ?

નરેન્દ્ર—અમુક દેશ મ્હારો છે એમ જો હું કહું તો તો ખરૂં પણ મ્હારેતો દુનિયા ઉપર જેટલા દેશો છે તે બધાએ મ્હારાજ છે. જો અમુક દેશ મ્હારો છે એમ કહું તો તે દેશપરત્વેની મ્હારી ફરજ જવાબદારી તે દેશના સારા નરતા આચારવિચાર વિગેરેનું જોખમ માથે લેવું પડે.

શશિ—ત્હારે ત્હમારે હામાંનું કાંઇ છેજ નહીં ?

નરેન્દ્ર—ના હોય તો માથે હેતું નાંખવા માંગો છો કે મ્હારે હેવો ડોળ કરવો એમ કહો છો ?

શશિ—પણ એના શિવાય સંપૂર્ણ જીવન ગાળી શકાયજ નહીં.

નરેન્દ્ર—એ જોખમથી તો મનુષ્ય સાંકડા મનનો થાય છે.

શશિ—પણ મનુષ્ય માત્રને એતો જરૂરનું જોખમ છે.

નરેન્દ્ર—પણ મનુષ્ય શા ઉદ્દેશને અવલંબી જીવન ગાળે છે ત્હેના ઉપર હેનો આધાર નથી ! વળી અમુક મનુષ્યોના જીવનમાં હેવા કેટલાક બનાવ બને છે કે જેથી તે કોઇપણ દેશને પોતાનો દેશ એમ કહેતો નથી, પોતાને મા, બાપ, મિત્ર, ભાઇભાંડુ કે બીજી જવાબદારી છેજ નહીં એમ સ્હમજે છે ને તેથી કરીને અમુક દેશના સારાનરતા વિચારોમાં હેને લેવા દેવા નથી.

શશિ—ત્હમારૂં કહેવું અશક્ય છે. એમ બનેજ નહીં.

નરેન્દ્ર—શામાટે ?

શશિ—દરેક મનુષ્ય પોતાના મનુષ્યત્વ માટે જવાબદાર છે, તે પોતાના કર્ત્તા ઇશ્વરને જવાબદાર છે.

નરેન્દ્ર—હમેશાં ઇશ્વરને જવાબદાર ખરો પણ મનુષ્યને તો નહીંજ.

શશિ—ત્હારે ત્હમે ઇશ્વરમાં તો માનતા હશો ?

નરેન્દ્ર થોડીવાર ચુપ રહ્યો. હેના મ્હોં ઉપર કાંઇ દુઃખની અસર જણાઇ પણ તરત બોલ્યો.

" અમુક મનુષ્ય આ દેશમાં નાસ્તિક હોય, જ્હેને લોક નાસ્તિક કહે છે તેવો હોય પણ હમારા દેશમાં તો ત્હેને ઇશ્વરમાં માન્યા વિના છુટકોજ નહીં. "

શશિકાન્ત પરદેશીના શબ્દોના જુસ્સાથી સ્હમજ્યો કે આ માણસે ઘણું દુઃખ જોયું છે પણ પાછું પૂછ્યું. " ત્હમે મુસલમાન છો નહીં ? "

નરેન્દ્ર—હું ! કાંઇ નથી ને બધો પણ છું. હિંદુ, મુસલમાન, પારસી, ક્રીશ્ચન, યાહુદી, બુદ્ધીસ્ટ જે કહો તે બધો છું ને વળી કાંઇ-પણ નથી. સર્વમાં મ્હને શ્રદ્ધા છે કારણ દરેક જણમાં શયતાન છે.

શશિ—શયતાનમાં માનો છો ?

નરેન્દ્ર—કેમ ? હું શાન્તિપુરમાં રહ્યો છું પછી શું ? મોરિકકોમાં પણ રહ્યો છું. આમ છતાં આટલું જીવન તો ગાળ્યું છે ને હવે અહીં વિશ્રાન્તિ લેવા આવ્યો છું. અહીંજ શાન્તિ ને સુખ છે. સદ્‌ભાવના-વાળી સ્ત્રીએ વિશ્રાન્તિગૃહ બનાવ્યું છે ને મંડળી સ્થાપી છે તો મ્હારા જેવા જગતના શ્રમથી થાકેલા ને આજ સ્થાન શ્રેયને પ્રેય છેઃ પણ ત્હમે આ સ્ત્રી વિશે હજી વાત કરી નથી. તે ઘણી ધાર્મિક છે નહીં ?

શશિ—ગરીબો તરફ બહુજ માયાળુ છે.

નરેન્દ્ર—ત્હારે હું તો ગરીબજ છું. હું હેમના વિશ્રાન્તિગૃહમાં આવ્યો છું. એ પણ એક અનુભવ લેવા જેવું છે. શાન્તિપુર છોડયા પછી આ સ્થળ સ્વર્ગસમાન લાગે છે તેટલા માટે મ્હારી જે સુખદાતા આ ગૃહની બનાવનાર છે ત્હેનો હું દેવાદાર થયો છું અને જ્યારે હું ત્હેમને મળીશ ત્યારે આજ કહીશ. પણ હાલું સ્થાન હેમણે શા સારૂં બાંધ્યું એતો કહો ?

શશિ—જગત હેને વિશે જેટલું જાણે છે તેટલુંજ હું જાણું છું.

જે કોઇને હાવું સ્થાન મદદગાર થઇ પડે તેને સારૂં એ ખુલ્લું છે વળી પોતાનું ખાસ રહેવાનું મકાન પણ સર્વને માટે ખુલ્લું છે એટલે કે દરેક જાત્યના લોકોને તે પોતાને ત્હાં મ્હેમાન તરીકે નોતરે છે. આ આટલા અહીંના પ્રદેશમાં તો તેનું ઘર એક સદાવ્રત થઇ પડયું છે.

નરેન્દ્ર—કેમ પોતાની જમીન પણ લોકોને આપે છે કે શું ?

શશિ—તે હું નથી જાણતો. મ્હને તો કદી આપી નથી.

નરેન્દ્ર—ત્ય્હારે તો તે માત્ર પોતાની ઇચ્છાઓજ તૃપ્ત કરતી હશે.

શશિ—પોતાને અમુક ઇચ્છા તો હશેજ તે શિવાય આટલો શ્રમ કોઇ ઉઠાવે ?

નરેન્દ્ર હશી પડયો પણ તરતજ બોલ્યો "સ્હમજ્યો."

શશિ—શું સ્હમજ્યા ?

નરેન્દ્ર—હેના ઉદ્દેશો.

શશિ—શા ઉદ્દેશો છે ?

નરેન્દ્ર—પોતાની કીર્તિ ફેલાવવાના ને તે દ્વારા મોભો મેળવવાના, બીજા શા હોય ?

શશિકાન્ત જરા ગુસ્સે થઇ બોલ્યો "વગર આધારે ત્હમે મત બાંધો છો. ત્હમે હજી કોઇ દિવસ સુવાસિનીને જોઇતો છે નહીં.

નરેન્દ્ર—હું કાંઇ ન્હાનો બાળક નથી.

શશિ—એટલે ?

નરેન્દ્ર—એટલે એ કે દૂનિયા ઉપર મ્હેં ઘણી સ્ત્રીઓ જોઇ છે. દરેક દેશની ને દરેક જાત્યની બોલી બોલતી સ્ત્રીઓ મ્હેં જોઇ છે—પેરીસ, બર્લીન, વીયેના, ડમાસ્કસ, કોન્સ્ટાન્ટીનોપલ, કેરો, બગદાદ, કલકત્તા ને મુંબાઇ દરેક સ્થળે મ્હેં સ્ત્રીઓ જોઇ છે ને દરેક સ્થળે તે, સમાનજ છે.

શશિ—ઠીક તો ત્હમારા અનુભવથી શું ત્હમે જાણ્યું છે. !

નરેન્દ્ર—એ અનુભવની વાત જવાજ દ્યો.

શશિ—કેમ ? સત્ય તો હમેશાં જાણવુંજ જોઇએ.

નરેન્દ્ર—શશિકાન્ત ? જો મ્હને કોઇપણ બ્હીક હોય તો તે માત્ર સત્યનીજ છે, કારણ ઘણા વર્ષો સુધી મ્હારો એજ સિદ્ધાન્ત હતો કે સત્ય જાણવું કે જોવુંજ નહીં છતાં તે હમ્મેશાં આવીનેજ ખડું થાય છે ને તેટલા માટેજ હું મુંજી જેવો રહું છું.

શશિ—કદાચ ત્હમે જીવનની એક બાજુજ જોઇ હશે.

વળી નરેન્દ્રના મ્હોં ઉપર ગ્લાનિ આવી ગઈ પણ શાન્ત રીત્યે બોલ્યો, “ શશિકાન્ત ? મ્હેં ત્હમારાં ધર્મનાં પુસ્તકો વાંચ્યાં છે ને તેમાં જે મ્હને ઘણો રસ પડયો તે એજ કે મ્હારાજ બધા અનુભવો ઘણાખરા હેમાં વર્ણવેલા આવી જાય છે. મહાત્મા બુદ્ધ, કબીર વિગેરે સર્વના અનુભવ જાણી શકયો છું.

**શશિ**—તાત્પર્ય શું કાઢયું ?

**નરેન્દ્ર**—બુદ્ધદેવનું.

**શશિ**—જો મ્હારો એ ધર્મ હોય તો તો હું આપઘાત કરૂં.

**નરેન્દ્ર**—અલબત્ત, હેનો પણ વિચાર મ્હને આવ્યો હતો. બ્હીક પણ ન્હોતી લાગી. પણ અંતે નિશ્ચય થયો કે હેમાં તો કાંઈ માલ નથી. ને વળી મ્હારે જીવવાનો ઉદ્દેશ પણ છે.

**શશિ**—ત્હમારા ધર્મની માન્યતા પ્રમાણે ઉદ્દેશ હોય તેમ હું માનતો નથી ને જો હોય તો જાણવાજેવોજ હશે.

**નરેન્દ્ર**—ખરે શશિકાન્ત? ઉદ્દેશ છેજ.

**શશિ**—હું ત્હારે એ જાણવાને ઈંતિન્તર છું પણ જો ખાનગી હોય તો તો વખતે મ્હારી ઈંતિન્જારી અસ્થાને કહેવાશે.

**નરેન્દ્ર**—પ્રેમ કે પૈસો એ ઉદ્દેશ નથી. અરે જોગેન્દ્ર ? માફ કરજો. હું ત્હમારા મ્હેમાન સાથે ત્હમને બીલકુલ બોલવા દીધા વગર બોલેજ જાઉં છું. ત્હમારા હકનો વિચારજ નથી કરતો. ત્હમારા બંગાળીઓમાં એક શક્તિ તો ઉમદા છે અને તેથી ત્હમે આગળપડતા જણાઓ છો.

**જોગેન્દ્ર**—શી શક્તિ છે ?

**નરેન્દ્ર**—સાંભળવાની.

આટલેથી વાતો સામાન્ય વિષય ઉપર ચાલી અને થોડીવાર પછી શશિકાન્ત જોગેન્દ્રને ત્હાંથી પોતાને ઘેર ગયો. ઘેર જતાં વિચાર શરૂ થયા. મોહકને ગમતી છે તોપણ મ્હારા મનમે એ ગમતો નથી. એ કોણ છે ને શું છે? એક થોડો ફેર જો ના હોય હેના બોલવામાં ને ઉચ્ચારમાં તો આબેહુબ ગુજરાતીજ જેવો લાગે છે. કેટલીક ફેરી તો મ્હને શક પણ લાગ્યો પણ જ્હારે બંગાળીમાં જોગેન્દ્ર સાથે વાત કરી ત્હારે એમ લાગ્યું કે બંગાળી તો નહીં હોય વળી ઇંગ્લેંડ ને અરબસ્તાનમાં ઉછર્યો હોય તેમજ લાગે છે. હેનાવિશે વધારે જાણવા ઇચ્છા થાય છે પણ વળી મન કોણ જાણે શાથી પાછું

હકે છે. ગમે તેમ થાય પણ સુવાસિનીએ જે ગાયનનો જલસો ભરવાનો વિચાર રાખ્યો છે ત્યહાં હું હાજરજ રહીશ. સુવાસિની જોઇયે છીયે હેના વિશે શું ધારે છે.

શશિકાન્તના ગયા પછી જોગેન્દ્રે નરેન્દ્રને પૂછ્યું. 'શશિકાન્ત વિશે તહમારો શો અભિપ્રાય બંધાયો ?'

નરેન્દ્ર—હું ધારૂં છું કે તે અહીંની અધિષ્ઠાત્રી દેવી સાથે પ્રેમમાં પડયો છે.

જોગેન્દ્ર—મ્હને તો એ કાંઇ જણાયુંજ નહીં. તહમે શાથી જાણ્યું?

નરેન્દ્ર—મ્હારી આંખ્યોને કાન ખુલ્લા હતા તેથી.

જોગેન્દ્ર—હોય. મ્હેં સાંભળ્યું છે તે ઉપરથી તો ત્યહારે જોડું ઠીક થશે. શશિકાન્ત પૈસેટકે સુખી છે ને મ્હોટી મ્હોટી આશાઓ હેને છે.

નરેન્દ્ર—શા પ્રકારની આશાઓ જણાય છે ?

જોગેન્દ્ર—કાઉન્સીલમાં જવાની.

નરેન્દ્રે અટ્ટહાસ્ય કર્યું.

જોગેન્દ્ર—કેમ ? તહમને કાંઈ ઔર આનન્દ થયો જણાય છે. આજે કાંઈ રોજના કરતાં વધારે આનન્દી જણાઓ છો. શશિકાન્ત તહમને ગમી ગયા કે શું ? અહીંની દેવીનો એ લાયક સ્વામિ નહીં થાય ?

નરેન્દ્ર—ગાયનના જલસાના દીવસ પછી કહીશ.

જોગેન્દ્ર—કેમ પછી કહેશો.

નરેન્દ્ર—કારણ ત્યહારે આ તહમારી દેવીને મ્હેં જોઈ હશે. હેના સાથે ઓળખાણ થશે, વાતચીત થશે. પછી.

જોગેન્દ્રે પોતાના સોબતની સ્હામું તાકીને જોયું. પ્હેલીજ વખત નરેન્દ્રની આંખ્યો પૂર્ણ ઉઘડેલી જોઈને હેના મ્હોં ઉપર કોઇ વખત હેણે ના જોયેલું હેતું તેજ જોયું. પણ એક ક્ષણજ આમ રહ્યું. હેની આંખ્ય પાછી અડધી મીંચાઇ ગઈ ને પાછું મુંઝીપણું આવી ગયું. મંડળીના મકાનમાં આ વખતે તેઓ બેઠેલા હતા ત્યહાં બે બીજા માણસો આવ્યા. આ બેમાંનો એક બીજાને કહેતો હતો કે મહેશ ? મ્હારી પાનની ચમચી જોઇ ? અહીં પાન ચાવવાનાં મળે એમ લાગતું નથી. જવાબમાં બીજાએ ગજવામાંથી ચમચી કાઢી ને બે જણ ધીમે સાદે વાત કરવા મંડયા.

નરેન્દ્ર—હા—જોગેન્દ્ર ? જલસાનાજ દીવસની હું વાટય જોઉં છું.

# પ્રકરણ ૨૧ મું.

## શેત્રંજ.



રમેશ—મહેશ? મ્હને એમ થાય છે કે હું અહીં ના આવ્યો હોત તોજ સારૂં.

મહેશ—કારણ?

રમેશ—તું જાણે છે મ્હારા મનની સ્થિતિ.

મહેશ—એંહ હેમાં શું. એ ભુલ્ય તો સુધરે એવી છે, છાનોમાનો આ બીજી ટ્રેન આવે તેમાં પાછો ચાલ્યો જા.

રમેશ—એ હું જાણું છું. ને તું મ્હારે લીધેજ અહીં આવ્યો છું. પણ ત્હને એ યાદ છે કે પેલો જે કાગળ લખ્યો હતો તે પછી લગ્ન બંધ રહ્યાં ને ત્હેની જીંદગી બગડતી અટકી છતાં ઉપકારનો જવાબ પણ વાળ્યો નથી ને મ્હારી સાથે ત્હાર પછી વાત પણ નથી કરી.

મહેશ—એ બીના પછી તો આપણે બે શાન્તિપુર છોડી જતા રહ્યા હતા.

રમેશ—એ તો ખરૂં. પણ ઉપકાર માનવા ખાતરજ ત્હેણે—

મહેશ—એ હેવી છેજ નહીં ભાઈ? મ્હારી રીત્ય પકડય ને હેના વિશે વિચારજ ના કર્ય. જવાદે એ વાતજ કાંઇ આપણે ન્હાના કીકલા છીયે? કાંઈ હેના શિવાય જગતમાં બીજી પડીઓ નથી? આપણને બેને હેણે એકજ લાકડીએ હાંકયા છે.

રમેશ—હું તો હેને ભૂલવા પ્રયત્ન કરૂં છું પણ એમ બનતું નથી. મ્હને કાંઈ ચ્હેનજ પડતું નથી. આટલાં વર્ષ થયાં પણ હું હેને ભુલી ગયો નથી અને જ્હારે શ્વેતભાનુ મરી ગયો ત્હારે મ્હને લાગ્યું કે થોડા વખત પછી તે મ્હારા ઉપકારનો વિચાર કરશે ને—જવાદેને તું જાણે છે: પણ બીલકુલ જાણે હવે આપણને ઓળખતીજ નથી. બીજાઓને હેણે અહીં બોલાવ્યા છે પણ મ્હને તો બોલાવ્યોજ નથી તેથીજ મ્હેં ત્હને અહીં મારી સાથે આવવા આગ્રહ કર્યો. અહીં હઇએ તો હેને મળવાનો લાગ પણ મળે અને હું ધારૂં છું કે આપણને આવકાર મળશે.

મહેશ—કોણ જાણે કાંઇ કહી શકાય નહીં.

રમેશ—શ્વેતભાનુ વિશે હજી હેની લાગણી હશે કે કેમ ?

મહેશ—ઘણું કરીને તો હવે એ હેને ભૂલી ગઈ હશે.

રમેશ—ભાગ્યેજ ભૂલી ગઇ હશે.

મહેશ—કેમ ?

રમેશ—એમ હોય તો હજી કેમ કોઇને પરણી નથી.

મહેશ—તે તો કોણ જાણે. જો હેને એ ચ્હાતીજ હતી તો પછી તું એમ ધારે છે કે હેને એ ભૂલી ગઇ હશે ?

રમેશ—હા.

મહેશ—એમ શાથી કહે છે.

રમેશ—મ્હેં જે કાગળ લખ્યો હતો ત્હાર પછી આત્માભિમાનને સ્વમાનવાળી કોઇપણ સ્ત્રી હેને પરણી ના શકે. મ્હેં કામ તો સજ્જડ કર્યું હતું. સાબિત કરવાને મ્હેં શ્વેતભાનુનો બોલેલો અક્ષરે-અક્ષર ને શબ્દેશબ્દ લખ્યો હતો. ગમે તે થયું પણ છેવટે હેને તો નાજ પરણી.

મહેશ—તું ધારે છે કે શ્વેતભાનુ ખરેખરો હેને ચ્હાતો હતો ?

રમેશ—એતો પ્રભુ જાણે. હેના મનમાં શું હશે તે કહેવું તો અશક્યજ હતું. ગમે તે હોય પણ અંતે તો હેણે પોતાનો અંત આણ્યો. વર્તમાનપત્રમાં એ ખબર વાંચ્યા ત્હારે મ્હને કાંઇક નિરાંત વળી. જો એ જીવ્યો હોત તો આપણા બેની શી વલે થઇ હોત તે કહી શકાય એમ નથી. આપણને હેણે ધમકી આપી હતી તે વખત હેની ખુની આંખ્ય ત્હને યાદ આવે છે ને ?

મહેશ—હા. પણ એ શું કરી શકવાનો હતો ?

રમેશ—હેના જેવાએ શું કર્યું હોત ને શું નહીં એ કહી શકાય એમ નથી. પણ હવે તો હેનો અંત આવ્યો છે.

મહેશ—આ બધી આસપાસની જમીન જનાર્દનની હશે ખરૂં ?

રમેશ—ઘણું કરીને હેમનીજ છે. પણ મહેશ, અહીંયાં કેટલી જાત્યના માણસો છે એ ખબર છે ?

મહેશ—દેશદેશના લોકો છે. આપણા જેવાનું અહીં કાંઇ કામ નથી. પણ પેલો હમણાં અહીં હતો એ તુર્કસ્તાનીને જોયો ?

રમેશ—હા. દેખાતો તો સારો હતો. હેની સાથે વાતચિત કરીયે તો ખબર પડે.

મહેશ—હેમાં શું. એતો સ્હેલ છે. આશ્ચર્યને ખુણે પેલી શેત્રંજની રમત ગોઠવેલી પડી છે ત્હાં એ એકલો ઉભો છે ને વિચાર કરતો ઉભો છે. કોઇ રમનાર ખોળતો હોય એમ લાગે છે.

રમેશ—પણ હેને રમતાં નહીં આવડતું હોય.

મહેશ—ગમે તેમ. શીખશે. રમવું છે કે નહીં એ પૂછવા તો દે. વિવેક કર્યો કહેવાશે.

રમેશ—બે જણ રમી શકશે. ત્રીજો શું કરશે?

મહેશ—તું રમજે કે હું રમીશ. એક જણ બીજાને મદદ કરશે. હજી આપણે બહુએ વખત છે.

રમેશ—પણ હેને તો હું ધારૂં છું શીખવવું પડશે ને વખતે આવડતી હશે તો તે પણ નહીં જેવીજ—મજા એમાં નહીં પડે.

મહેશ—જોવા તો દે.

બન્ને જણા એ ઉભો હતો તે ટેબલ ભણી ગયા એટલે નરેન્દ્રે હેમને સલામ કરી ને ટેબલ આગળથી જરા ખશી ગયો.

મહેશ—કેમ સાહેબ ! આપ રમશો ?

નરેન્દ્ર—હા. હું અહીંયાં એક ગૃહસ્થની રાહ જોતો ઉભો હતો પણ તેતો હજી આવ્યા નહીં. તે મ્હારી સાથે રમવાનું કહીને ગયા છે.

રમેશ—ઘણીવાર ત્હમે તો રમ્યા હશો ?

નરેન્દ્રે અડધી મીંચેલી આંખ્યે હેના તરફ જોયું ને બોલ્યો "હમારા દેશમાં હમે આ રમત રમતા નથી પણ જ્હારે હું અહીં આવ્યો ને ઘણાખરાને આ રમતા જોયા ત્હારે રમવાનું શરૂ કર્યું.

રમેશ—ત્હારે તો ઘણી વખત 'મ્હાત' થયા હશો. ?

નરેન્દ્ર—શું થયા હશો ?

રમેશ—'મ્હાત'. એટલે કે રમત રમતેં ચાલવાનો માર્ગ રહ્યો નહી હોય ને હાર્યા હશો.

નરેન્દ્ર—અહાહા ! "મ્હાત". તેતો થયો છું. પણ ત્હમે કહો છો એમ નહીં. પણ 'મ્હાત' થવા પુરતું પણ હું રમી શકતો નથી.

મહેશ—ચાલો રમશો ?

નરેન્દ્રે મહેશના સ્હામું ના જોતાં રમેશ તરફ તીક્ષ્ણ નજરથી જોયું અને હેને લાગ્યું કે હેને રમવાની ઇચ્છા નથી. રમેશને મહેશ બન્ને સારૂં રમતા હતા.

નરેન્દ્ર—મ્હારાથી ત્હમને ના નથી કહેવાતી. પણ ત્હમે બે રમો હું જોયા કરીશ. પછી જો ત્હમારી ઇચ્છા હશે તો હું રમીશ પણ હું ધારૂં છું મ્હને બરાબર નહીં આવડે. છતાં વિવેક ખાતર ત્હમારી રમવાની માગણી મ્હારાથી પાછી ઠેલાતી નથી.

આ બન્ને કરતાં નરેન્દ્ર ઉંચો હતો ને દેખાઇ આવતો હતો. હેનાં કપડાં ને પ્હેરવેષ જૂદો પડતો હતો ને માથાની ગુચ્છાદાર વાળ-વાળી ટોપીથી પરદેશી તરીકે તરત જણાઇ આવતો હતો.

નરેન્દ્ર—ત્હમે ત્ય્હારે હવે શરૂ કરો અને જો એમ જણાશે કે ત્હમારી રમત બગડે છે ને રસ નથી પડતો તો હું ઉઠી જઇશ.

રમેશે ને મહેશે રમત શરૂ કરી. પાયદળથી રમત શરૂ કરવા માંડી. પાંચેક મીનીટ રમત ચાલી એટલે નરેન્દ્રે કહ્યું “ત્હમારી સાથે, હાવા હુંશીઆર ખેલાડીઓ સાથે મ્હારાથી તો ના રમાય.”

વળી એકાદબે દાવ પોતે રમવાને ઇચ્છા જણાવીને ચાલ ઉંધી લીધી. રમેશને થયું કે હાવા સાથે તો રમવું ઠીક નહીં. ઉલટી બાજી બગાડશે. મહેશ વિવેક કરતો હતો કે એકબે બાજી ખેલશે તો આવડી જશે. પણ રમેશને હેવું બોલી સંભળાવવાની ઇચ્છા થઇ કે જેથી એ રમત આગળથી ખસી જાય અથવા વચ્ચેવચ્ચે દાવ ખેલવા છોડી દે.

નરેન્દ્ર—લાવો, મહેશ ! મ્હને બેએક દાવ ખેલવા દ્યો ને રમેશની સાથે રમી જોવા દ્યો. જો હું હારીશ તો રમવું છોડી દઇશ ને ફરી એકાદ બે દિવસ પછી પાછો ત્હમારી જોડે રમવા આવીશ.

રમેશ—શેત્રંજની રમત કાંઇ સ્હેલી નથી કે એકાદ બે દીવસમાં શીખી જઇને બીજાને હરાવી શકો.

નરેન્દ્ર—ત્હમને એમ લાગે છે ? ઠીક. પણ કાલ્ય સુધીમાં તો હું ત્હમારી બરોબરી કરી શકીશ.

રમેશે સ્મિત કરી કહ્યું એમ ? ઠીક. ઠીક.

નરેન્દ્ર—કાલ્ય નહીં તો પરમ દીવસ. જ્યહાં સુધી હું મ્હારા—શું કહો છો ત્હમે ‘દુશ્મન’ કે શું ? તેને ના જીતુ ત્યહાં સુધી જંપું હેવો નથી.

મહેશ—દુશ્મન નહીં પણ સ્હામાવાળીઓ.

નરેન્દ્ર—બરાબર સ્હામાવાળીઓ. ગુજરાતી હું ન્હાનપણમાં શીખ્યો હતો પણ બહુ બોલવાની પછીથી ટેવ ના રહી એટલે—પણ ઠીક હવે તો યાદ રહેશે. રમત રમતે, બાજી રમતાં એ શબ્દ યાદ

રાખીશ ને વળી આપણું જીવન તે પણ એક રમતજ છે ને ? શરૂવાતમાં હું ઘણું ખરૂં હારછું. પણ ભવિષ્ય છે એમ યાદ આવે છે એટલે હીમ્મતથી આગળ વધું છું.

મહેશ—સ્હામાવાળીઆના બરાબરીઆ થાવ ત્હાં સુધી કેમ ?

નરેન્દ્ર—હેને હરાવું ત્હાં સુધી.

રમેશ ખડખડાટ હસી પડયો ને બોલ્યો "નરેન્દ્રભાઈ ! શેત્રંજમાં તો એમ કરવાને ઘણો વખત જોઈએ છે."

નરેન્દ્ર—ખરી વાત. ઘણી ખરી બાબતને લાંબો કાળ જોઈયે છીએ પણ અંતે તે વખત તો આવે છેજ. હજી આતો હરિફાઈ શરૂ કરી છે. કોણ જાણે છે ? હું બરાબર રમી પણ શકું !

આ વાત બાજી અધુરી મુકી નીચે ચ્હા પીવા જતે જતે થઈ હતી. ચાહ પી રહ્યા પછી પાછા રમત શરૂ કરવા ઉપર ગયા. રમત પાછી માંડી બેચાર દાવ નરેન્દ્રે ખેલ્યા. આ ફેરી બરાબર રમ્યો પણ નવો સવો જાણીને એક બે દાવ વધારે ખેલવા દીધા. વળી વધારે દાવ ખેલવા કહ્યું પણ હેણે ના કહીને બોલ્યો—"હમેશાં ગેર કાયદેસર લાભ લેવા હું માંગતો નથી જો કોઈ ત્હમને શરૂવાતમાં બેચાર દાવ એમને એમ પોતાના રમ્યા શિવાય રમવા દે તો ત્હમે કદી ત્હેને જીતી ના શકો."

રમેશે બે દાવ ખેલ્યા પણ એક દાવ પાછો નરેન્દ્રે હુંવો ખેલ્યો કે રમેશ ને મહેશ એક બીજા તરફ આશ્ચર્યથી જોઈ રહ્યા. વિચારમાં પડયા કે આ પ્રમાણે હોય તો તો મ્હાત થઈ જવાય. રમેશને આ પરદેશી ઉપર જરા અદેખાઈ થઈ કે નવો સવો માણસ આ રમતમાં હાવા દાવ ખેલે ને એમ રમાને પાછો મશ્કરી કરતો જાય. વળી એક દાવ રમેશ રમ્યો. નરેન્દ્રનો વારો આવ્યો એટલે તે બોલ્યો "જો હવે હું દાવ ખોઈશ તો જીતી શકાય એમ નથી લાગતું. મ્હારે આ દાવ તો નાજ ખોવો જોઈયે." થોડો વિચાર કર્યો ને એકદમ રમેશ ને મહેશ તરફ ફરી બોલ્યો "વિચિત્ર છે કે હાવી રમત તે આપણા જીવનના ભાગ જેવી થઈ પડી છે ને શેત્રંજની રમત તે જીંદગીની રમત જેવી છે. માફ કરજો ભાઈઓ, પણ હું ઈજીપ્તને અરબસ્તાન જેવા દેશનો વતની છું એટલે જીવનમાં દરેક બીના મ્હને વિચિત્ર જણાય છે." આમ કહી દાવ ખેલ્યો કે તરત મહેશ બોલી ઉઠયો "શાબાશ. શાબાશ."

નરેન્દ્ર—શરૂવાતમાં મ્હેં બહુ ભૂલ્યો કરી છે. જીવનની બાજી જીતવી મુશ્કેલ છે જો શરૂવાતમાં એમ ભૂલ્યો થાય તો.

રમેશ પણ એક સારો દાવ રમ્યો એટલે હેને જરા કળ વળી.

બાજી ધીમે ધીમે આગળ વધવા માંડી. એક પછી એક કઠિણ કઠિણ દાવ શરૂ થયા ને મહેશથી બોલી જવાયું "મુશ્કેલ છે."

નરેન્દ્ર—જીંદગીનું તત્ત્વ મુશ્કેલ છે.

ગમે તેમ પણ રમેશને મહેશને લાગ્યું કે એક કલાક પ્હેલાં જે આ પરદેશી હતો તે હવે ન હોય. રમત એક સ્હેલ ખાતરજ રમતો ના લાગ્યો પણ હાર જીતમાં કાંઈ હેના આખા જીવનનો સવાલ રહ્યો હોય તેટલા રસથી રમે જતો હતો. હેની આંખ્યો ઘડીએ મી-ચેલી નહોતી અને મુંઝાપણું જતું રહ્યું હતું. પા કલાકમાં તો હેવી રમત રમ્યો કે રમેશ મ્હાત થયો. મહેશને રમેશ કાંઇ બોલી શકયા નહી પણ રમત જોવા આ દરમ્યાન મંડળીમાં ભરાયેલા કેટલાક ગૃ-હસ્થો આવીને ત્હાં ઉભા હતા તેમનાથી ખુશાલી દર્શાવ્યા વિના રહેવાયું નહી. રમેશને લાગ્યું કે પરદેશી સાથે હું નહોતો રમતો પણ મ્હારા નશીબ સાથેજ હું હરીફાઇ કરતો હતો.

નરેન્દ્ર—હવે રમતમાં ભૂલ્ય નહીં થાય હો. રમેશભાઇ ? રમેશ-ભાઈ ? રમતમાં તેમજ જીવનમાં પ્હેલેથી બધું ગોઠવી રાખીયે છીયે તો રસ ઉત્પન્ન નથી થતો પણ એ તો શરૂ કર્યા પછી મુશ્કેલીઓ આવે ને તે વખતે જે પગલાં ભરીયે છીયે તેમાંજ ગમ્મત રહેલી છે; અને સૌથી વધારે મજા તો જે છેવટના શ્વાથી જીતીયે છીયે તે-માંજ રહેલી છે.

શાથી તે રમેશ ના સ્હમજ્યો પણ હેનું હૃદય ધબકી રહ્યું હતું. એને મુંઝવણ આવીને કાંઇક સ્હમજ ના પડે તેવો મનમાં ધ્રાસ્કો પડયો. રમતમાં પોતે હાવો કુશળ છતાં હાર્યો. પોતે રમત ઉંધી કે વગર વિચારે નહોતો રમ્યો પણ કોણ જાણે શાથી રમતના છેવટના ભાગમાં દરેક દાવ તો પરદેશીના દાવ આગળ હારવા મંડયો હતો. આથી હેને ગુસ્સો પણ ચઢયો. પરદેશીએ નવા રમનાર તરીકે શરૂ કર્યું હતું. કેટલાક દાવ પણ જવા દીધા હતા તેમ છતાં રમતની અંતે જીતી ગયો. રમતે રમતે ઘણી વખત રમેશે નરેન્દ્રના મ્હોં તરફ જોયું હતું ને હેની ગુચ્છાદાર વાળ વાળી ટોપી જોઇ ત્હેને અનેક પ્રકાર

વિચારો આવતા હતા. દાઢીને મુછથી મ્હોં ઢંકાયેલું હતું, છતાં મશ્કેરીમાં રમેશના દાવ જોઇ હસતો હોય તેમ હેને લાગતું હતું. આ પરદેશી વિશે ત્હેને અનેક વિચારો આવ્યા. કેટલીક વખત કોઈ છે તો ગુજરાતીજ એમ લાગતુ પણ વળી બીજા કેટલાક સંજોગોને લઇને એ વિચાર ઉડી જતા હતા. મહેશે તો ધાર્યુંજ કે આપણાથી તો હાની સાથે જીતી શકાય એમ છેજ નહીં.

રમેશ—ચાલો આપણે ફરીથી કાંઇ શરત મારી રમીયે.

નરેન્દ્ર—હું કદી શરત મારી હવે નથી રમતો. માત્ર જીંદગીની શરતેજ રમું છું.

રમેશ—શું કહો છો?

નરેન્દ્ર—રમત ને હું રમત નથી સ્હમજતો. પણ રમત એટલે આપણું ભવિષ્ય. એટલે તેથી આપણે મ્હોટા જોખમે, શરતેજ રમાયે છીયે.

રમેશ—હેવાં શાં જોખમ છે?

નરેન્દ્ર—એ કેમ કહી શકાય? સ્વર્ગ કે નર્ક એમાંથી એક.

રમેશ—ઠીક!

આ વખતે સ્હાંજ પડી ગઈ હતી ને મંડળીના મકાનમાં નવાં બે માણસ, ક્યારનાં એ દાખલ થયાં. એક સ્ત્રીને બીજો પુરૂષ. હામને જોઇને પરદેશીએ પોતાની પાસે ઉભેલા એક ગૃહસ્થને પૂછયું. "એ બે કોણ છે?" જવાબમાં ખબર પડી કે સ્ત્રીનું નામ સુવાસિની ને પુરૂષનું નામ શશિકાન્ત.

નરેન્દ્ર—એમ? ત્હારે તો એ સ્ત્રીએ પણ હમારી રમત જોઈ હશે ને?

આ શબ્દો મ્હોટેથી બોલ્યો ને રમેશના મ્હોં તરફ જોયું. રમેશનું મ્હોં ઉતરી ગયું હતું.

મહેશ—ત્હમે સુવાસિનીને ઓળખો છો?

નરેન્દ્ર—હું અહીં આવ્યો ત્હારે હેમને મળવાની આશા હતી ખરી પણ ગઈ કાલ્યેજ મ્હારે ને શશિકાન્તને વાત થઈ હતી કે જો કે હું અહીં કેટલાક દિવસથી આવ્યો છું પણ હજી હેમને જોવાને ભાગ્યશાળી નથી થયો. પણ હવે ભાગ્યદેવી કૃપાવંત થઈ જણાય છે. રમેશભાઈ! આપણે રમતમાં, બાજીમાં જોખમજ ખેડીયે છીયે. શું થાય છે. પરિણામ શું આવશે તે કોણ કહી શકે છે

**મહેશ**—પરિણામ એ કે જે પુરુષ હેની પાસે ઉભો છે. તે હેને જીતશે પોતે આ પ્રમાણે શા માટે બોલ્યો તે પોતેજ ના સ્હમજ્યો.

**નરેન્દ્ર**—જે માણસ પાસે ઉભો છે તે રમત જોઇ શકે ખરો પણ તે કદી રમત જીતતો નથીજ. એ તો માત્ર જે રમત રમે તેજ જીતે. અંદર અંદરની વાતો હવે બંધ થઇ. સુવાસિની અને શશિકાન્તે શેત્રંજની રમતનો છેવટનો ભાગ ઘણાજ રસથી જોયો હતો. શશિકાન્તે નરેન્દ્ર જીત્યો તે વખતે પાસે આવીને હેને શાબાશી આપી હતી. રમેશે કહ્યું હતું કે આપણે કોઇ દીવસ ફરીથી રમીશું. નરેન્દ્ર સુવાસિની અને શશિકાન્ત તરફ ગયો. આંખ્યો પાછી અરધી મીચી દીધી હતી ને મુંઝીપણું આણી દીધું હતું.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### સુવાસિની ને પરદેશી.

---



**શશિ**—નરેન્દ્ર ? ત્હમે ઠીક જીત્યા. ત્હમારા દાવ ઘણા સરસ ખેલાતા હતા.

**નરેન્દ્ર**—મ્હારે મનતો હજી અડધીજ બાજી રમાઇ છે. પુરેપુરી હવે રમાશે.

**શશિ**—આ સંસ્થાના મંત્રી સુવાસિની તે આ પોતેજ, ને આપણે બધાએ હેમનો હાવા સ્થળ માટે ઉપકાર માનવો જોઇયે.

સુવાસિનીએ નરેન્દ્ર સ્હામું જોયું એટલે નરેન્દ્ર બોલ્યો "મ્હને ઘણીજ ખુશી થઇને માન મળ્યું સ્હમજું છું કે આજે ત્હમારૂં ઓળખાણ થયું."

**સુવાસિની**—અહીંનાં હવા પાણીતો ત્હમને ઠીક પડતાં હશે.

**નરેન્દ્ર**—દરેક દિવસે નવો નવો રસ ઉત્પન્ન થતો જાય છે.

**સુવાસિની**—એ સાંભળી મ્હને આનંદ થાય છે. કદાચ આ સ્થળ શરૂવાતમાં ત્હમને વિચિત્ર જણાયું હશે પણ હવે ત્હમને અનુકૂળ મિત્રો મળ્યાથી ઘર જેવુંજ લાગતું હશે.

નરેન્દ્ર—હા. મિત્રો થયા છે ખરા. આજેજ એક બે બીજાં ઓળખાણુ પણુ થયાં છે. રમેશ ને મહેશ એ ગમતી મિત્રો મળ્યા છે.

સુવાસિની—કોણુ ?

નરેન્દ્ર—રમેશ ને મહેશ. ત્હમે હમને ઓળખોછો એમ ? આ આવ્યા એ પણુ. રમેશ ને મહેશનાં નામ ભાર મૂકીને અશુદ્ધ ઉચ્ચારથી બોલ્યો.

સુવાસિની—શશિકાન્ત ? મ્હારે ઘેર જવું જોઇયે. કાકા વાટય જોતા હશે.

શશિ—ચાલો હું ત્હમારી સાથે ઘર સુધી મુકવા આવું છું.

નરેન્દ્ર—જો ઇચ્છા હોય તો હું પણુ ઘર સુધી આવું.

શશિ—હવે રમત પાછી શરૂ નથી કરવાના ?

નરેન્દ્ર—ના. અત્યારે હવે સુસ્તી લાગે છે. હેમને હમારા દેશમાં બહુ રમત ગમત કરતાં બેઠા બેઠાં ગપ્પાં મારવાં બહુ ગમે છે. હું કાંઈ થાકી નથી ગયો. અહીંની હવાથી તનદુરસ્તી વધે છે. ખરે ત્હમે આ ભાગના લોકોનાં એક સુખદાતા થઇ પડયાં છો. સુવાસિની ?

સુવાસિની—કાંઇક થોડે અંશેજ. ઘણાજણુ લાભ હજી લેતા નથી.

નરેન્દ્ર—પણુ ત્હમારી સ્થિતિ જેવા બધાજ જો આમ પોતાના ધનનો વ્યય કરે–પણુ એતો ઠીક. જે થોડા અહીંનો લાભ લેછે ત્હેમાંનો હું પણુ એક છું. ત્હમારે પરદેશીઓને બહુ પુછપરછ કર્યા વિના દાખલ કરવા.

શશિ—સુવાસિની કાંઇ માત્ર પરદેશી કરીનેજ આવકાર આપે એમ નથી.

નરેન્દ્ર—તેતો નહીંજ. પણુ ગરીબ હોય, વિશ્રાન્તિ લેવાનેજ ખાસ આવે તેવાને. પણુ અહીં રમેશને મહેશ જે આવેલા છે તે કાંઈ ગરીબ કે કામ કરી કરી થાકી ગયેલા જણુાતા નથી કે વિશ્રાન્તિ લેવા આવ્યા હોય. પણુ ત્હમારેને હેમને ઓળખાણુ કદાચ હશે, ને હેમના બોલવા ઉપરથી તો એમ લાગ્યું કે ત્હમે હેમને ઓળખોછો.

સુવાસિનીએ કાંઇ જવાબ ના આપ્યો તેમ નરેન્દ્રના સ્હામું પણુ ન જોયું હેના મનમાં આવ્યું કે વખતે રમેશને મહેશે આ પરદેશીને ભૂતકાળનો વૃત્તાન્ત કહ્યો હશે કે શું.

સુવાસિની—ત્હમને આ સ્થળ ત્યારે પસંદ આવ્યું છે કેમ ?

નરેન્દ્ર—સ્વર્ગ સમાન છે. દૈત્યો, દાનવોએ દેવોને ત્હેમના યજ્ઞમાં ભંગ પાડવો શરૂ નહોતો કર્યો તે વખતના સ્વર્ગ સમાન લાગે છે.

સુવાસિની જવાબ વાળવાનું કરતી હતી પણ શું કહેવું તે સુજ્યું નહી. શશિકાન્તનું પરદેશી વિશેનું વિવેચન ખરૂં લાગ્યું. હેના વિશે કાંઇક ઐન્દ્રજાલિક લાગ્યું. પરદેશીએ હેના મન ઉપર અસર સારી તો નહોતી પાડી પરંતુ હેની આગળ હોય ત્હાં સુધી મોહિત તો થવાનુંજ હતું.

સુવાસિની—હિંદુસ્તાન ત્હમે જોયું છે? ગુજરાત બધો જોયો છે? ગુજરાતી ત્હમે હેવું બોલોછો કે જાણે ઘણો વખત ત્હમે અહીં રહ્યા હો.

નરેન્દ્ર—આખો દેશ કાંઈ બરાબર જાણી શકાય છે? દેશની ભુગોળ તો જાણી શકાય અને અમુક અમુક સ્થળો વિશે બરાબર જાણી શકાય પણ દરેક સ્થળની તો માહિતી ક્ય્હાંથી થાય. લોકો વિશે જો પૂછતાં હો તોતો કહેવું પડશે કે હું એ બાબતમાં અજાણ છું.

સુવાસિની—હમારા પ્રાન્ત વિશે જાણવું; પ્રાન્તના લોકો વિશે માહિતિ મેળવવી કાંઈ મુશ્કેલ નથી.

નરેન્દ્ર—એમ? મ્હેં એ જાણવા પ્રયત્ન નથી કર્યો.

સુવાસિની—ઠીક!

નરેન્દ્ર—ઉપર ઉપરથીજ જોઇને મ્હેં સંતોષ માન્યો છે.

સુવાસિની—જો એમ હોય તો ત્હમારા લોકોની એ વિચિત્ર વતણુંક કહેવાય.

નરેન્દ્ર—ત્હમે શું કહોછો તે હું સ્હમજી શકતો નથી.

સુવાસિની—મ્હેં એમ સાંભળ્યું છે કે ત્હમારા લોકો તત્વ દૃષ્ટિ વાળા છે સત્ય શોધવા વાળા છે.

નરેન્દ્ર—અહા! એતો કાળ ડહાપણ શીખવે છે ને વળી એ પણ શીખવે છે, કે સત્ય કદી શોધવુંજ નહીં.

સુવાસિની—કારણ?

નરેન્દ્ર—કારણ સત્ય કદી જાણવા જેવું હોતુંજ નથી.

સ્વાભાવિક રીત્યેજ આમ બોલ્યો હતો. પોતે નાસ્તિકપણું દર્શાવે છે તે ખબર નહોતી રહી. સુવાસિનીને વિચિત્ર મોહ ઉત્પન્ન થયો. પણ હેના મનને લાગ્યું કે કોઇ અજાણ્યા સાથે વાત નહોતી કરતી, છતાં તદ્દન અજાણ્યો તો હતોજ. મનને લાગ્યું કે હાને પ્હેલાં કોઈ સ્થળે જોયો છે ને સાંભળ્યો છે, અવાજ અજાણ્યો પાછો લાગ્યો ને

ઉચ્ચારને શબ્દો પરદેશી જેવાજ લાગ્યા. વાત કરતે કરતે ભૂતકાળ સાંભર્યો. એકદમ શ્વેતભાનુ વિશે વિચાર આવ્યો. પરદેશીના નાસ્તિક વચનોથી શ્વેતભાનુના શરૂવાતના દિવસોના શબ્દો સાંભરી આવ્યા. પોતાના શાન્તિપુરના ઘરમાં શ્વેતભાનુએ કેવી રીતે બધાને મોહિત કર્યા હતા, તે યાદ આવ્યું ને તે વખતે જે જે હેણે કહ્યું હતું તેની વિરુદ્ધ પોતે હતી છતાં હેને વખાણ્યા વિના તો નહોતું રહેવાયું. એજ સ્થિતિ અત્યારે અનુભવાતી હતી. શશિકાન્ત હાની આગળ પછાત પડી જતો હતો. કદાચ પરદેશીના બોલોનો બેવડો અર્થ તે કરતી હતી તેથી પણ હોય એમ લાગ્યું. અલબત્ત પરદેશી તો પોતાના દેશના સંસ્કારોને લીધેજ આમ બોલતો હતો, પણ હેવા દેશના લોકોને ત્હેણે પ્હેલાં જોયેલાં અને વાતચિત પણ કરેલી છતાં આ જેવી અસર પોતાના ઉપર કરતો હતો તેવી કોઇએ કરેલી નહીં. આમ છતાં હેની સાથે પોતાની અક્કલ હુંશીયારી વાતચિતમાં જણાવવા આનન્દ પડતો હતો અને જાણતી તો હતીજ કે બોલવામાં હેની સાથે ફવાય તેમ નથી.

સુવાસિની—ત્હમારાજેવા વિચાર સર્વત્ર થાય તો તે હાનિકારક નથી.

નરેન્દ્ર—માફ કરજો. આ વિચારો સર્વ દેશીય છે.

સુવાસિની—ત્હમે એમ ધારો છો કે હમે સત્ય જાણવા આતુર નથી?

નરેન્દ્ર—એમજ. મ્હારૂં કહેવું હેવું નથી કે સત્ય, પ્રમાણિકતા વિગેરેને વાતો કરવામાં ત્હમે માનતા નથી ને દરકાર કરતા નથી પરંતુ આચારમાં મુકવા, કૃત્યથી તેમ કરી દેખાડવા તો દરકાર નથીજ કરતા. એક માણસ સત્યનેજ જો વળગી રહે તો ત્હમે હેને મુર્ખને ગાંડામાંજ ગણી કાઢશો.

સુવાસિની—હેવા કોઈ દાખલો આપશો?

નરેન્દ્ર—અનેક. જૂવો કે સુખ શાન્તિનો આધાર સામાન્ય રીત્યે આપણી પોતાની પાસે જે હોય તેના ઉપર ગણાતો નથી પણ આપણે કોણ છીયે, કેવા છીયે તેના ઉપર રહે છે. કેટલાજણ પોતાના બરાબર ધર્મને નિયમનું પાલન કરે છે? લાખે એક. લાખે એકજ પોતાનું જીવન ઉત્કૃષ્ટ કરવા પ્રયત્ન કરે છે બાકી બધા તો અશાશ્વત સુખ ભણીજ દોડે છે.

સુવાસિની—ત્હમે તો બધું એમજ છે એમ માની લ્યો છો.

નરેન્દ્ર—શું માની લઉં છું?

સુવાસિની—એ કે મનુષ્યનું હૃદય ત્હમે સદમજો છો.

નરેન્દ્ર—મનુષ્ય પોતે જેવું જુવે છે તેવું માને છે. ખૂબ ઉંડે ઉતરવામાં હાની રહે છે, ગાંડપણ કહેવાય છે.

સુવાસિની હસતે હસતે બોલી—છતાં ત્હમે ગાંડા નથી કેમ ?

નરેન્દ્ર—હેની મ્હને ખાત્રી નથી. કેટલીક ફેરી એમ થાય છે છે કે હું ગાંડો છું પણ હેમાં શું ? આપણે આપણું ટુંક જીવન ગાળવાનું છે. જગતરૂપી રંગભૂમી ઉપર નાટક ભજવવાનું છે.

વળી પાછા શ્વેતભાનુના શબ્દો યાદ આવ્યા ને હેની સાથેજ જરા ધ્રુજી ગઈ. શું વળી આ બીજો શ્વેતભાનુ ઉત્પન્ન થયો ? પણ ના કાંઈ સ્હેજ ફેરફારવાળો શ્વેતભાનુ છે.

સુવાસિની—જો ગાંડા તરીકે પાઠ ભજવવાનો હોય તો તે ભજવવોજ શા સારૂ ?

નરેન્દ્ર—એ પ્રશ્ન તો મ્હને હજાર ફેરી થયો છે. પણ હું તો મ્હારા દેશ પ્રમાણે નશીબવાદી છું. તકદીર આગળ આપણી તદબીર શું કરી શકે ? સર્વ તત્ત્વજ્ઞાન કીસ્મતમાંજ આવી રહેલું છે.

સુવાસિની—મ્હારૂં ધારવું ને માનવું એવું નથી. જો એ સાચું હોય તો દરેક ખરાબ કૃત્ય જે કર્યું હોય તે ઈશ્વરની ઈચ્છાથી કર્યું એમ કહેવાય.

નરેન્દ્ર—ત્હમે કોઈ દિવસ હમારા મુલક ભણી તો ગયાં નહીં હો ?

સુવાસિની—હેમાં આ વાતને શું લેવા દેવા છે ?

નરેન્દ્રે સ્મિત કર્યું ને બોલ્યો " ત્હમારી સાથે વાતચિત કર્યાથી આનન્દ થાય છે. ત્હમારૂં કહેવું સહમજ્યો. નશીબવાદી થવાથી સર્વ સદ્‌ગુણોને જવાબદારીઓ જતી રહે છે."

સુવાસિની—બરાબર.

નરેન્દ્ર—છતાં આપણે જવાબદાર છીયે એમ કહો છો ? આપણા દરેક કૃત્યનો આધાર, આપણો પોતાનો સ્વભાવ અને સંજોગો જેના ઉપર આપણો કાબુ નથી તેના ઉપર નથી ?

સુવાસિની—ત્હમે હાવી દલીલો કરો છો છતાં ત્હમારૂં અંતઃકરણ શું કહે છે ? એજ કે દરેક આપણાં કૃત્ય માટે આપણે જવાબદાર છીયેજ. ને વળી જ્હારે કાંઈ ખોટું કૃત્ય કરીયે છીયે ત્હારે પશ્ચાતાપ પણ થાય છે કારણ આપણને લાગે છે કે આમ ના કર્યું હોત તો સારૂં.

નરેન્દ્ર પાછો હસી પડ્યો ને બોલ્યો "સત્ય ! અસત્ય ! હી...ક."

સુવાસિની—ત્હમે એમ માનતા નથી ?

નરેન્દ્ર—એ બાબત વાદવિવાદ જવા દો. ત્હમારૂં શ્રદ્ધારૂપી કલ્પદ્રુમ સુવાસિત, સુંદર ફુલોવાળું છે જેથી તર્કશાસ્ત્ર પણ થાકી જાય છે પરંતુ ત્હમે કદી નર્ક જોયું નથી તેથીજ.

શશિકાન્તને સુવાસિની આશ્ચર્યચકિત થઈ હેના સ્હામું જોઇ રહ્યા પણ હેણે તો આંખ્યનો પલકારો પણ ના કર્યો.

શશિ—નરેન્દ્રભાઈ!

નરેન્દ્ર—આથી સત્યથી હું બીહું છું. જો મનુષ્યે પોતાનું જીવન વર્ષોપર્યન્ત નર્કમાં કાઢયું હોય છે તો ત્હેના મનમાંથી સર્વ નીતિના નિયમો, શાસ્ત્રાર્થ કે તર્ક સર્વ નષ્ટ થઈ જાય છે.

સુવાસિની આ પુરૂષથી મોહિત થઇ ગઈ. હેમની વાતો હેવી જણાઈ કે પ્હેલીજ વખત એક બીજાને તેઓ મળ્યાં નથી. જો હાને મળ્યા પ્હેલાં કોઇએ હેને કહ્યું હોત કે હેની સાથે વાતચિત કરતાં ત્હમે હાવા વિષય ઉપર ઉતરી પડવાના જ તો તે માનત નહીં છતાં હાવા સંજોગોમાં આમ વાત થાય તે પણ વિચિત્ર ના લાગ્યું. ગમે તેમ હો પણ નરેન્દ્ર ભૂતકાળમાં કોઇ સ્થળે હેને મળ્યો તો હોવોજ જોઇએ હેવું ભાસ્યું.

સુવાસિની—ત્હમે કેવું જીવન...ગાળ્યું છે?

નરેન્દ્ર—નર્કનું. ઈટાલીઅન કવિ ડેઇન્ટેના ખ્યાલમાં પણ નહીં હોય, ત્હમારાં પુરાણોમાં પણ નહીં હોય તેવું હાને પરિણામે મનુષ્યત્વ મ્હારામાંથી નષ્ટપ્રાય થયું છે, પણ આટલેથી વાત અટકી નથી!

સુવાસિની ધ્રુજી ગઇ. શ્વેતભાનુજ સાંભરી આવ્યો. શા માટે તે ના જાણ્યું, થોડા વખતથી તે હેને ભૂલતી જતી હતી. આ પરદેશીની મુખાકૃતિ વિગેરેમાં શ્વેતભાનુ જેવું તો એક પણ ચિન્હ નહોતું. વળી અવાજ, બોલવાની ઢબ વિગેરે પણ મળતું નહોતું આવતું શ્વેતભાનુ કરતાં કદ મ્હોટું અને ઉમ્મર પણ મ્હોટી લાગી.

નરેન્દ્ર—માફ કરજો. ત્હમને મ્હારૂં બોલવું પસંદ તો નહીં આવતું હોય. ત્હમારી રીતભાત્ય મ્હને ખબર નથી ને કદાચ ગુસ્સે પણ થયાં હોતો માફ કરશો; એમ કરવા મ્હારી ઇચ્છા બીલકુલ ન્હોતી.

સુવાસિની—ના. ના. ગુસ્સો નથી થયો. મ્હને તો ઉલટો ત્હમારી વાતમાં રસ પડયો. અલબત્ત દેશદેશના રહેવાશીઓના અનુભવ જૂદાજ હોય છે.

થોડીવાર આસપાસના પ્રદેશ ઉપર નરેન્દ્રે પોતાની નજર ફેરવી. હવા ખુશનુમા હતી. રમણીયતા સર્વત્ર છાઈ રહી હતી. ખેતરો વિગેરેમાં ખેડુત વર્ગ ગાતાં ગાતાં અનેક રીતયે આનન્દ કરતાં મજુરી કરી રહ્યા હતો. સ્થળ એક સ્વર્ગભૂમિ જેવું જણાતું હતું. પક્ષિઓના નાદ આનંદ આપતા હતા. આથી સુવાસિની બોલી " હાવા પ્રદેશમાં હાવા સંજોગો વચ્ચે મનુષ્ય સ્હેલાઇથી મનુષ્યત્વ પામે હેમાં નવાઈ નથી. " નરેન્દ્ર ઉંડા વિચારમાં હતો તે આ સાંભળી બોલ્યો " આ બધું ફારસ નથી તો બીજું શું છે ? કોઈ દિવસ અમલમાં ના મૂકાય તેવી પ્રતિજ્ઞા માફ કરજો, પણ દુનિયા ઉપર હેવા તો સુંદર, મોહક પ્રદેશો પડયા છે કે જ્હાંના ઝાડ પાન ફળ ફુલ આગળ આ સ્થળ કાંઇજ વિસાતમાં નથી. બરફથી ઢંકાએલા પ્રદેશ ઉપર જે વખત સૂર્યનો તડકો પડીછે અહાહા ! શું કહું હેવા પ્રદેશો આપે કોઇ દિવસ જોયા છે ? પણ એથી શું. કુદરતની સ્વાભાવિક સુંદરતાથી કાંઈ નીતિની સુંદરતા આવે છે ? જે પ્રદેશમાં પ્રકૃતિ પોતાની સર્વ સુંદરતા પાથરી રહેલી હોય છે ત્હાંના લોકો નીતિમાં ઘણાજ શિથિલ હોય છે. હૃદયમાં એક પણ ડાઘ હોય તો સર્વ નકામું છે. માફ કરજો પણ સ્વાભાવિક સુંદરતા ખુબસુરતી હૃદયનાં પાપો ધોવાને અસામર્થ્ય છે.

**શશિ**—અલબત્ત પણ મનુષ્યના જીવન ઉપર સંયોગોની અસર થાય છે.

**નરેન્દ્ર**—પ્રકૃતિ આપણને હસતી નથી ? આપણે આપણા મનોરથો બાંધીયે છીયે, યુક્તિયો રચીયે છીયે ને સ્વર્ગમાં રહેતા હોઇયે એમ માનીયે છીયે. નીતિના ઉપદેશકો, બડખાંઓ કહે છે કે મનુષ્યને રમણીય પ્રદેશોમાં રહેવા દો. ગાન, તાન, હુન્નર ઉદ્યોગો, કળાકૌશલ્યથી વિંટાવવા દો તો તેમનાં જીવન પણ ઉચ્ચ થશે. આથી શું થાય છે ? આખા દેશમાં એક સ્થળ કરતાં બીજા સ્થળની નીતિ શું ઉંચી છે ? અહા ! ખરે હું સુંદરમાં સુંદર મુલકોમાં રહેલો છું. પરંતુ હરદમ તે નર્કજ રહ્યાં છે. માંદા માણસના સુવાના સ્થાને સુવાસિત ફુલો મૂક્યાથી તેનું દર્દ ફેડી શકશો ?

**સુવાસિની**—ત્હારે ત્હમે શો ઉપાય સૂચવો છો ?

**નરેન્દ્ર**—ત્હમે આ કહ્યો એજ ઉપાય જાણો છો કે બીજો કોઈ છે ?

આમ વાત થોડી વખત ચાલે ગઇ. નરેન્દ્ર વિચારમાં પડયો હતો. વખતોવખત વારાફરતી શશિકાન્ત તથા સુવાસિની તરફ નજર નાંખતો

હતો. સુવાસિનીને પોતાના શાન્તિપુરના ઘર આગળ શ્વેતભાનુ સાથે જે વાતો થઇ હતી તે યાદ આવી. પોતે શ્વેતભાનુના ઉદ્ધારકર્તા થઇ પડત તે યાદ આવ્યું તે વખતે કેવી સુખી સ્થિતિ હતી તેનો વિચાર થયો. પરદેશીના બોલવાથી તેમજ પોતાની સન્મુખ હેને સાથે ચાલતો જોઇ લાગ્યું કે શ્વેતભાનુ તરફ હેણે અન્યાય કર્યો હતો, પણ હેણે મ્હારા સ્વમાનને ધોકો નહોતો પ્હોંચાડયો ? વળી નરેન્દ્રે, આજ સુધી કોઇ સાથે વાતમાં રસ નહોતો પડયો તેવી રીત્યે રસ ઉત્પન્ન કર્યો હતો. નરેન્દ્રના વિચારો જોકે હેને બીલકુલ માન્ય નહોતા પણ કંઇ અવર્ણનીય મોહ હેના તરફ કુદરતિ રીત્યેજ થતો હતો. શશિકાન્ત હાની આગળ એક મરઘડા સમાન જણાયો. જે વિચારોની પરંપરામાં નરેન્દ્રે જીવન ગાળ્યું હતું ને ગાળતો હતો તે વિચારોની દુનીયાથી શશિકાન્ત તદ્દન અજાણ્યોજ હતો.

કોઇપણ વસ્તુ, કે વ્યક્તિમાં મોહ, રસ થવો તે શાથી થાય છે તે એકદમ સ્હમજવું મુશ્કેલ પડે છે. દૃષ્ય વસ્તુ કરતાં અદૃસ્ય વસ્તુમાં મોહ વધારે ઉત્પન્ન થાય છે. હરદમ મનુષ્ય સ્વભાવ નવું નવું જાણવા ઉત્સુક રહે છે.

શશિકાન્ત—નરેન્દ્ર ! ત્ય્હારે ત્હમે એકાદ પુસ્તક કેમ નથી લખી કાઢતા ?

નરેન્દ્ર—લખવાનું કારણ ?

શશિકાન્ત—કાંઇ નવિનજ વાત ત્હમારે કહેવાની હોય માટે.

નરેન્દ્ર—ખરી વાત. જનસમાજ મ્હારા વિચારોની તુલના કરે તે માટે કેમ ?

શશિ—ઘણાં પુસ્તકો લખેજ છેને ?

નરેન્દ્ર—શામાટે લખે છે ?

શશિ—કીર્તિ મેળવવા, પૈસા કમાવવા. ત્હમે નર્કમાં રહ્યા છો કહો છો તો ડેન્ટે જેવાએ પોતાનો અનુભવ કેમ કહી બતાવ્યો ?

નરેન્દ્ર—પણ હું કવિ નથી અને વળી—પણ એ તો ઠીક. દરેક મનુષ્ય પોતાની અક્કલ પ્રમાણે પોતાની વાત કહી શકે છે; વળી જો કદીપણ હું પુસ્તક લખું તો તે કેવા લોકોને વાંચવા સારૂં લખું તે મ્હારે વિચારવાનું ને જોવાનું છે.

ઉપરનો સંવાદ રસ્તે ચાલતાં થયો હતો. આ વાતો દરમ્યાન

મંડળીના મકાનના ઝાંપા સુધી ત્રણે આવ્યા હતા. ને અહીં એકદમ બધાં ઉભાં રહ્યાં.

સુવાસિની—કેમ ત્હમે અહીં વધારે વખત રહેશોને ?

નરેન્દ્ર—કહી શકાય નહીં. મ્હને એમ ખબર છે કે કોઇપણ ગરીબ માણસ આપના મંડળીના મકાને એક માસથી વધારે રહી શકે નહીં. અલબત્ત નિયમ છાપેલો નથી પણ હેવી સમજુત છે. નિયમ સારો છે તેથી એક માસથી વધારે તો હું રહીશ નહીં. પણ જો કદાચ મ્હને અહીં સુખશાન્તિ લાગે તો ભાડે મકાન લઇને રહું પણ ખરો ને કદાચ આવતે અઠવાડીયે ચાલ્યો પણ જાઉં. કાંઇ નક્કી કહેવાય નહીં.

આમ બોલી સુવાસિની તરફ જોયું ને બારીકીથી શું અસર થાય છે તે જોયા કર્યું ને બોલ્યો " મ્હારા જતાં પ્હેલાં આપને ફરીથી મળવા ઇચ્છા છે. "

કોણ જાણે શાથી સુવાસિનીથી બોલાઇ જવાયું કે પોતે હેને પોતાને ઘેર મળશે. આમ બોલાઇ જવાયું ને પછી લાગ્યું કે આ ઠીક કર્યું કે નહીં. હેને હજીએ પુરેપુરી ઓળખતીતો છે નહીં. પ્હેલીજ વખત જોયો છે ને વાત થઇ છે. માત્ર એટલુંજ જાણે છે કે કાંઇ ઇજીપ્ત કે અરબસ્તાનનો રહેવાશી છે ને વિચિત્ર વિચારોવાળો છે ને વિચિત્ર જીવન આજ સુધી ગાળ્યું છે.

નરેન્દ્ર—અહાહા ! આટલા માનને હું લાયક નથી. છતાં ત્હમને આ ખોટું કર્યું એમ લાગે તે પ્હેલાં હું ત્હમારૂં ઘર આગળ મળવાનું ન્હોતરૂં સ્વીકારૂં છું.

નીચે નમી સલામ કરી એકદમ નરેન્દ્ર ચાલ્યો ગયો. પોતે મંડળીના મકાનમાં ગયો ત્હાં એક ખુરશી ઉપર બેસી વિચારમાં પડયો. અત્યારે આંખો અડધી મીંચેલી નહોતી અને એ આંખોમાં જણાતા વિચારને તેજ સુવાસિનીએ જાણ્યા હોતતો થરથરી જાત. મુંજીપણું ને બેદરકારીપણું જતું રહ્યું હતું. નશીબવાદી નરેન્દ્ર અત્યારે નહોતો. હેના હાથની મુઠીઓ વળાઇ જતી ને પાછી ઉઘડતી હતી ને મુખાકૃતિ વિચિત્ર રૂપ ધારણ કરતી હતી. એકદમ ઉભો થયો ને બેચાર આંટા માર્યા. પોતાના હૃદયમાં ઉદ્‌ભવતી તીવ્ર લાગણીઓ સમાવી શકતો નાહોય તેમ જણાયું. આખું શરીર ધ્રુજી જતું હતું ને આંખો લાલચોળ થઇ હતી. એકદમ બોલી ઉઠયો.

"હા ! ભૂલીજ ગઇ છે. ભૂલીજ ગઇ છે. અધિષ્ઠાત્રી દેવી તરીકે સુખસાગરમાંજ ઝોલાં ખાય છે ને અડધુંપડધું પેલા જડ બુદ્ધિનાને પરણુવા મન પણુ કરેલું છે. પણુ"--

બોલતો બંધ રહ્યો ને પાછો ખુરશીમાં પડયો. "ઠીક. ઘેર બોલાવ્યો તો છે. ત્હાં શું થશે કોણ જાણે છે?" એક ચાટલું, આરશી પડી હતી તેમાં પોતાનું મ્હોં જોયું. પ્હેલાં પોતાની આંખ્યમાં વિચિત્રતા જણાઈ પણ તરતજ પાછો સંતોષ જણાયો. થોડીવારે જમવાની વખત થઇ તે વખતે પાછો જેવો પરદેશી નરેન્દ્ર હતો તેવોજ થઈ ગયો. અર્ધ આંખ્યો મીંચેલી હતી જાણે કે દુનિયાંમાં આ જીવનમાં કાંઇપણ સત્ત્વ કે રસ રહ્યો નથી.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### રમેશનો ખુલાસો.

---



ગયા પ્રકરણમાં જ્યારે શશિકાન્ત, સુવાસિની ને નરેન્દ્ર વાર્તામાં હતાં તે દરમ્યાન રમેશને મહેશ વિશીમાં જમવા ગયા હતા. જમતી વખતે તો થોડીવાર સુધી તે કાંઇપણ બોલ્યા નહોતા ને જમવામાં તલ્લીન થયા હોય કે બાજીમાં હાર ખાધી તેથી વીમાસતા હોય એમ લાગતું હતું. એકદમ કાંઇ વિચાર આવ્યાથી રમેશ બોલ્યો:-

"મહેશ ? પેલા વિશે તું શું ધારે છે ?

મહેશ--કોના વિશે ?

રમેશ--વળી કોના વિશે હોય ? તું નથી ધારતો કે બાજીની શરૂઆતથીજ તે આપણી મશ્કરી કરતો હોય જાણે આપણને હસતો હોય તેમ નહોતું લાગતું ?

મહેશ--એમ ધારવાનું કારણ ?

રમેશ--વાહ ! પ્હેલાં તો જાણે અડબંગ માફકજ રમવું શરૂ કર્યું પણ પછી તો તું જાણેછેજસ્તો. હું તો ઘણાએ દાવ રમતો હતો પણ કાંઈ પત્તોજ ખાતો નહોતો. હું તો ધારૂં છું એ રમતમાં હુંશીયાર છે. તું શું ધારે છે. આમ કરવાનું કારણ શું ?

મહેશ—એતો અમથું હોય. દુનિયામાં ઘણા વિચિત્ર માણુસો હોય છે તેમાંનો આ પણ એક. ગમે તેમ હોય પણ માણુસ જણાય છે તો મહા શક્તિવાન.

રમેશ—મ્હને તો હેને જોઇને કોણ યાદ આવે છે ખબર છે?

મહેશ—કોણ?

રમેશ—પેલો. અલબત્ત હેનામાં ને શ્વેતભાનુમાં ઘણો ફેર છે છતાં હેને જોઉં છું કે એજ યાદ આવે છે. તું જાણે છે કે એ પણ શેત્રંજ ઘણી સરસ રમતો હતો. જો શ્વેતભાનુ જીવતો હોત ને તે પણ અહીં હાજર હોતતો આ બન્નેની જોડી મજાની થાત.

મહેશ—ભલા માણુસ! જો શ્વેતભાનુ જીવતો હોત તો આપણે અહીં હોત કે કેમ તેજ મ્હને શક છે.

રમેશ—ત્હારૂં કહેવું વ્યાજબી છે. પણ આ માણુસને જોઇને મ્હને તો એજ યાદ આવે છે. ગમે તે હોય પણ હેને જોઇને મ્હને જરા મનમાં ધ્રાસ્કો પડે છે, શાથી તે સ્હમજ પડતી નથી. એ જે જે બોલે છે તેમાં દરેકમાં ગુહ્યાર્થ રહેલો લાગે છે. એક વખત રમતે રમતે મ્હને તો ખરેખરો ધ્રુજારો છુટયો હતો. જાણે શેતાન સાથે રમત ના રમતો હોઉં. અને વળી આખો વખત શ્વેતભાનુજ બોલતો હોય તેમ લાગતું હતું. શ્વેતભાનુ જેવો અવાજ તો બીલકુલ નહોતોજ. હેની આંખ્યોમાં ફેર છે. ને વળી ચ્હેરો પણ તદ્દન જૂદો છે. શ્વેતભાનુનું મ્હોં તો ફીકકું ફચ હતું. પાતળું હતુ; ને આને તો મ્હોટી કાળી દાઢી છે જરા રંગે પણ સ્યામ છે છતાં કાંઇક કાંઇક વખત બધો ચાળો શ્વેતભાનુને મળતો જણાતો હતો. એ કોલેજમાં હતો તે વખતની હેની મગરૂબીને અભિમાન, હેની બોલવાની યુક્તિ પ્રયુક્તિ ને ઢબ, જાણે બીજાને મશ્કરીમાં ઉડાવતો હોય તેવી યાદ આવે છે ને તેવુંજ કાંઇ આ પરદેશીમાં મ્હને લાગે છે. ગુજરાતી બોલે છે ખરો પણ ઉચ્ચાર ને શબ્દો બરાબર નથી છતાં કોઇ ગુજરાતીજ છે એમ લાગે છે.

મહેશ—હેવું છે તો ખરૂ.

રમેશ—એ તો કહે છે હિંદુસ્થાનમાં આવેજ હેને ત્રણ મહિના થયા છે.

મહેશ—ત્હેં હેને જતી વખત જોયો હતો?

રમેશ—હા. પેલીની સાથે પેલો બીજો પુરુષ હતો હેણે હેને ઓળખાવ્યો. પેલીએ આપણને તો ઓળખ્યા હશેજસ્તો ?

મહેશ—હેને તો એ ક્રમજ નહીં રહી હોય. આપણે અહીં ક્યહાંથી હોઇય ?

રમેશ—કાલે જલસામાં આપણે હેને મળીશું. ખરે મહેશ ? હું નરમઘેંશ થઇ જતો લાગું છું.

મહેશ—હવે હેનો વિચારજ જવા દે. વર્ષો ઉપરની વાતમાં માલશો ? એક ફેરી ના કહી છે, હવે વારે વારે એ વાતજ છેડવી જવા દે. ત્હારૂં સ્મરણ પણ હેને નહીં હોય.

રમેશ—ના. ના. તું જાણે છે: મ્હને તો એમજ થાય છે કે તે મ્હારો ઉપકાર માનવો ભુલીજ ગઇ છે.

મહેશ—હવે એ તો ઠીક પણ આવતી કાલે ફરીથી એ પરદેશી સાથે શેત્રંજ રમજે. હું ત્હારી તરફેણમાં રહી રમીશ ને હેને કોઇ હેની તરફેણમાં રહે હેવું શોધી કાઢવા કહેવું.

રમેશ—હું કે તું એમાંથી એક જણ કહીશું. પણ મ્હને તો એ ગમતોજ નથી.

મહેશ—ત્યહારે મ્હને એથી ઉલટું છે. આજે રાત્રે હું હેને મળીશ. હેના વિશે વધારે માહિતી મેળવ્યાથી સારૂં પરિણામ આવશે. હેની પાસેથી નવાઇઓ જાણવાની મળશે.

બીજે દીવસે રમેશને નરેન્દ્ર ફરીથી રમ્યા, તેમાં પણ રમેશ હાર્યો. હાર્યો એટલે મ્હાનું કાઢ્યું કે તબીયત સારી નથી.

રમેશ—ઘણી ચાલાકીથી ત્હમે રમો છો. થોડીવારમાં સારૂં રમી શકો છો.

નરેન્દ્ર—હું તો હજી નવો નિશાળીઓ છું. હજી શરુવાતજ છે. આગળ ઉપર વખતે સારી બાજી રમી શકાશે.

રમેશ—ત્હમે કદી ગભરાતા નથી ?

નરેન્દ્ર—ના. હું ગભરાતો નથી.

રમેશ—કાબુ મન ઉપર સારો રાખી શકો છો.

નરેન્દ્ર—મનુષ્ય ધારે તે કરી શકે. એક ફેરી મન ઉપર લીધું એટલે બસ. જ્હેવી જીવનની બાજી છે તેવીજ શેત્રંજની બાજી છે. જીતવાનું મન ઉપર લીધું એટલે જીતાયજ.

રમેશ—ત્યહારે મ્હારા મનમાં તો જીતવાનું ધાર્યું ગે હતુ પણ હાર્યો.

નરેન્દ્ર—એમ નહીં. ત્હમે માત્ર જીતવા પ્રયત્નજ કર્યો. હું એથી પણ વધારે કરૂં છું. હું જીતવાને મનમાં નિશ્ચય કરૂં છું. આજે ના જીતાય તો કાલે પણ જીતવુંજ હેવો નિશ્ચય કરવો જોઇયે.

રમેશ—હમેશાં એમજ કરો છો ?

નરેન્દ્ર—હમેશાં.

રમેશે હસ્તે હસ્તે પૂછ્યું “ત્હમે એમ કહેવા માંગો છો કે જે જે ઇચ્છા દૃઢ નિશ્ચયથી કરો છો ત બધી ફળીભૂત થાય છે ?”

નરેન્દ્ર—હજી થઈ નથી પણ વખત જતાં થશે. કેટલીક રમત લાંબી ચાલે છે તેથી વખત વધારે જાય છે, પણ જે માણસ દૃઢ નિશ્ચય કરે છે તેને તો આજ નહીં તો કાલ્ય ફત્તેહ મળે છે.

રમેશ—આ ફીલસુફી, તત્ત્વજ્ઞાનના વિચાર ત્હમારા દેશના છે કે ?

નરેન્દ્ર—જે ધારો તે ખરૂં. હમારા કે ત્હમારા. મનુષ્ય સ્વભાવ સર્વત્ર એકજ છે.

રમેશ—મનુષ્ય સ્વભાવને તો હદ છે. જીવન કાંઇ લાંબું નથી, ગમે એટલું લાંબુ આયુષ હોય તોપણ એ તો ટુંકુજ છે.

નરેન્દ્ર—હું ત્હમારૂં સાહિત્ય બહુ જાણતો નથી, પણ ત્હમારા મહાન્ પુરુષોનું કહેવું તો હેવુંજ છે કે આ જન્મથીજ આપણું જીવન પુરૂં નથી થતું. મરણ જેવું કાંઇજ નથી. માત્ર જૂનાં વસ્ત્ર કાઢી જેમ નવાં પ્હેરીયે છીયે તેમજ જૂનું જીવન વ્યતિત કરી નવું શરૂ કરીયે છીયે.

રમેશ—ત્હારે તો આ જીવનમાં મનુષ્ય જે ના કરી શક્યા હોય તે આવતા જીવનમાં કરી શકશે એમ ત્હમારૂં માનવું છે ?

નરેન્દ્ર—હમેશાં એમજ. મનુષ્ય એક વસ્તુ નથી ખોતો. ‘વાસના.’ થોડા વખત કદાચ એમ લાગે કે વાસના જતી રહી છે પણ ફરીથી આવે છેજ. ત્હમે સંસ્કૃત તો જાણતા હશો. મ્હારૂં નામ શું છે ?

નરેન્દ્ર—મનુષ્યમાં ઇન્દ્ર જેવો. માટે વાસના અથવા ભૂતકાળની તીવ્ર ઇચ્છા, યાદ ધાસ્તી જતી નથી રહેતી. જ્હેને આપણે મૃત્યુ પામેલા જાણીયે છીયે, કહીયે છીયે તેને પણ ભૂતકાળ યાદ રહે છેજ.

રમેશ ગભરાતે ગભરાતે બોલ્યો “અહો ! ત્હમે તો વિચિત્રજ છો. હું તત્ત્વજ્ઞાની નથી છતાં ત્હમારૂં કહેવું યાદ રહેશે ખરૂં. ફરીથી આપણે રમીશું ત્હારે દૃઢ નિશ્ચય જીતવાનો કરીશ.”

નરેન્દ્ર—હું પણ એમજ કરીશ.

રમેશ—બન્ને હેવો નિશ્ચય કરીશું તો શું પરિણામ આવશે ?

નરેન્દ્ર—જે વધારે દૃઢ તેનો વિજય.

બન્ને જણ હવે છુટા પડ્યા. રમેશ અસ્વસ્થ ને ગભરાયેલો હતો. નરેન્દ્ર સ્મિત કરતો કરતો ચાલ્યો ગયો.

આજેજ સ્હાંજરે ત્હોં મ્હોટો જલસો ભરાયો હતો. નરેન્દ્ર બહુ ભાગ નહોતો લેતો. ઘણો ખરો વખત અર્ધ મીંચેલી આંખ્ય રાખીને જ બેશી રહ્યો હતો. વચ્ચે વચ્ચે મહા મુશીબતે બગાસાં રોકતો હતો. પણ જ્હારે બીજાં ગાયન પુરાં થયાં ને સુવાસિનીએ ગાવાનું શરૂ કર્યું ત્હારે જાગૃત થઇ ગયો. હેના મ્હોં સ્હામું જોઈ રહ્યો ને ભારે હૃદયથી સાંભળ્યા કર્યું. બીજાઓએ તાળીઓથી હર્ષ દેખાડ્યો ત્હારે હેને પણ ખુશી થઇને વચ્ચે વચ્ચે ઉદ્‌ગાર થઇ જતા હતા.

ગાયન વિગેરે પુરૂં થયું ત્હાર પછી જનાર્દન સાથે હેની મુલાકાત થઈ. જનાર્દન આજ લગી શાન્તિપુર કામ પ્રસંગે ગયેલા હતા તેથી અહીં આવ્યા પછી હેમની મુલાકાત પ્હેલ વ્હેલીજ થઈ. સુવાસિનીયે હેમના આવ્યા પછી નરેન્દ્ર વિશે વાત કરી હતી અને તેથી નરેન્દ્રને મળવા તે પણ ઉત્સુક થઈ રહ્યા હતા.

જનાર્દન—તહમારા દેશ કરતાં આ દેશમાં તહમને ઘણો ફેર જણાતો હશે.

નરેન્દ્ર—ફેર છે ખરો ને નથી પણ ખરો. પરંતુ અહીંયાં આનન્દ લાગે છે.

જનાર્દન—હમણાં તો અહીં રહેશોને ?

નરેન્દ્ર—આ સ્થળે તો થોડા દિવસ રહેવા ઇચ્છા છે. પણ હિંદુસ્થાનમાં તો થોડા મહિના વધારે થશે ખરા. હુનાળો સ્વાભો ર્હીશ. દીવાળીની શરૂવાતમાં અહીં આવ્યો છું ને ત્રણેક માસ શાન્તિપુરમાં ગાળ્યા. ત્હાં જરા કામ હતું. વેપાર સંબંધી હતું.

જનાર્દન—એમ ! ત્હારે તહમે વેપારી છો ?

નરેન્દ્ર—આપણે બધા વ્યાપારીજ છીયેને ? હું ઇબ્રીમ દ્રીપોલી કંપનીનો ભાગીદાર છું.

જનાર્દનને આ સાંભળી આનન્દ થયો, કારણ આ પરદેશી સાધારણ મુસાફર કે સાહસિક પુરૂષ નહોતો. ઇબ્રીમ દ્રીપોલીની કંપની

ઘણું આબરૂદાર છે એમ તે જાણતો હતો. આખી દુનિયામાં હેની શાખ સારી ગણાતી હતી.

નરેન્દ્ર—હું મ્હારી કંપની તરફથી અહીં નથી આવ્યો. પણ વ્હેપારીની રીતભાત હું જાણું છું. જૂવો આ, કંપની તરફથી મ્હારા ઉપર કાગળો છે તે. કંપનીનાં છાપનાજ છે.

જનાર્દન—આપ જેવા સદ્‌ગૃહસ્થને અહીં આવેલા જોઈ હું ઘણો આનન્દ પામુ છું. ઘણા વખત ઉપર ત્હમારી કંપની સાથે મ્હેં વ્હેપાર કરેલો છે તે વખતે એ કંપનીનો એક ત્હમારા જેવો ભાગીદાર મ્હને મળશે એ આશા નહોતી.

નરેન્દ્ર—દુનિયા બહુ ન્હાની છે. ગયા વર્ષથીજ મ્હેં એ કંપનીમાં બહુ ભાગ નથી લેવા માંડયો ને અહીં તો માત્ર મ્હારા પોતાના અંગત કામને માટેજ આવ્યોછું.

જનાર્દન—ખરે આપને જોઇને મ્હને અત્યંત ખુશી થઈ છે અને હવે તો ત્હમને અહીંથી થોડા દીવસમાં જવા પણ ના દેવાય, અને ત્હમે ચાલો હમારે ત્હાં. હાલમાં મ્હને હવે નવરાશ છે. સુવાસિની? ત્હને ખબર છે પોતે જે કંપનીના ભાગીદાર છે તે કંપનીને હું સારી રીત્યે જાણું છું. બહુ સારૂં થયું કે તું હેમને ગઇ કાલ્યે મળી. ના. સાહેબ? હવે આપ ના કહેશો તે ચાલવાનું નથી. ત્હમે હમારે ત્હાંજ ચાલો. આપણે બેઠા બેઠા ગપ્પાં મારીશું.

નરેન્દ્રના મ્હોં ઉપર એક ક્ષણવાર ગભરાટ જણાયો પણ તે તરતજ શાન્ત રહી બોલ્યો "મ્હને બહુ માન મળ્યું સ્હમજુ છું, ઉપકાર થયો પણ હમારા રીત્ય રીવાજ જૂદા છે. હું આપના ઘરમાં પગ મૂકું તે પ્હેલાં હું કોણ છું એ પૂર્ણ રીત્યે મ્હારે આપની ખાત્રી કરી આપવી જોઇયે.

જનાર્દન—અરે એ વાત જવા દ્યો. ત્હમારા પાસે હાવા હાવા કાગળો છે પછી—

નરેન્દ્ર—માફ કરો હું હઠ કરતો હોઉં તોપણ ત્હમારી ખાત્રી સારૂં નહી તો પણ મ્હારી ખાત્રી સારૂં.

એમ કહી ગજવામાંથી એક અજાયબ તરેહનું પાકીટ કાઢી એક ન્હાનો કાગળ કાઢયો ને જનાર્દનને આપ્યો ને કહ્યું "હમારી કંપનીનો નિયમ છે કે બીજી મ્હોટી કંપનીના માલેકને મળીયે ત્હારે ખાત્રીપત્ર દેખાડવો."

જનાર્દને માનપૂર્વક કાગળ લીધો ને વાંચ્યું:—મી. નરેન્દ્ર, ઇજીપ્ત દ્વીપોલી કંપનીમાં એક જોખમદાર ભાગીદાર હતા. ” નીચે પેઢીની સહી હતી.

જનાર્દને કહ્યું—“ હાની બીલકુલ જરૂર નથી. છતાં આપે આ દેખાડ્યું તે માટે ઉપકાર માનુંછું. આપની કંપનીનો રીવાજ તો જાણ્યો. ” પછી સુવાસિની તરફ વળીને કહ્યું—“ આપણે હેમને આપણે ત્હાં આવવા આગ્રહ કરવો જોઇયે. આજે કોઈ મ્હેમાન પરોણો છે નહીં તો હેમની સાથે વાતોના તડાકા મારવા ઠીક પડશે. ” નરેન્દ્રે સુવાસિની તરફ જોયું ને સુવાસિનીએ પણ ઘેર આવવા આગ્રહ કર્યો.

નરેન્દ્ર—હવે તો મ્હારે આવ્યા વિના છુટકોજ નથી. પણ માફ કરો હું આપને અમસ્તો રોકી રહ્યો છું. આપને હજી બીજાઓને મળવું હશે. આમ બોલી જરા આઘો ખસ્યો ને રમેશને મહેશ ક્યારના જનાર્દનને મળવા તલપાપડ થતા હતા તેમને આગળ આવવા માર્ગ આપ્યો.

રમેશ—આજ આપે જે આનન્દ બધાને કરાવ્યો તે મ્હેં તો બહુ અનુભવ્યો.

જનાર્દને રમેશ સાથે વાતચિત કરવા માંડી પણ બહુ કોઠુ આપ્યું નહીં, છતાં આવકાર તો આપ્યો. સુવાસિનીયે પણ વિવેક ખાતર બોલવું પડે તેટલુંજ કહ્યું પણ એ બે પોતાની સાથે વાત કરે ને ગમ્યું નહીં.

રમેશ—આપ, મ્હારી સાથે શેત્રંજની હરિફાઇમાં જે ઉતર્યા હતા તેમને તો ઓળખતા હશો.

જનાર્દન—આજેજ હમે એક બીજાને મળ્યા છીયે.

આમ બોલી પરદેશી તરફ ફરીને જોયું. પરદેશીની આંખ્યોમાં કોઈ અવનવું તેજ જોઇ જનાર્દન ચમક્યો ને મનમાં થયું કે હાને. ઘેર બોલાવ્યો તે ઠીક કર્યું કે કેમ ? જો કે હેની પાસે કંપનીના સારા સારા પત્રો છે છતાં એકદમ હેના ભણી આ વખત જોતાં હેની આંખ્યો ખુની જણાઇ, રમેશ ને મહેશ પાસે હતા તે હવે જરા ઠીક લાગ્યું ને ઘણા વર્ષો ઉપરની વાત વહી ગઇ છે તો હવે હેમને પણ ઘેર આવવા આમંત્રણ કર્યું ને કહ્યું કે મી. નરેન્દ્ર પણ આવનાર છે તો પછી તહમારે પાછા જતી વખત હેમનો સંગાથ થશે.

રમેશ—ઘણીજ ખુશીથી.

પણ મહેશે કહ્યું કે મ્હારૂં તો માથું દુઃખે છે માટે હું અમસ્તો આવીને ત્હમારા આનન્દમાં ખલેલ નહીં પ્હોંચાડું. આ ઉપરથી ચારે જણે ચાલવા માંડ્યું ને રસ્તે ચાલતાં કોઈ કાંઇ પણ બોલ્યું નહી. રમેશના સાથે આવવાથી નરેન્દ્ર ખુશી હતો કે નાખુશી તે કહી શકાય તેમ નહોતું પણ કોઇપણ જાતની નિશાની જણાતી નહોતી. થોડીવારમાં જનાર્દનને નરેન્દ્ર જરા આગળ પડી ગયા ને રમેશ તથા સુવાસિની સ્હેજ પાછળ પડ્યાં. આમ સુવાસિની સાથે એકલા પડી જવાથી રમેશ સ્હેજ ગભરાયો. પોતે શ્વેતભાનુના લગ્નના પ્હેલે દિવસે સુવાસિનીને દુઃખમય પત્ર લખી મોકલ્યો હતો ને તે દિવસ પછી એ બે કોઇ દિવસ મળ્યાંજ નહોતાં. આ વખતનો લાભ લઈ રમેશે કહ્યું:—"સુવાસિની આ લાગ છે તો મ્હારે ત્હમને કાંઇ કહેવું છે." સુવાસિનીએ કાંઇ જવાબ ના આપ્યો પણ એ શું કહે છે તેની રાહ જોઈ. વર્ષોથી હેના તરફ હેને એદીલી ઉપજી હતી જો કે જેહને એ પરણવાની હતી તે પુરૂષ કેવો છે તે તો હાણેજ હેને ખબર આપી હતી. પણ રમેશ પણ એ બાજીમાં સંડાવાયેલો હતોજ અને શ્વેતભાનુને જો કે લીધેલો રસ્તો છોડાવવા પ્રયત્ન કર્યો હતો પણ ગુસ્સો તો હજી હેના ઉપર રહેલોજ હતો.

રમેશ—મ્હારા કાગળને માટે ત્હમે ગુસ્સે થયાં છો કે ઉપકારવૃત્તિ થઇ છે તે મ્હને ખબર નથી. મ્હને તો કાંઇ જવાબજ વાળ્યો નથી.

સુવાસિની—જવાબ આપવા જેવું હતું નહીં.

રમેશ—વખતે નહીં હોય, પરંતુ મ્હારૂં એ કૃત્ય ત્હમને કેવું લાગ્યું હતું તે જાણવા ખાતર આ લાગ છે માટે પૂછું છું.

સુવાસિની—માફ કરો, પણ હવે ગઈ ગુજરી તે સંભારવાની જરૂર નથી. ત્હમને ખબરજ હશે કે એ વાત મ્હને ગમતી નથી.

રમેશ—મ્હારે તો એજ જાણવું હતું કે ત્હમે મ્હને માફી આપી છે. વળી મ્હારે ત્હમને સત્ય હકીકત જણાવવી હતી. મ્હને એ બાબત જે બની ગઈ તે માટે બહુજ શરમ આવે છે પણ મ્હને સ્વપ્ને પણ ખબર નહોતી કે ત્હમારૂં નામજ લેવાશે. ખરી રીતે તો મ્હને જોર જુલમથી ભાગ લેવડાવ્યો હતો ને પછી બીજું તો શું કરી શકું કાગળ છેવટે લખ્યો. જો ત્હમને સત્ય હકીકત ના જણાવું તો નીચ ને બાયલો ગણાઉં.

સુવાસિની—જે લખ્યું હતું તે સત્ય લખ્યું હતું ? બધુંજ સત્ય હતું ?

રમેશ—મ્હારા માનવા પ્રમાણે તો બરોબર જે બન્યું હતું તે લખ્યું હતું; ત્હમને એ જાણવાનો અધિકાર હતો ને જો હું ચુપ રહ્યો હોત તો ગુન્હેગાર ગણાત. આજ મ્હારે કહેવું હતું.

સુવાસિની—થયું. હવે ત્હમારે કહેવું હતું તે કહ્યું ફરીથી આ વાત કાઢશો નહીં.

રમેશ—એક બીજું જરા સાંભળો. ત્હમે મ્હેં કાગળ લખ્યો માટે ગુસ્સે તો નથી ને ? મ્હારા વિશે ખોટો અભિપ્રાય તો નથી બાંધ્યો ને ?

સુવાસિની—એ બાબતમાં ત્હમારા એ કામને માટે મ્હારે ઉપકાર માનવો જોઇયે અને હું ઉપકાર માનું છું.

મહા મુશીબતે આટલું બોલી અને રમેશ સંતોષ પામ્યો.

સુવાસિની—ત્હમે સુંદર સ્થળ રહેવાને પસંદ કર્યું છે. અને ત્હમારી અહીંની સંસ્થાને માટે હજ્જારો સ્ત્રી પુરુષો ત્હમને ધન્યવાદ આપે છે. મ્હારે તો અહીં આવવાની જરૂર નહોતી પણ ત્હમને ફરીથી એકવાર મળવાની ઇચ્છા થઇ આવી હતી.

સુવાસિની—સ્થળ સુંદર તો છે અને અહીં ત્હમને આનન્દ મળે એમ આશા છે.

રમેશ—અલબત્ત. અહીં આનન્દ કેમ ના થાય.

પોતાને જે મન ઉપર ભાર કરતી વાત હતી તે જેમ તેમ પાર મૂકી હતી ને હવે જ્હેને પોતે ચ્હાતો હતો તેની પાસે થોડા દિવસ રહેવાનું થશે એ વિચારથી ખુશી ઉત્પન્ન થઇ.

રમેશ—નરેન્દ્ર વિશે ત્હમારો શો અભિપ્રાય છે ? દેખાવડો તો છે. નહી ?

સુવાસિની—હા.

રમેશ—ત્હમને ખબર છે હું બે ફેરી હેની સાથે શેત્રંજ રમ્યો, પણ જીતી ના શક્યો. રમતાં મ્હને તો હેના વિશે કાંઇ કાંઇ વિચાર આવ્યા. કાંઇક ગુહ્ય છે. ગમે તે હોય મ્હને તો એ પસંદ નથી આવતો.

સુવાસિનીએ વાત ઉડાવવા કહ્યું:—“મ્હને તો એ વખાણવા લાયક લાગે છે.”

રમેશ—ગમે તેમ પણ મ્હને તો એ બહુ વિચિત્ર ને જાદુ મંત્રવાળો લાગે છે.

આમ વાત કરતાં જનાર્દનના ઘર આગળ આવી પ્હોંચ્યાં. જનાર્દનને નરેન્દ્ર ઝાંપા આગળ એ એની વાટચ જોતા ઉભા હતા.

રમેશ—જનાર્દનભાઇ ? બાગ તો ત્હમારો ઘણો સારો છે.

જનાર્દન—હા. સારો તો છે. શેત્રંજની બાજી માફક ગોઠવેલો છે.

રમેશ—મહેરબાની કરીને શેત્રંજની વાત ના કરશો.

આમ બોલી હશી પડ્યો. "હું જાણતો હતો કે હું સારી રમત રમુછું પણ નરેન્દ્રે મ્હને ખરેખરો હરાવ્યો છે. મ્હને પ્હેલાં તો એમ લાગ્યું કે હેમની સાથે હરીફાઈ કરવી સ્હેલી છે. એતો એમજ કહે છે કે હજી તો શરૂવાત કરૂછું."

જનાર્દન—બીજી ફેરી સારૂં રમશો.

રમેશ—નરેન્દ્રભાઈ એમ ધારતા હોય કે હું હેમની સાથે હરીફાઇ કરવા લાયકછું તો તો ઠીક.

નરેન્દ્ર—અલબત. હજી આપણે પુરેપુરી ક્યહાં રમા રહ્યા છીયે ! છેક છેવટ સુધી, કટુતા આવે ત્યહાં સુધી રમાશું.

આ પ્રમાણે બોલીને હશી પડ્યો, પણ સુવાસિનીને દુષ્ટ વિચાર હેના બોલવામાં જણાયો.

રમેશ—હેમાં હું નથી ધારતો કટુતા આવે. કારણ શેત્રંજ તો અક્કલની બાજી છે. મિત્રભાવે રમવાની છે. દુનિયામાં હેવી બીજી રમતજ ક્યહાં છે ?

નરેન્દ્ર—પણ મ્હેં નથી કહ્યું કે હું ઇજીપ્ત અરબસ્તાનમાં બહુ રહ્યો છું ને હમારે બધી રમતો ભારે જીવસટ્ટા જેવી હોય છે. પણ રમીશું, આપણે રમીશું. ફીકર નહીં.

જનાર્દન—બરોબર છે.

એટલામાં ઘરના પગથીઆ આગળ આવી પ્હોંચ્યા ને જનાર્દને કહ્યું "પધારો"

રમેશને નરેન્દ્ર સાથેજ ઘરમાં દાખલ થયા.

---

# પ્રકરણ ૨૪ મું.

## પરદેશીનો પૂર્વ વૃત્તાંત.



વસંતપંચમી બેશી ગઈ હતી જતાં ટાઢ સખ્ત પડતી હતી. આગલા ખંડમાં એક પીતલની તાપણીમાં છોડીયાં નાંખી સળગાવી હતી. વચ્ચે એક ગોળ ટેબલ પડયું હતું ને આસપાસ ખુરશીઓ મુકેલી હતી. આરામ ખુરશીઓ પણ પડેલી હતી. આ હોલમાં પ્હેરોણા આવી પ્હોંચ્યા. ઘરમાં દાખલ થતાંજ નોકર ચ્હા ને પાનસોપારીની તાસક લાવ્યો.

જનાર્દન—કેમ નરેન્દ્રભાઈ ? ચ્હા પીશોને ?

નરેન્દ્ર—માફ કરો હું ચ્હા પીતો નથી.

જનાર્દન—કોઈ દિવસ ચ્હા પીતાજ નથી ?

નરેન્દ્ર—નાજી.

રમેશ—બહુ ધર્મિષ્ઠ જણાવછો. વખતે નાહ્યા વગર ચ્હા નહીં પીતા હો.

નરેન્દ્ર—એ પણ હોય. હું ચ્હા નથી પીતો હેનું કારણ કે મ્હારા એક મિત્રે ચ્હા પી પીને તબીયત બગાડી છે.

સુવાસિની ઘરમાં આવ્યા પછી કામ પ્રસંગે ઉપર મ્હેડી ઉપર ગઈ હતી તે હવે નીચે આવીને જનાર્દન સાથે એક ખુરશી પડી હતી ત્હાં બેઠી ને નરેન્દ્રના છેલ્લા બોલ ત્હેણે સાંભળ્યા.

રમેશ—એ તો એક બ્હાનું કહેવાય. ચ્હા કાંઈ દુર્ગુણ કરતા નથી.

નરેન્દ્ર—દુર્ગુણ નથી કરતો ? ઠીક. જૂદા જૂદા મતની વાત છે.

રમેશ—ત્હમારા નિયમ ને કારણો પ્રમાણે તો ઘણી ચીજો છોડવી પડે.

નરેન્દ્ર—મ્હારે વાદવિવાદ નથી કરવો. પણ એક દાખલો હું જનાર્દનભાઈ ? આપને કહું તે સાંભળજો. ધારો કે એક મિત્ર હોય જેહેને ત્હમે ઘણાજ ચ્હાતા હો ને તેને ચ્હા પીધાથી નુકશાન થયું હોય, હેનો જઠરાગ્નિ મંદ પડી ગયો હોય તો હેને ત્હાં કોઈ જાય તોપછી એ બીજાને ચ્હા પ્હરાણે પાવાનો આગ્રહ કરે ?

સુવાસિની તરફ નજર રાખીને આ પ્રમાણે વાત કરતો હતો. સુવાસિની જરા અસ્વસ્થ થતી હતી ને જનાર્દને જરા બેપરવાઈથી હસવું દાબી રાખ્યું.

જનાર્દન—હમે પણ સુવાસિની જેવાજ વિચારના છો. હું પણ ઘણુંખરૂં નથી પીતો પણ મ્હારે ઘેર પ્હેરોણા તરીકે હમે આવ્યા એટલે બીજું તો શું પણ ન્હાતો મ્હારે પાવોજ જોઇયેને ?

નરેન્દ્રે જવાબ ના આપ્યો પણ સુવાસિનીને જનાર્દનની દલીલ વ્યાજબી ના જણાઈ.

જનાર્દન—ઠીક. ત્હારે પાન તો ખાશોને ?

એમ કરી પાનની તાસક નરેન્દ્ર તરફ મુકી.

નરેન્દ્ર—પાન હમારે અહીનાં છે તો સારાં. પણ માફ કરજો હું પાન પણ નથી ખાતો.

જનાર્દને નાખુશ જરા થઇને કહ્યું "ભલે."

નરેન્દ્રની આ વર્તણુંકથી બધાંનાં મન જરા નારાજ થયા. સુવાસિની આવીને બેઠી હતી પણ બીલકુલ કાંઇ બોલતી નહોતી; પરંતુ તેનો દરેકેદરેક બોલ બરાબર સાંભળતી હતી.

નરેન્દ્ર—હમારા લોકોનાં શરીરનાં બંધારણજ જૂદા હોય છે.

રમેશ—હમારા દેશભણીના લોકોના રીતરીવાજ હમારા કરતાં જૂદા પ્રકારના હોય છે અને તેમના વિચારો પણ જૂદાં હોય છે.

નરેન્દ્ર—એમ કેમ ?

આમ બોલી ખુરશીમાં અઢેલીને બેઠા.

રમેશ—પ્હેરોણાગતના તેમના વિચારો જૂદા હોય છે એમ મ્હે સાંભળ્યું છે. દુશ્મન હોય તેના ઘરનો છાંટો પણ નથી લેતા.

જનાર્દન—એ ખરૂં છે ?

રમેશ—વળી લગ્નના રીવાજ પણ વિચિત્ર છે. કહે છે ઘણી સ્ત્રીઓ પણ પરણી શકે છે.

નરેન્દ્ર—તેથી કરીને કેટલાકને સ્ત્રી પણ મળતી નથી.

રમેશ—કાંઈ ખાસ લાગણીથી હમે બોલતા જણાવછો.

નરેન્દ્ર—બીલકુલ નહી. હું તો માત્ર જેવું છે તેવું કહુંછું, દાખલા તરીકે હુંજ જો કે કાંઈ ન્હાનો નથી છતાં હજી બ્રહ્મચારીજછું.

રમેશ—હમે કદી પરણ્યાજ નથી ?

નરેન્દ્ર—કદી નહીં.

રમેશ—હેમાં કાંઈ અજાયબ નથી. હું પણ જો કે ન્હાનો નથી પણ પરણેલો નથી.

નરેન્દ્ર—તહમે નથી પરણ્યા એ તો અજાયબ જેવી વાત છે.

રમેશ—કેમ ?

નરેન્દ્ર—તહમારા જેવા ગૃહસ્થ, ઘર છોડી બીજે ના જનાર હજી પરણ્યા નથી એ તો નવાઈ.

રમેશ—હેનું કારણ એકશરતે કહું.

નરેન્દ્ર—શી શરત ?

રમેશ—તહમે શા સારૂ નથી પરણ્યા તે કહો તો કહું.

નરેન્દ્ર—કબુલ છે.

રમેશ—કારણ કે જે એકજ સ્ત્રીને હું ચહાતો હતો ત્હેણે મ્હને પરણવાની ના કહી માટે.

નરેન્દ્ર—અને હું પરણતાં અટક્યોછું તેનું કારણ એ કે મ્હને બીક લાગે છે.

રમેશ—બીક ?

નરેન્દ્ર—હા.

રમેશ—બીક શેની ?

નરેન્દ્ર—ઘણી બાબતની મહેરબાન ! ઘણી બાબતની.

રમેશ—તહમે બહુ અચંબો ઉત્પન્ન કરોછો.

નરેન્દ્ર—આ બાબતની હકીકત કહેવા બેસું તો એકજણના જીવનનો બધો ઇતિહાસ કહેવા જેવું થાય. પણ હમે લોકો આ બાબતમાં તહમારા લોકોથી જૂદા નથી. આપણા દરેકના હૃદયમાં કાંઈ પણ છુપી વાત રહેલી છે.

રમેશ—છતાં પણ તહમો બીનોછો એ તો કાંઈ સહમજાતું નથી.

નરેન્દ્ર—ઘણુંખરૂં હું વાતે ચહડતો નથી. પણ આજે વાતે ચ્હડ્યાનોજ રંગ જામ્યો છે, કારણ ઘરના માણસ જેવો તહમે મ્હને ગણોછો તેથી લાગણી ઘણી થઈ છે. એક પરદેશી તરીકે તહમારા જેવા વ્યાપારી મ્હને આટલા માનથી આવકાર દ્યોછો એ તહમારી માયાળુ વૃત્તિજ જણાવે છે, પણ એક વાત યાદ આવવાથી હું મ્હારી વાત કહેતો અચકાઉછું પણ સુવાસિનીને જાણીજોઇને દુ:ખ થાય તેવું કરવા હું નથી માગતો.

સુવાસિની—મ્હને દુ:ખ થાય ? કેવી રીત્યે

નરેન્દ્ર—ખાસ કરીને ત્હમને નહીં, પણ સ્ત્રી જાતિને સ્વાભાવિક સ્ત્રી તરફ પ્રેમ હોય છે અને કોઈ પણ પ્રકારે કોઈ પણ સ્ત્રી વિશે, ત્હમારાં જેવાં સ્ત્રી રત્ન આગળ ખોટું કહેવું એ મ્હારી ઈચ્છા નથી.

સુવાસિની—પણ કાંઈ બધીજ સ્ત્રીઓનાં કૃત્યો માટે હું જવાબદાર નથી. બધીજ સારી છે એમ કાંઈ કહેવાય ?

આમ બોલી જરા હસી પણ મનમાં શું કહેવા માગે છે તે જાણવા ઉત્સુક બની.

નરેન્દ્ર—તો તો ઠીક. ત્હારે તો કહેવાશો. બરાબર સાંભળજો.

" મ્હેં કહ્યું છે કે હું કદી પરણ્યો નથી કારણ મ્હને બીક લાગે છે, ભય રહે છે. આ મ્હેં સાચુંજ કહ્યું છે. વર્ષો પ્હેલાં—કેટલાં તે બરોબર યાદ નથી—હું પ્રેમમાં ફસાયો હોત. બીજાઓ આમ ફસાયા છે તો હું કેમ ના ફસાઉં ? પરંતુ મ્હારે એક મિત્ર હતો ત્હેને હું મ્હારા જીવ કરતાં પણ વધારે વ્હાલો હતો. ઘણાં વર્ષો પર્યન્ત હમે ભાઈયો કરતાં પણ એકબીજાને વિશેષ પ્રીતિ હતી. હેના વિચાર તેજ મ્હારા વિચાર હતા ને મ્હારા તે હેના હતા. પછી તે મિત્ર એક સ્ત્રી સાથે પ્રેમમાં પડ્યો. સ્ત્રી સુંદર, સારી, ને સત્યતાવાળી હતી—હમારૂં હેવું માનવું હતું. આ સ્ત્રી હેનો આનન્દ, આશા ને જીવન થઈ પડી હતી અને હું પછી સ્વાભાવિક રીત્યેજ ઓછો થયો. મ્હારો હિસાબ ઓછો ગણવા માંડયો. મ્હને હેમાં રીસ કાંઈ ના ચ્હડી. મ્હારી માત્ર એજ ઇચ્છા હતી કે એ સુખી થાય અને જ્ય્હારે હેને એ સ્ત્રીના પ્રેમમાંજ સુખ જણાયું તો પછી હું કોણ માત્ર હતો ? મ્હારો મિત્ર કાંઈ દેવલોકમાંથી નહોતો ઉતરી આવ્યો ને છેક સારો ન પણ હતો પણ મ્હારા હેની તરફના પ્રેમથી હું તેને વળગતો જતો હતો. હું ફાવ્યો નહીં, પણ જ્ય્હાં હું ફાવ્યો નહીં ત્ય્હાં એ સ્ત્રી ફાવી શકી. અહા પ્રભુ ! તે કેવો હેને વ્હાલો હતો ! હેનો ગુલામ થઈને રહ્યો હતો છતાં મ્હને આનન્દ થતો હતો કારણ મ્હારા મિત્રને તે સ્ત્રી ઉચ્ચા શયવાળો બનાવતી હતી. એ મહાપુરુષ થવાની તૈયારીમાં હતો એટલામાં આ સ્ત્રીએ કાંઈક મ્હારા મિત્રના આગલ્યા કૃત્યથી નારાજ થઈ તરછોડયો. મ્હારો મિત્ર બહુ લાગણીવાળો હતો. પોતાની આશા પ્રેમ, જીવન સઘળું આ સ્ત્રી ઉપર રાખ્યું હતું ને હેને પોતાનાં કૃત્યનો ખુલાસો કરવા ફાંફાં માર્યાં ને સાંભળ્યો નહીં ને એકદમ તિરસ્કાર

કરી હાંકી કાઢ્યો. આમ તિરસ્કારને એ લાયક હતો? આથી મ્હારો મિત્ર, નિરાશામાં ભવાબ્ધિમાં કોઇ પણ આધાર વિના ભટકવા લાગ્યો. તણાવવા લાગ્યો. ક્ય્હાં? અહા, એ વાત મ્હારાથી કહેવાય તેમ નથી. પણ આ સ્ત્રી જે મ્હારા મિત્રની ઉદ્ધાર કર્તા થઇ પડત, મોક્ષદાતા થાત, જે હેની તરફ પૂર્ણ પ્રેમ દેખાડતી હતી ત્હેણે ત્હમારાં પુરાણોમાં પણ નથી લખ્યું હેવા નર્કમાં ધકેલી દીધો."

રમેશ—ત્હારે હાલ એ ત્હમારો મિત્ર ક્ય્હાં છે?

નરેન્દ્ર—ક્ય્હાં? તે હું કહી શકું એમ નથી. થોડો વખત તો હું હેની પાછળ પાછળ ફર્યો, ભમ્યો, તપાસ હેની રાખી ને ઘોર નર્કમાં જતો જોયો. ઘોર નર્કના ખાડામાં એ પડયો ને હું કોર્ય ઉપર ઉભો ઉભો જોતો હતો પણ મ્હારો હાથ પકડી ખાડામાંથી બ્હાર નીકળવાની હેનામાં શક્તિ હોત તો પણ મ્હારામાં હેને ખાડામાંથી બ્હાર કાઢવા જોર પણ નહોતું.

રમેશ—અને પેલી સ્ત્રી?

નરેન્દ્ર—સ્ત્રી, હું ધારૂંછું કોઇ બીજા સાથે લગ્ન કરવા વિચાર કરે છે. આ તો હેવી સાધારણ વાત મ્હેં જોઇ છે. ત્હમે પણ કદાચ હેવી વાત કહી શકો. હાવી સાધારણ વાતોજ મ્હને બ્હીવડાવે છે.

આરામ ખુરશીમાં પડે પડે આ વાત કહેતો હતો. આંખ્યોને અર્ધ મીંચેલી હતી. છતાં સુવાસિનીએ ધાર્યું કે એ હેની ભણીજ જોઇરહ્યો હતો: નજર પોતાના તરફજ રાખેલી લાગી. આ પછી વાર્તા બીજા વિષયો ઉપર ચાલી અને નરેન્દ્ર પ્રિય થઈ પડયો. આખો વખત પોતેજ વાત કર્યા કરી નહીં પણ વિષયમાં રસ જ્ય્હારે એ બોલતો ત્હારેજ પડતો. હિંદુસ્થાનનો રહેવાશી નહોતો છતાં જણાવી આપ્યું કે ગુજરાતી ને બીજી ભાષાઓનાં સાહિત્યથી પોતે વાકેફગાર છે. બોલતાં ઉચ્ચાર સ્પષ્ટ નહોતો કરતો છતાં પોતાના વિચાર સાફ ને સ્પષ્ટ જણાવતો. સુવાસિની બહુ કાંઇ બોલીજ નહીં. વાતમાં હેને જૂદોજ અર્થ સ્હમજાયો તેથી બોલવાની ઇચ્છાજ ના થઈ. પણ ત્હેનો એકે એક શબ્દ આતુરતાથી ચિત્તદઇને સાંભળ્યો. વળી હેના ત્હાં હોવાથી મુગ્ધ થઇ ગઇ. શાથી તે સ્હમજી શકી નહીં ને જ્ય્હારે નરેન્દ્ર ઘેર જવા, રજા લેવા ઉભો થયો ત્હારે લાગ્યું કે હેના ગયા પછી પાછું બધું હતું તેવુંજ થઇ જશે.

જનાર્દને જમવાનો આગ્રહ કર્યો પણ હેણે ના કહી, ઘણાજ વિવેકથી જો કે ના કહી પણ એમતો લાગ્યું કે એ ઘરનું પાણી પણ હેને ગ્રાહ્ય નહોતું. જતાં જતાં સુવાસિની તરફ ફરી બોલ્યો "મ્હને એજ બ્હીક રહે છે કે ત્હમે મ્હારી વાત ઉપર મનન કર્યા કરો છો. અલબત્ત ત્હમારા રીત્ય રીવાજ હમારા કરતાં નિરાળા છે છતાં એક પ્રશ્ન પુછુંતો વાંધો તો નથીને?" સુવાસિની પોતે ખુશ મિજાજમાં હોય તેમ બોલી "હા પુછો."

નરેન્દ્ર—મ્હારો મિત્ર, જે સ્ત્રીએ હેને નિરાશ કરી મૃત્યુ કરતાં પણ ખરાબ હાલતમાં આણી મુકયો તેના ઉપર વ્હેર લે તો વ્યાજબી કહું કહેવાશે?

સુવાસિની—ત્હમારા મિત્રની પૂર્ણ વાતથી હું વાંકેફગાર નથી છતાં વ્હેર લેવામાં વ્યાજબી પગલુંતો નહીંજ ભરે.

નરેન્દ્ર—એમ! ત્હમારાં શાસ્ત્ર, ધર્મના નિયમો, આજ્ઞા બરાબર માનો છો કે દુશ્મનને પણ મિત્ર માફક ગણવો. હેનું પણ ભુંડું ના કરવું? અહા! પણ ત્હમે જો બધી વાત જાણતાં હો. શું કહું!

સુવાસિની—તે સ્ત્રીને ત્હમે ધારોછો તે કરતાં વધારે દુઃખ થતું હશે તો?

નરેન્દ્ર—દુઃખ થતું હશે! અહા, મ્હેં હેને જોઈ છે. હેનું જીવનતો સુખમય છે. તે બે દરકાર છે. મજ્જનમાં એતો જીવન ગાળે છે. હેના વખાણનારાઓ હેને વિંટાઈ વળે છે. ધર્મિષ્ઠ ગણાવે છે, દેવદર્શન કરે છે પણ પેલા ગરીબ બિચારા દુઃખી પાયમાલ થયેલા વિશે એક ખુણે વિચાર પણ હેને આવતો નથી. પણ હું તો ધારૂં છું જો મ્હારો મિત્ર વ્હેર લેશે તો વ્યાજબીજ કરશે.

સુવાસિની—શું વ્હેર લેશે? કેવી રીત્યે, કેવું વ્હેર લેશે?

નરેન્દ્ર—હેનો મ્હેં વિચાર કર્યો છે પણ કેવું હોવું જોઇયે તે ખ્યાલ કરી શકાતો નથી. હેના પંઝામાં આવી શકે એ એમ દેખીતી રીત્યે લાગતું નથી. તે સ્ત્રી ધનવાન, સત્તાવાળી, લાડકવાઈ, વાહ વાહ બોલતી છે અને પેલો બિચારો કોણ જાણે કય્હાં પડયો હશે! પણ મ્હને કેટલીક ફેરી એમ થાય છે કે કાંઇ પણ યુક્તિ લ્હડાવતો હશે. જો એ મરી ગયો હોય તોતો એ સ્ત્રીના લાભની વાત છે. પણ જો જીવતો હોય તોતો વ્હેર લેશેજ હેમાં શક નથી અને જે દુઃખ આપશે તે જેવું તેવું નહીં હોય.

સુવાસિની—કદાચ તે હજી પણ એ સ્ત્રીને વ્હાલો હશે.

નરેન્દ્ર—વ્હાય છે! ના. ના. જેટલો પ્રેમ હતો તેટલોજ તિરસ્કાર હવે હેને આવ્યો છે. પ્રેમ છેક ઉંડા તિરસ્કારમાં ફેરવાઇ ગયો છે અને તેથીજ હું ધારૂં છું કે એ વ્હેર લેશે. મ્હને એટલીજ ખુશી થાય છે કે આપણે અહીં ઈંગ્રેજ સરકારના રાજ્યમાં છીયે કે જ્યહાં કોઈ પણ જાતની દહેશત નથી.

આમ બોલી મંડળીને સલામ કરી ચાલતો થયો. રમેશ પણ હેની સાથેજ ઉઠીને ગયો.

જનાર્દન—સુવાસિની? કાંઇ પણ ચીજને એ અડક્યો નહીં એ જોયું.

સુવાસિની—હા. પણ એતો એ લોકનો રીવાજ હેવો હશે.

જનાર્દન—માણસ વખાણવા લાયક છે.

સુવાસિની—હા.

જનાર્દન—સુવાસિની? તું શો વિચાર કરે છે? પેલાનો ખરૂં?

સુવાસિનીયે ડોકું ધુણાવી હા કહી.

જનાર્દન—હાને જોઇને મ્હને પણ એજ સાંભરી આવ્યો. કેટલીક વખત તો જાણે એજ ના બોલતો હોય એમ લાગ્યું, પણ એતો ભ્રમણાજ છે. હવે સુવાસિની? હેને ક્ય્હારે ભુલીશ?

સુવાસિની—શું કહી શકુ?

જનાર્દન—હું ધારતો હતો કે તું ભુલી ગઈ છું.

સુવાસિની—હું પણ એમ જાણતી હતી પણ હેની વાતથી બધું તાજું થયું.

જનાર્દન—ખરૂં પુછ તો હું અસ્વસ્થ થતો હતો, છતાં માણસ તો હુંશીયાર વખાણવા જેવો છે. અને હેનો મોભો વિગેરે બિલકુલ શક વગરનાં છે. ઇજીપ્ત ભણીની મ્હોટી પ્હેડીનો ભાગીદાર છે. સારા સંબંધને લાગવગવાળો જણાય છે. એ જાય તે પ્હેલાં પાછો આપણે હેને અહીં બોલાવવો જોઇયે. કેમ એ ઠીક કે નહીં? ત્હને ગમતી વાત છે કે નહીં?

સુવાસિની—હા. વાર્તા તો રસદાર કરે છે. અલબત આપણે હેમને ફરીથી બોલાવવાજ.

દરમ્યાન નરેન્દ્રને રમેશ મંડળી પાસે વિશીઓનાં મકાન ભણી ચાલતા થયા હતા. ચાલતાં વ્યાપાર સંબંધી વાતો કરતા હતા. હિંદુસ્થાનના વેપારવણજ વિશેનું નરેન્દ્રનું જ્ઞાન જોઇ રમેશ આશ્ચર્ય પામ્યો

ને એ વેપારવણજ કેમ ખીલે વિગેરે બાબતો ઉપર વિવેચનમાં ઉતરી પડયો. વાતોમાં ને વાતોમાં પોતાના રહેઠાણે આવી પ્હોંચ્યા.

બીજેજ દિવસે કોઇને પણ જણાવ્યા વિના નરેન્દ્ર શાન્તિપુર ચાલ્યો ગયો ને ત્હાં કેટલાક દિવસ રહ્યો. નવધામમાં પોતે છૂટાયદું મકાન રાખી લીધું હતું ને ત્હાં એક ડોશી નોકર રાખી હતી ત્હેને કહી ગયો હતો કે ગમે તે વખત પાછો આવી ર્હાઉં કાંઇ ઠેકાણું નહીં. શાન્તિપુરમાં મ્હોટી મ્હોટી કંપનીઓના માલીકો સાથે વ્યાપાર સંબંધી કામકાજમાં હેનો વખત જવા માંડયો. મ્હોટી મ્હોટી રકમો મ્હોટા સાહસોમાં નાંખતો ને અઢળક ધન પ્રાપ્ત કરવા માંડયું. થોડા દિવસો પછી પાછો નવધામ આવી પ્હોંચ્યો. ટ્રેનમાં શાન્તિપુરથી બેઠા પછી વિચારતો હતો કે " હવે માત્ર સમય, સમયનું કામ કરે જશે. દરેક જડ પકડી છે અને પેલાને તો કરોળીઆની જાળ માફક વિંટી લીધો છે, નાસવા પામે તેમ છેજ નહીં. પેલીને માટે—"

ગાડીમાં અઢીંગીને બેઠો. ઉંડા વિચારમાં હતો. ઉપરથી જોનારને માત્ર મુસાફર હશે એમ લાગતું પણ કોઇ દરજ્જાવાળો છે એમ તો જણાતુંજ હતું. પણ કોઇએ જો ધારીને હેના ભણી જોયું હોય તો જણાય કે હેના મ્હોં ઉપર ક્રૂરતાને તે સાથે સંતોષ છાઇ રહ્યો છે. મ્હોં ઉપરથી ઘણો દૃઢ લાગતો હતો, અભિમાની જણાતો હતો ને દયાનો છાંટો પણ જણાતો નહીં.

નવધામમાં આવ્યો કે પાછો મુંગો થઇ ગયો. જે વિશીમાં એ જમતો હતો ત્હાં રમેશ પણ જમતો હતો. જે દિવસે એ આવ્યો તે દિવસે જમતી વખતે રમેશે હેને કહ્યું " તમારા ગયા પછી હમને બહુ સુનુંસુનું લાગતું હતું, તમે ક્યાંહાં ઉપડી ગયા હતા તે વિચાર કરતા હતા."

નરેન્દ્ર—અરે રમેશભાઇ ? અહીં શાન્તિપુર શિવાય બીજે ક્યાંહાં જઇયે ? મ્હારે ત્હાં કામ હતું. ઘણું ખરૂં હું આ બાબતમાં જીવ નથી ઘાલતો પણ કેટલીક વખત સોદો કરવાનું મન થઇ આવે છે.

રમેશ—બરોબર મ્હેં સાંભળ્યું છે તમે ઇજીપ્ત ટ્રીપોલી કંપનીમાં ભાગીદાર છો. મ્હને બીલકુલ ખબર નહોતી કે મ્હારે આવા મ્હોટા એક વ્હેપારી સાથે પીછાણ થઈ છે.

નરેન્દ્ર—કાંઇ બધે ઢોલ વગાડીને કહેતો ફરૂં કે હું ફલાણો ફલાણો છું.

રમેશ—નહીંસ્તો. હમણાં તો અહીં રહેશોને ?

નરેન્દ્ર——વખતે રહું. કહી ના શકાય. શેત્રંજ રમવાને પાછું મન થઈ આવવાથી આવ્યો છું.

રમેશ—આવતી કાલ્યે રમીશું ? ત્હમારા ગયા પછી હું ખુબ વખત રમ્યો છું.

નરેન્દ્ર—કાલે કહીશ. મ્હારા ગયા પછી જનાર્દનભાઇને ત્હાં ગયા હતા કે નહીં ?

રમેશ—ત્હાં તો નથી ગયો પણ સુવાસિનીને મળ્યો છું.

નરેન્દ્ર કાંઈ સંતોષ પામ્યો હોય તેમ લાગ્યું પણ કાંઈ બોલ્યો નહીં. જમીને તરતજ બ્હાર નીકળી પડયો ને જનાર્દનના ઘર ભણી ચાલ્યો. ઘરથી થોડે દૂર નીકળ્યો કે સુવાસિની સ્હામી મળી. હેણે નમન કર્યું ને કહ્યું.

"હું ક્યહાં જતો હતો તે કહું ?"

સુવાસિની—અલબત્ત કહો.

સુવાસિની નરેન્દ્રને જોઈ ખુશી થયેલી જણાઈ.

નરેન્દ્ર—હું ત્હમારે ત્હાં આવવા નીકળ્યો હતો.

સુવાસિની—કાકાને મળવા જતા હશો. હા જાવ. ત્હમને જોઈને ખુશી થશે. હું પણ થોડા વારમાં ઘેરજ પાછી જાઉં છું.

નરેન્દ્ર—ત્હારે ત્હમારી સાથેજ આવું તો ?

સુવાસિની—જેહવી ત્હમારી ઇચ્છા.

નરેન્દ્ર—હું જનાર્દનભાઇને મળવા નહોતો જતો.

સુવાસિની—ત્હારે ?

નરેન્દ્ર—ત્હમને મળવા આવતો હતો. ત્હમને ખબર છે કે અહીં આવ્યા પછી હું શેત્રંજ રમતાં શીખ્યો છું ?

સુવાસિની—હા. મ્હેં સાંભળ્યું છે ને એક વખત સ્હેજ નજરે પણ જોયું છે કે ત્હમે ઘણુંજ સરસ રમો છો.

નરેન્દ્ર—મ્હેં પણ સાંભળ્યું છે કે ત્હમે પણ ઘણુંજ સારૂં રમો છો, તો પૂછું છું કે કાલે આપણે રમીશું. જો રમશો તો મ્હારા જેવાનો વખત જતો નથી તે વ્યતીત થશે.

સુવાસિની—સાંભળ્યા પ્રમાણે ત્હમારા જેવા સાથે રમવું મ્હારા જેવીને મુશ્કેલ પડશે પણ જો ત્હમે રમવાને ખુશી છો તો રમીશ.

નરેન્દ્ર—મ્હેરબાની ત્ય્હારે. ખરે અહીં બધાજ મ્હારા તરફ ભાવથી જુવે છે. શાન્તિપુર થોડાજ દિવસ જઈ આવ્યો અને પાછો આવ્યો ત્ય્હારે રમેશ જાણે એક જૂનો મિત્ર ના હઉં તે પ્રમાણે મ્હારી સાથે વર્ત્યો. પરદેશમાં આમ બધા તરફથી માયા દેખાડાય વે તો ઘર જેવું લાગે છે.

રસ્તે ચાલતાં પોતે ઘણો ખુશમિજાજમાં રહો, પણ જ્ય્હારે જનાર્દનનાં ઘર આગળ આવી પ્હોંચ્યા ત્ય્હારે ઘરમાં આવવાની આનાકાની કરીને કહ્યું કે હજી ટપાલ લખવાની છે ને બીજું કામ પડયું છે. સુવાસિનીએ આશ્ચર્યથી સ્હામું જોયું તેથી બોલ્યો "ત્હમે આશ્ચર્ય પામો છો પણ હમે લોકો ત્હમે ધારો છો એવા એશઆરામી નથી. શાન્તિપુરમાં હમણાં હતો ત્ય્હારે એક મીનીટની પણ નવરાશ નહોતી. આરબ લોકના જેટલું સખ્ત કામ કર્યું છે."

સુવાસિની—આરબો બહુ કામ કરનારા છે?

નરેન્દ્ર—ત્હમે નથી માનતાં એ? ઠીક. પણ હમણાં હમણાંનો હું બહુજ કામમાં ગુંથાયેલો રહું છું. શાથી તે ત્હમને ખબર નહીં પડે.

સુવાસિની—હાસ્તો. વ્યાપારી તો પૈસા કમાવવામાંજ ગુંથાયેલો હોય.

નરેન્દ્ર—ના. ના. હું તો ધારૂં છું કે મ્હેં પૈસા ખોયા છે. પણ એ બાબત કાંઈ ફીકર નથી કારણ જે બાબત માટે ગયો હતો તે કરી આવ્યો છું. વારૂ પણ કાલે હું આ વખતે ત્હમારી રમવાની વાટય જોઈશ.

સુવાસિની—ના. આ વખતે નહી બને, આ વખત મ્હારે ગરીબ. કંગાલને, માંદા માણસોને જોવા જવાનો છે. પણ આથી સ્હેજ મોડી આવી શકીશ.

નરેન્દ્ર—જેમ. ત્હમારી ઈચ્છા.

આમ બોલી રજા લેઈ ચાલતો થયો. ઘર તરફ ના જતાં બ્હાર નીકળી પડયો. દૂર નીકળી પડી આઘે જણાતી ટેકરીઓ ઉપર ફરવા ગયો. ઘણો મોડા પછી ઘેર ગયો.

---

## પ્રકરણ ૨૫ મું.

### ઇન્દુનો મેળાપ.

બીજે દિવસે શેત્રંજ રમતાં કાંઇ ખાસ બનાવ બન્યો નહીં. કોઇપણ બરોબર ઉત્સાહથી રમતું જણાયું નહીં. રમતમાં ઘણો વખત ગયો. સુવાસિનીએ પુછ્યું "કેટલા વાગ્યા હશે ?"

નરેન્દ્ર—ચાર વાગ્યા છે. હવે તો મ્હેં ચાહ તૈયાર કરાવી મંગાવ્યો છે તે પીનેજ ઘેર જવું હોય તો જજો. જો કે હું તો નથી પીતો.

સુવાસિની—ભલે, પણ કાકા ઘેર ચાહ પીવાની વાટય જોતા હશે. હજી ત્હમારા ચાહની વાર છે તેટલામાં ઘેરથી ગાડી મંગાવું એટલે વ્હેલું ઘેર જવાય.

નરેન્દ્ર—ગાડીની ખાસ જરૂર છે ?

સુવાસિનીયે "કેમ જરૂર નથી "એમ પ્રશ્ન પુછતી હોય હેવા અર્થથી હેના સ્હામું જોયું.

નરેન્દ્ર—ત્હમને ઘેર સુધી મુકવા આવવા હું ધારતો હતો.

થોડીવાર શું કહેવું તે વિચારમાં પડી. જો પોતાના દેશનો સહવાસવાળો હોત તો કાંઇ કહેત નહીં. હેના કાકાએ હેને ઘેર બોલાવી મ્હેરોણાગત કરી હતી. આબરૂદાર અને પૈસાદાર હતો. સદ્‌ગૃહસ્થ હતો પણ પરદેશી ને રીવાજ વિરુદ્ધ હતું. એમ લાગ્યું તેથી જરા ખચકાઇને ઉત્તર ના આપ્યો.

નરેન્દ્ર—આ પ્રમાણે કહેવાનું કારણ એજ કે પ્હેલે દીવસે ત્હમારે ત્હાં, મને લાગે છે મ્હેં મ્હારા વિશે ખોટી છાપ બેસાડી છે પણ હેવી જો મનમાં અસર થઇ હોય તો તે મ્હારે સુધારવી જોઇયે.

આમ બોલવાથી હા કહ્યા વિના છુટકો નહોતો એટલે ખુશીથી સાથે આવવા હા કહી ને ચાહ પીધા પછી ઘર ભણી જવા નીકળ્યાં. રસ્તે ચાલતાં નરેન્દ્રે વાત ઉપાડી કે "હું કદાચ ત્હમને વિચિત્ર વર્તણુંક ને વિચારનો માણસ નથી લાગતો ? ગરીબ લોકો સારૂ ત્હમે આ આશ્રમ બંધાવ્યો છે છતાં મ્હારા જેવાં, ને હું પોતે અહીં આવી રહ્યા છીયે તે આશ્ચર્ય લાગતું નથી ? ત્હમને અલબત્ત આ નવાઇ લાગીજ હોવી જોઇએ.

સુવાસિની—મ્હને તો એવો વિચાર નથી આવ્યો.

નરેન્દ્ર—છતાં મ્હારે એ વિશે ખુલાસો કરવો જોઇયે, જ્હારે હું શાન્તિપુરમાં હતો ત્હારે એક માણસ મ્હને મળ્યો, વેપાર સંબંધમાંજ મળ્યો હતો. હેનું નામ—મ્હને સંભારવા દ્યો, હા, બરોબર ઇન્દુ; ઇન્દુ કરીને મ્હને મળ્યો. શાન્તિપુરથી હું કંટાળ્યો હતો એટલે હેણે મ્હને આ સ્થળનું નામ દીધું અને સાથે ત્હમારા વિશે પણ વાત કરી કે આ બધી સંસ્થા ત્હમે સ્થાપી છે ને હકીકત હાવી છે. આ વાતથી હું લલચાયોને આ સ્થળ જોવા ઘણોજ ઉત્સુક થયો. મ્હારે કોઈ આગળ પાછળ છે નહી. એતો ઠીક ! પણ તેથી હું અહીં આવ્યો છું. પણ હવે થોડો વખત અહીં રહેવા ઇચ્છા છે. મ્હારાથી ગરીબ માણસ માટેની સંસ્થામાં રહેવાય તો નહીંજ જાણે અને—

સુવાસિની—ના. ના. ત્હમારે આ સ્થળ છોડવાની કાંઇજ જરૂર નથી.

નરેન્દ્ર—શા માટે નહી. બીજા ગરીબ રહી જાય ને હું મજા કરૂં ? પરંતુ આ સ્થળ મોહ તો ઉપજાવે છે. શાન્તિ, રમણીયતા, ખુશનુમા આબોહવા ને અધુરામાં પુરૂં અનુકુળ સોબતીઓ બધું અહીં છે, પણ ત્હમે મ્હારા જેવો પાડોશી હોય તે ખમી શકશો કે કેમ એ વિચાર આવે છે. એક સારૂં ઘર મ્હારી નજરમાં છે કાંતો તે હું ભાડે રાખું કે પછી વેચાતું પણ લઇ લઉં. કેમ ત્હમારૂં શું કહેવું છે?

સુવાસિની—હેમાં મ્હારી સંમતિ લેવાનું કાંઇ કારણ નથી. તેમજ વળી કર્તાહર્તા અહીં બંધુ કાકા છે. કારણ ઘાણું ખરૂં વેપારમાંથી એ નિવૃત્ત થયા છે.

નરેન્દ્ર—માફ કરજો પણ આ બધું ત્હમારા ઉપર આધાર રાખેછે.

સુવાસિની—મ્હારા ઉપર ?

નરેન્દ્ર—હા. મ્હારૂં અહીં રહેવું જો ત્હમને પસંદ ના આવે તો હું અહીં ના રહું. હું એકલવાયો છું ને મિત્રો કાંતો મરી ગયા છે કે કાંઇક જતા રહ્યા છે તે પત્તોજ નથી. અને ત્હમારા પડોશમાં રહેવું આનન્દદાયક લાગે છે. પણ જો ત્હમારી સંમત્તિ હોય તોજ અહીં રહીશ.

સુવાસિની ને નરેન્દ્ર બે રસ્તા જ્હાં ફંટાતા હતા ત્હાં આવી પ્હોંચ્યા એટલે સુવાસિનીયે ટુંકે રસ્તે ઘર તરફ જવા માંડ્યું, ત્હેને અટકાવી કહ્યું. " આ રસ્તે ચાલો જો કે છે તો લાંબો ઘેર જવાનો પણ બહુ રમણીય છે. "

કાંઇપણ બોલ્યા વિના સુવાસિની આ બીજા રસ્તે વળી. નરેન્દ્રે કોઇ મોહ જાળ નાંખી હોય તેમ લાગ્યું. નરેન્દ્રના બોલો ઘણા નમ્ર જણાયા ને જાણે યાચના કરતો હોય તેમ લાગ્યું. અત્યારે નવુંજ રૂપ પ્રકાશ્યું હતું.

નરેન્દ્ર—ત્હમે મ્હારા કહેવાથી આ લાંબો રસ્તો લીધો તે ઉપરથી એમ લાગે છે કે મ્હેં જે વિચાર મ્હારો હમણાં જણાવ્યો ત્હેને ત્હમે અનુકુળ થાવ છો. ત્હમારા ગુજરાતીઓની રહેણીકરણી મ્હને આનન્દ ને મોહ ઉપજાવે છે.

સુવાસિની—ત્હમારા દેશમાં જીવન ગાળવું તે પણ આનન્દજનકજ હશે કેમ ?

નરેન્દ્રના મ્હોં ઉપર સ્મિત આવી ગયું પણ ત્હેની લાંબી દાઢી ને મુછોથી દેખાઇ શકયું નહીં.

નરેન્દ્ર—આનન્દજનક ! અહા. પ્રભુ ! કોઇક વખત હું એ વિશે કહીશ. મ્હારા જીવનની કથા કહીશ. ત્હેમાં ત્હમને રસ પડશે. વખત બહુ જશે પણ ચિત્ત દઇને સાંભળજો. છેક છેવટ સુધી સાંભળજો.

ઘણીજ શાન્ત રીત્યે બોલ્યા પણ ત્હેનો અવાજ ઉત્સાહથી બોલતો હોય તેમ જણાયો. સુવાસિનીનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. વળી શ્વેતભાનુ યાદ આવ્યો. જ્હેને પોતે એક વખત પરણવાને વચન આપ્યું હતું. પણ તે તો હવે મરણ પામ્યો હતો. ને કાંઇક વર્ષો વહી ગયાં હતાં. નરેન્દ્ર કાંઇ ગુહ્ય વાત જણાવશે એમ ત્હેને બ્હીક લાગી. જેમ શ્વેતભાનુના રૂપને જોઇને ત્હેને અસર થઇ હતી તેવીજ અસર હાને જોઇને થવા માંડી.

નરેન્દ્ર—ત્હમારે ત્હાં મ્હેં કાંઇપણ ચાખ્યું નહીં તેનું કારણ ત્હમે જાણો છો ?

સુવાસિની—ત્હમને ચાખવાની ઇચ્છા નહીં હોય કે ભૂખ નહીં લાગી હોય અને ત્હમે કહ્યું હતું કે ચ્હા તો પીતાંજ નથી.

નરેન્દ્ર—ના મ્હારે એ કારણજ નહોતું. હું જાણું છું કે મ્હેં અવિવેક કર્યો હતો. હાનું કારણ ત્હમને કહેવા માટેજ હું ત્હમારી સાથે આટલે સુધી આવ્યો છું.

સુવાસિની—અવિવેક હમને લાગ્યોજ નથી. હમે તો એમજ જાણ્યું કે ત્હમે જે કહોછો તે સત્યજ કહોછો કે ચ્હા પીતા નથી.

નરેન્દ્ર—ના. મ્હારે ના કહેવાનું કારણ એજ હતું કે મ્હને એમ

લાગ્યું કે ત્હમારે ત્હાં હું આવ્યો તે ત્હમને પસંદ નહોતું પડ્યું. માફ કરજો ખોટું હોય તો પણ તે વખતે ત્હમારા મ્હોં ઉપરથી એમ લાગતું હતું. ત્હમે જાણે ગુસ્સે થયા ના હો તેમ લાગ્યું. મ્હારા બોલ ઉપર ત્હમને ગુસ્સો લાગ્યો હોય તેમ જણાયું હતું.

સુવાસિની—જો હમારા ઘરમાં ત્હમને એક પ્હરોણા તરીકે મ્હારા કોઈ પણ કૃત્યથી ખોટું લાગ્યું હોય, દુઃખ થયું હોય તો હું ઘણીજ દીલગીર છું. કોઈ દિવસ મ્હારી હેવી મિજાજ નથી હોતી. ને ત્હમારી તે વખતની વર્તણુંક આવા વિચારથી થઈ હશે એ પણ મ્હને નહોતું લાગ્યું.

નરેન્દ્ર—જ્યાં જ્હારે ચાહ પીવાની ના કહી ત્હારે ત્હમે મ્હોં ચ્હડાવ્યું ને પાન ખાવાની ના કહી ત્હારે ફીકાંફચ થઈ ગયાં.

સુવાસિની કાંઈ બોલી નહીં.

નરેન્દ્ર—મ્હેં ચાહ ને પાન લીધાં હોત. પણ એ બાબતમાં મુસલમાનો હિંદુઓ કરતાં ચ્હડીઆતા છે. આ ઉપરથી એમ ના સ્હમજશો કે હું મહમ્મદ પેગમ્બરમાં માનનારો છું, મુસલમાન છું. ના. હું હિંદુ છું. પણ કારણ જુદું હતું. વળી પાન ના ખાવાનું કારણ એ છે કે મ્હારો એક મિત્ર પાનમાં કોકેઈન ખાવાની લતે ચ્હડયો હતો ને તેમાં ખરાબખસ્ત થયો તેથી. જ્યાં મ્હેં પાનની ના કહી ત્હારે ત્હમે ફીક્કાં પડી ગયાં. ત્હમારા મ્હોં ઉપરથી લોહી ઉડી ગયું. શાથી એમ થયું તે સ્હમજાયું નહીં,

સુવાસિની કાંઈ બોલી નહીં. દટાઈ ગયેલો ભૂતકાળ નજર આગળ ખડો થતો હતો જ્યાં શ્વેતભાનુ તરફ હજી પણ દયાની લાગણી ઉપજી નહીં. હેના વિશે વિચારો ને હેની વાતો ઉપર ઉપરી સાંભરી તો આવી પણ તે પોતે તો હૃદયમાંથી દૂરનો દૂર ખસતો ગયો.

નરેન્દ્ર—મ્હારી ભૂલ્ય હતી એમ ધારવામાં, એમ ત્હમારૂં કહેવું છે ત્હારે તો ઠીક. હું ત્હારે અહીં ત્હમારા પાડોશી તરીકે રહેવાનો વિચાર રાખું ?

સુવાસિની—અહીં જો રહેશો તો આનન્દ ને સુખ મળશે.

નરેન્દ્ર—બહુ સારૂં. મ્હને હવે બહુજ આનન્દ થાય છે. અહીં ઘણો વખત રહીશ કે નહીં તે કહી શકતો નથી, કારણ હમારો દેશ હમેશાં ત્હેના વતની ઉપર એક ભવ્ય ને જાદુઈ અસર નાંખે છે. કોઈ

વખત મ્હારા ન્હાના જીવન વિશે હું ત્હમને વાત કરીશ, વખત કરીશ, નક્કી ના કહેવાય.

આમ વાતોમાં ઘર નજીક આવી પ્હોંચ્યું ને રસ્તો ખુટયો તેથી સુવાસિની દીલગીર થઈ, હેને આ પરદેશીનો જીવનવૃત્તાંત જાણવા ઇચ્છા થઈ હતી. પણ જેમ જેમ મકાન પાસે આવતું ગયું તેમ તેમ નરેન્દ્ર પાછો મુંજી બની ગયો: પણ પાછો મકાનના ઝાંપા આગળ આવ્યો એટલે બોલવું શરૂ કર્યું:–"મ્હારા જેવા એકલવાયા ઉપર આટલી માયા રાખો છો, પરદેશી છું છતાં આટલો હેત ભાવ રાખો છો તે ત્હમારી લાયકી છે. હું તો મ્હારી ઉમ્મર કરતાં, વખત આવ્યા પ્હેલાં ઘરડો થઈ ગયો છું."

સુવાસિની પ્હરાણે હશી પડીને બોલી "ઓહો! ઘરડા થઈ ગયા છો?"

નરેન્દ્ર—હા. ઘરડો થયો છું. મ્હારી ઉમ્મર કેટલી ધારો છો?

હેણે નરેન્દ્ર સ્હામું જોયું ને સ્હામું જોતાંજ ધ્રુજી ગઇ પણ ધીમે રહી બોલી "અટકળથી કહી શકાય એમ નથી."

નરેન્દ્ર—એમ! પણ ત્હમે માનશો, ત્હમારાથી છ, સાત વર્ષેજ મ્હોટો છું. મ્હેં ત્હમને પ્હેલાં કહ્યું છેને કે હું નર્કમાં રહ્યો છું અને તેથી મનુષ્ય ઘરડો થઇ ગયેલો જણાય છે જો કે આથી વર્ષમાં તો મ્હોટો નથી થતો પણ ડ્હાપણમાં ને અક્કલમાં તો ઘરડો થાય છે.

ઘર આવી પ્હોંચ્યું એટલે અહીંથી નરેન્દ્ર નમન કરી ચાલતો થયો. સુવાસિની હેના ગયા પછી જરા નિરાશ થઇને જે જે એ બોલ્યો હતો તે ઉપર વિચાર કરતાં આશ્ચર્ય ઉપજ્યું. આખો દિવસ હેના વિશેજ વિચાર કર્ય કર્ય કર્યા. હેનામાં અદ્‌ભુત રસ ઉત્પન્ન થયો હતો છતાં જરાક મનમાં બ્હીક લાગતી હતી: દુનિયાના મનુષ્યો કરતાં જૂદા પ્રકારનોજ હતો. ઘણી બાબતમાં શ્વેતભાનુને મળતો આવતો હતો છતાં આજથી શ્વેતભાનુ મનમાંથી દૂર ખસતો ગયો. થોડા દિવસ પછી ખબર પડી કે નરેન્દ્રે પાડોશમાં મકાન રાખ્યું. મકાન જૂનું હતું પણ ઘાટદાર ને સોહવાળું હતું. અહીંયા રહ્યા પછી આ બે જણ વારંવાર મળતાં ને જ્હારે જ્હારે એ મળતો ત્હારે નવોજ રસ ઉત્પન્ન કરતો. પરદેશી છે એ વાત હવે ભુલાવા માંડી, ને જનાર્દનને પણ નરેન્દ્ર વિશે ઉંચો અભિપ્રાય થયો.

વખત જતાં ગંગા ને સુવાસિનીને લાગ્યું કે હવે પાછો શશિકાન્ત માગુ કરશે તો હેને શું કહેવું ? શશિકાન્તે વિચાર કરવા મુદ્દત આપેલી ત્યાર પછી એક બીજાને ઘણું મળ્યાં નહોતાં, પણ જ્યારે મળ્યાં હતાં ત્યારે હેના વિશે અભિપ્રાય સારો બંધાયો હતો. જનાર્દને પણ શશિકાન્ત વિશે સૂચના સુવાસિનીને કરી હતી. પરંતુ શ્વેતભાનુને જે વચન આપ્યું હતું તે યાદ આવતું હતું.

એક દીવસ નરેન્દ્ર જમી કરી નીરાંત્યે પોતાના મકાન આગળ ન્હાના બગીચામાં આરામ ખુરસી નાંખી બેઠો હતો. આસપાસના લોકો હજી હેને જાદુ મંત્રવાળો વિચિત્ર માણસજ જાણતા હતા. હેના વિશે મુળ જે જાણવામાં આવ્યું હતું તેથી કાંઈ વિશેષ જાણતા નહોતા. એ ધનાઢ્ય હતો એ તો ઉઘાડુંજ હતું. અહીંયાં પાસે એક બેન્ક હતી તેમાં પોતાનું ખાતું રાખ્યું હતું અને જ્યારે પૈસા ઉપાડતો ત્યારે બેન્કનો મેનેજર ચકિત થતો કે કેટલો પૈસાદાર હશે. આ વાત છુપી રહે એમ નહોતી કારણ બેન્કના નોકરો, કારકુનો લોકમાં વાત કરતા કે નરેન્દ્ર ઘણોજ પૈસાદાર છે. આથી વધારે કોઈ હેના વિશે જાણતું નહીં. આથી સારાં સારાં કુટુમ્બો હેને માન આવકાર આપતાં ને પોતાને ત્યહાં અવારનવાર ન્હોતરતાં હતાં. પરંતુ નરેન્દ્ર કોઈને ત્યહાં જતો નહીં. જનાર્દનને ઘેર કોઈકવાર જતો કે મંડળીના મકાને, તે શિવાય કોઈની સાથે મિત્રાચારી કરવા ઉત્સુક જણાતો નહોતો. આજે જમી ખાઈને ઉપર કહ્યું તેમ પોતાના બગીચામાં બેઠો હતો. આંખ્યો હમેશ મુજબ અર્ધમિલીત હતી ને મુંઝેજ હતો. એકાદ બે ફેરી જૂનું વર્તમાનપત્ર વાંચવા લીધું પણ પાછું મુકી દીધું. દેશની બીનાઓમાં જાણે કાંઈજ રસ ના હોય તેમ લાગતું હતું. સ્હામેથી ટપાલનો પટાવાળો હેના ભણી આવતો જોયો. ટપાલવાળાએ સલામ કરી ત્હેને હેણે પૂછ્યું " કેમ કાંઈ કાગળ છે કે શું ? "

ટપાલવાળો—હાજી, કેટલાક છે.

નરેન્દ્ર—લાવો.

ટપાલવાળો કાગળ આપી ચાલતો થયો. થોડીવાર ચુપચુપ બેશી રહ્યો. મ્હોં ઉપર કાંઈપર ઇંતેજારી જણાતી નહોતી. કાગળ લીધા ને છાપ જોવા માંડી. છેવટે એક કાગળ જોઈને આખ્યમાં ખુશી ઉપજી હોય તેમ લાગ્યું. કાગળ ફોડયો ને ઉત્સાહથી વાંચવો શરૂ કર્યો.

" પ્રિય નરેન્દ્રભાઈ,

હું ત્હમારૂં ઈજન સ્વીકારીને ત્હમારા તરફ આવું છું. આ કાગળ ત્હમને પ્હોંચશે તે વખતે હું નીકળી ચુકયો હઈશ. હું પ્હેલીજ ગાડીએ નીકળવાનો છું તેથી ત્હમારે ત્હાં અગીયાર વાગ્યાને સુમારે આવી પ્હોંચીશ. ત્હમે જે સ્થળે રહોછો ત્હેનું વર્ણન સાંભળી મ્હને એ જાતે જોવાને બહુ મન થયેલું છે ને ત્હમારી સાથે વાતો કરવાનો લાભ મળશે. બીજી નવીન મળીશું ત્હારે કહીશ."

એજ લી. ત્હમારો

ઇન્દુ.

" તા. ક.—હું જમવાનો નથી."

કાગળમાં કાંઇ નવું કે આશ્ચર્ય ઉપજાવે તેવું નહોતું પરંતુ નરેન્દ્ર અધીરો થયો. ને આનન્દમાં આવી ગયો. મ્હોટેથીજ બોલી જવાયું. "અહા વખત આવી પ્હોંચ્યો છે.

ઉતાવળથી બીજા કાગળો જોઈ લીધા ને ઘરમાં ગયો. કાગળો બરાબર પેટીમાં મુકી બ્હાર નીકળી પડયો. ઘણે દૂર ટેકરીઓ ભણી ચાલ્યો ગયો. અગીયાર વાગ્યાને શુમારે સ્ટેશને જઈ પ્હોંચ્યો. ઘણોજ શાંત જણાતો હતો ને ગાડી આવવાની રાહ જોતો હતો, ગાડી આવી પ્હોંચી ને ઇન્દુ ઉતર્યો.

નરેન્દ્ર—અહા ઇન્દુ ! ત્હને જોઈને હું બહુજ ખુશી થાઉં છું. અહીંની રમણીયતા જોવા જેવી છે. મ્હને આ જગ્યા તેં બતાવી તે માટે હું ત્હારો ઉપકાર માનું છું,

ઈન્દુ—મ્હને અહીં આવવાનો ત્હમે લાભ આપ્યો તેથી હું પણ ખુશી છું. બે ત્રણ દીવસ રહી આનન્દ કરીશું.

નરેન્દ્ર—બે ત્રણ દીવસ નહીં, વધારે. પણ તું થાકી ગયો હઈશ. ચાલ્ય ગાડી તૈયાર છે.

ઇન્દુ—ના. ના. હું તો ચાલીશજ. હવા ખુશનુમા છે ને ગાડીમાં અકડાઇ ગયો છું.

નરેન્દ્ર—જેવી ત્હારી મરજી, સામાન ત્હારો ગાડીમાં મોકલાવી દઉંછું અને પછી આપણે ચાલતા જઈશું. લાંબે રસ્તે બધું જોતા જોતા જઈશું, ત્હને કાંઈ હરકત તો નથી ને ?

ઇન્દુ—મ્હારી પણ એજ ઇચ્છા છે.

બે જણે ચાલવા માંડયું, ચાલતે ચાલતે બહુ વાત ના થઈ પણ ટેકરીઓને રસ્તે જતાં ટેકરી ઉપર ઢોળાવ ચ્હડતે ચ્હતે થાક ખાવા ઉભા રહ્યા.

નરેન્દ્રે કહ્યું—"કોઇનો અવર જવર ના હોય એ રસ્તે આપણે જઇશું જે જે રસ્તે જઇશું તે ઘણોજ રમણીય છે.

ટેકરી ઉપર ચ્હડી બીજી બાજુ ઉપર ઉતર્યા ને થોડેક ચાલ્યા એટલે ઇન્દુ બોલ્યો "વાહ! બહુજ રમણીય પ્રદેશ છે. હવા પણ ખુશનુમા છે."

નરેન્દ્ર—તદ્દન એકાન્ત માર્ગે આપણે જઇશું. ઘણું જ રમણીય છે. મ્હારે ઘેર પ્હોંચવાને આ રસ્તે જઇશું તો ત્રણ ચાર માઇલ થશે. કાંઇ વાંધો તો નથી ને?

ઇન્દુ—મ્હને તો જેમ રસ્તો લાંબો હશે તેમ સારૂં છે. શું સુંદર દેખાવ છે! અહા! નરેન્દ્ર! તમે ખરેખરા ભાગ્યશાળી છો. આવા સ્થળમાં રહેવું એ જીવનમાં અમૃત રેડવા સમાન છે. સુખરૂપછે.

નરેન્દ્ર—હા. જે વખતે ગૌતમ મુનીએ ઇન્દ્રને તથા ચંદ્રને શ્રાપ દીધો, સ્વર્ગમાંથી નર્કમાં ફેંકી દીધા તેવોજ સુખી છું.

ઇન્દુએ આશ્ચર્ય ચકિત થઇને નરેન્દ્ર સ્હામું જોયું.

ઇન્દુ—ઠીક મશ્કરી કરો છો.

નરેન્દ્ર—મશ્કરી નથી કરતો.

ઇન્દુ—એતો ઠીક, પણ તમે અહીંની અધિષ્ઠાત્રી દેવીને મળ્યા છો? અહીંયાં થોડા વખત રહ્યા છો ને મંડળમાં જનાર છો ને ત્યહાં કહે છે કે ઘણું ખરૂં આવે છે તો તો તમે હેને જરૂર મળ્યાજ હશો.

નરેન્દ્ર—હા હું મળ્યો છું.

ઇન્દુ—હેના વિશે તમારૂં શું ધારવું છે? ઘણા વખત ઉપર મ્હારે હેની સાથે સ્હેજ ઓળખાણ હતું.

નરેન્દ્ર—ત્યહારે તમે શું હેના વિશે ધારોછો?

ઇન્દુ—હુ તો હેને વિચિત્ર સંજોગો વખતે મળ્યો હતો. હું કાંઇ બરાબર અભિપ્રાય બાંધી શક્યો નથી.

નરેન્દ્ર—મ્હેં સાંભળ્યું છે કે હેના વિશે પૂર્વવૃત્તાન્ત જાણવાજેવા છે. લોકો કહે છે કે પ્હેલાં, વર્ષો ઉપર દુઃખજનક પ્રેમમાં તે પડી હતી. સાચી વાત છે? લોકનાં ગપ્પાં જો કે હું માનતો નથી પણ તમે વખતે કંઇ જાણતા હો.

ઇન્દુ—એ વાતમાં કાંઈક સત્ય છે.

નરેન્દ્ર. મિત્ર ! દોસ્ત ! મ્હને કહેને ત્હારે.

ઇન્દુ—આ સ્ત્રીમાં તમને કાંઈ રસ ઉત્પન્ન થાય છે ?

નરેન્દ્રે જવાબ આપતાં પ્હેલાં જરા વિચાર કર્યો પછી કહ્યું. "એક રીત્યે થાય છે, તે આ પ્રદેશમાં ઘણી ખુબસુરત ગણાય છે. એટલા પુરતુ તો ખરૂં."

ઇન્દુ—કાંઈ એ વાત ના કહેવાને કારણ નથી. એ વાતને ઘણાં વર્ષ થઈ ગયાં છે ને પેલો મનુષ્ય પણ ગુજરી ગયોછે.

નરેન્દ્ર—મરી ગયો છે ? એ કોણ હતો

ઇન્દુ—શ્વેતભાનુ કરીને હતો.

નરેન્દ્ર—સારો માણસ હતો ? નમુનેદાર હતો ?

ઇન્દુ—ના. પણ હું હેને ચ્હાતો હતો, ઘણી રીત્યે મ્હારા ધારવા પ્રમાણે હું હેનો મિત્ર હતો. પણ હવે સાંભળો. શ્વેતભાનુ નાસ્તિક હતો, વ્યસની હતો; પાપમય જીવન નહોતો ગાળતો પણ સત્ય, નીતિ, સદ્‌ગુણ તરફ તિરસ્કાર કરતો હતો. વ્યસની હતો એમ મ્હેં કહ્યું પણ એક રીત્યે વ્યસની હતો એ ખરો ને નહોતો પણ ખરો. વ્યસનને વશ હતો પણ કોઈ દિવસ કેફ કર્યો છે એમ કોઈ જાણી શકતું નહીં. નૈસર્ગિક શક્તિવાળો હતો, વક્તા હતો, વાદવિવાદ અદ્‌ભૂત કરતો અને દરેક એમજ માનતા કે તે વ્યસન છોડી દે તો એક મહાપુરૂષ થાય. એક દિવસ હું ને બીજા બે હેની સાથે બેઠા હતા ને વાત હેવી ઉપાડી કે જેથી તે બહુજ ક્રોધે ભરાયો અને—

નરેન્દ્ર—સમજ્યો 'ચલાવ'

ઇન્દુ—હેણે પોતાનો બચાવ કરતાં કહ્યું કે "સ્ત્રી માત્રને અમુક કીમત છે." બીજા બે રમેશ ને મહેશ નામના હતા હેમણે પેલી સ્ત્રીનો બચાવ કર્યો. એટલે શ્વેતભાનુએ શરત મારી કે પોતે ગમે તેવો છે પણ તે બે જણ જો કોઈ સ્ત્રીનું નામ લે, હેમને ફાવે તે સ્ત્રીનું નામ દે ને તે સ્ત્રીને તે પરણશે, આ ઉપરથી મ્હેં સુવાસિનીનું નામ દીધું ને શ્વેતભાનુએ હેને પરણવા એક હજાર રૂપીયાની શરત મારી. પોતે કહ્યું કે તે સ્ત્રી મ્હને જેવો હું તેવો જાણે છતાં હેનીજ મરજીથી મ્હારે હેને પરણવું. સુવાસિની ને મ્હોંએથી પરણવાનું તે હેણે કબુલ કરાવ્યું પણ પછી તે સ્ત્રીએ—

નરેન્દ્ર—હેને તરછોડયો ને તિરસ્કાર કર્યો કેમ ?

ઇન્દુ—બરોબર અલબત્ત હેને મ્હોડે પરણવાની તો હા કહેવડાવી, લગ્નનો દિવસ પણ નક્કી થયો, રમેશ ને મહેશ તો એમજ ધારતા હતા કે શરત જીતવા ખાતરજ એ આમ કરેછે ને આ પ્રમાણે હેણે પણ લગ્ન પ્હેલાં એ બે આગળ પણ કબુલ કર્યું હતું. હું પોતે તો એમજ માનું છું કે જો કે પ્હેલાં તો મશ્કરીમાંજ બાજી શ્વેતભાનુએ રમવી શરૂ કરી પણ અંતે તો ખરા જીગરથી તે સ્ત્રીને હેણે ચ્હાવા માંડયું હતું.

નરેન્દ્ર—હા. દોસ્ત ચાલવા દે આગળ ત્હારી વાતમાં બહુજ રસ પડેછે. તું ધારતો હશે તેથી પણ વધારે રસ પડે છે. શાથી તે હું હમણાંજ ત્હને કહું છું.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### ભેદનું ભાગવું.

---



ઇન્દુ—મ્હારૂં તો એજ ધારવું ને માનવું છે કે શ્વેતભાનુ સુવાસિનીને પૂર્ણપણે ચ્હાતો હતો. વ્યસન છોડી દીધું હતું, અને હેના ઓળખીતાઓને નાસ્તિક, મુંજી, હરામખોર જણાતો હતો, પણ મ્હને તો એમજ લાગતું હતું કે હેનામાં ઘણો ફેર પડતો જતો હતો. લગ્ન વખતે મ્હને એકલાનેજ નોતરૂં દીધું હતું. લગ્નને પ્હેલે દિવસે સુવાસિનીને એક કાગળ મળ્યો તેમાં બધી બીના ખરે-ખરી જણાવી હતી. હું એમજ માનું છું કે એ કાગળ રમેશે લખ્યો હતો. કાગળમાં જણાવ્યું હતું, બલ્કે સાબીત કરી આપ્યું હતું કે શ્વેતભાનુએ શરત જીતવા આ બધું કર્યું હતું ને આમ પરણવાનું કારણકે તે ઘણીજ પૈસાદાર હતી.

નરેન્દ્ર—ઠીક.

ઇન્દુ—લગ્ન થયાંજ નહીં. જ્યહારે સુવાસિનીને એ મળવા ગયો ત્યહારે હેને હાંકી કાઢયો. હું પણ સાથેજ હતો. તે દિવસતો શ્વેતભા-

નુનો ચ્હેરો હું જીવતાં સુધી ભૂલીશ નહીં. મ્હેં મ્હારૂં બન્યું એટલું હેને માટે કર્યું પણ સર્વ વૃથા ગયું. સુવાસિની બ્હારગામ ચાલી ગઈ ને એ શ્વેતભાનુ શયતાન તરફ વળ્યો.

નરેન્દ્ર—કેવી રીતે એતો કહો ?

ઇન્દુ—કોકેઇન ઉપર ચઢયો, શયતાનને તાબે થયો. ચુંટણીનો વખત આવી પહોંચ્યો એ પોતાના ભાગમાં ગયો ને ભરસભામાં ભાષણ કરવા જતાં પ્લેટફોર્મ ઉપર પડી ગયો. ત્હાંથી હડેહડે થઈ જતું રહેવું પડયું ને પછી થોડા વખતમાં હેનું મડદું નદી કાનારેથી મળી આવ્યું.

નરેન્દ્ર—અરરર ! આતો કરૂણાજનક વાત.

આમ બોલી નરેન્દ્ર ખડખડાટ હસી પડયો.

ઇન્દુ—મ્હારૂં હૃદય તો બહુ દુખાયું હતું કારણ ખરૂં પૂછાવોતો હું હેને ચ્હાતો હતો. કોઈના કરતાં મ્હને હેનો બહુ અનુભવ હતો.

નરેન્દ્ર—પણ મિત્ર ? પેલીને કાંઇ દુઃખ થયું કે નહીં ?

ઇન્દુ—એ મ્હને ખબર નથી. ઘણું કરીને થયું હોય એમ લાગતું નથી. મ્હેં સાંભળ્યું પછીથી કે હેના બાપે નવગામમાં જાગીર ખરીદી ને ત્હાં તેમજાને કલ્લો કરતી હતી.

નરેન્દ્ર—સ્ત્રીઓના રીવાજ મુજબજ. પણ એક વાત હામાં સમજાતી નથી. જો હેના વિશે હેને દરકાર નહોતી તો તે બીજા કાઇને પરણી કેમ નથી ?

ઇન્દુ—મ્હને ખબરતો નથી પણ ઘણું કરીને પરણવાના પહેલે દિવસે શ્વેતભાનુને હેણે વચન આપ્યું હતું કે પોતે બીજા પુરૂષને કદી પરણશે નહીં.

નરેન્દ્ર—તે એ વચન પાળે છે એમ ત્હારૂં ધારવું છે ?

ઇન્દુ—હોય. હું જાણતો નથી.

નરેન્દ્ર—ખરે ઇન્દુ ! બહુજ રસવાળી વાત કહી. હું ધારૂં છું હું પણ હેવીજ રસયુક્ત વાત કહી શકું એમ છે. તું કહે છે કે પેલા માણસે આપઘાત કર્યો ખરૂં ?

ઇન્દુએ નિશ્વાસ મુક્યો ને કહ્યું: “ હા. ”

નરેન્દ્ર—શામાટે ?

ઇન્દુ—હું ધારૂં છું કે હેને પછી કોઇપણ જીવવાને આશાનું અવલમ્બન નહોતું રહ્યું.

થોડીવાર મુંગે મ્હોંએ આગળ ચાલ્યા. પછી નરેન્દ્ર બોલ્યો—"પેલો માણસ ત્હારા અભિપ્રાય પ્રમાણે આપઘાત કરે હેવો હતો ?"

ઈન્દુ—હેમાં તો કાંઈ શકજ નથી. વાત ખરી છે કે મડદુ ઓળખાય હેવું નહોતું પણ મડદાના કપડાના ગજવામાંથી કાગળ મળી આવ્યો હતો ને તે ઉપરથી હેનુંજ મડદુ હતું એમ સાબીત થયું હતું.

નરેન્દ્ર—તું એમ ધારે છે કે એ બાયલો, નામર્દ કાંઈપણ સાધન વિનાનો હતો ?

ઇન્દુ—અરે પ્રભુ ! ના. ના. હેના જેવો હિમ્મત બહાદુર કોઇજ નથી. જો પોતાનું ભલું શેમાં રહેલું છે એટલું એ જાણતો હોતતો આજે હેના જેવી પદ્‌વીએ કોઈ નાહોત.

નરેન્દ્ર—દૃઢ વિચારવાળો નહીં હોય ?

ઈન્દુ—ના. એમ નહીં. અત્યંત દૃઢ નિશ્ચયવાળો હતો.

નરેન્દ્ર—અને આ સુવાસિનીને પરણવા નિશ્ચય કર્યો હતો ?

ઇન્દુ—હા.

નરેન્દ્ર—ત્યારે આમ એકદમ વાત પડતી હેણે મુકી દીધી ?

ઈન્દુ—તમે બરોબર વાત સહમજ્યા નથી.

નરેન્દ્ર—એ માણસ કેવો હતો તે સહમજવા હું પ્રયત્ન કરૂં છું.

ઇન્દુ—હા. પણ મડદાના ગજવામાંથી કાગળ મળ્યો હતો તે શું ત્યારે ?

નરેન્દ્રે અટ્ટહાસ્ય કર્યું ને પૂછ્યું "શું મડદૂ ઓળખાયું હતું ? એ ઓળખાય હેવું હતું ખરૂં ?"

ઈન્દુ—ના.

નરેન્દ્ર—અહા !

ઇન્દુ—સુવાસિનીને પરણવાની બધી આશા જે વખત હેણે છોડી દીધી તે વખત હું હેની સાથેજ હતો. તદ્દન નિરાશા હેને થઇ હતી.

નરેન્દ્ર—કાચાપોચાએ આપઘાત કર્યો હોત, પણ હેના જેવા મજબૂત વિચારવાળાએ જ્હેણે પરણવા પ્રતિજ્ઞા કરી હતી તેતો એમ નાકરે.

ઇન્દુ—વંતભાનુએ આપઘાત કર્યો એ તમે નથી માનતા ?

નરેન્દ્ર- તમે જેવો માણસ કહ્યો તેવો માણસ જો મરી ગયો હોય તોપણ પોતાની ચિતામાંથી, રખ્યામાંથી ઉભો થાય.

ઇન્દુએ નિશ્વાસ મુક્યો ને ડોકી ધુણાવીને જ ના કહેતો હોય એમ જણાવ્યું.

નરેન્દ્ર—તું નથી માનતો એ ?

ઇન્દુ—હું શ્વેતભાનુને ઓળખતો હતો. હેની સ્થિતિ મ્હેં નજરેનજર જોઇ હતી. સુવાસિનીને મળ્યા પૂર્વે તે સુખી ન્હોતો. સુવાસિની હેનું સર્વસ્વ હતી. પણ એ હાથથી ગઇ પછી હેને શા ઉપર જીવવાનું રહ્યું હતું ?

નરેન્દ્ર વળી ખડખડાટ હસી પડ્યો ને પૂછ્યું "આ રમેશને મહેશ હેના મિત્રો હતા ?

ઈન્દુ—ના. એમાંથી કોઇને એ ચ્હાતો નહોતો. અને એમાંથી કોઇપણ જો સુવાસિનીને શરત વિશે વાત કરશે તો વેર લેવા ત્હેણે પ્રતિજ્ઞા કરી હતી, ને તે જેવીતેવી નહીં પણ ભીષ્મ પ્રતિજ્ઞા લીધી હતી.

નરેન્દ્ર—ત્હારે હેવી પ્રતિજ્ઞા પૂર્ણ કર્યા વિના રહે હેવો એ હતો ?

ઈન્દુ—હું ધારૂં છું એ એટલો તો નિરાશ થયો હતો કે જીંદગીથી એ કંટાળ્યો હતો.

નરેન્દ્ર—ત્યારે તું એમજ માને છે કે એ શ્વેતભાનુ મરી ગયો છે ?

ઇન્દુ—અલબત્ત.

આ વાત વખતે નદીને કાંઠે કાંઠે ત ચાલતા હતા. આજુબાજુ ઉંચી ટેકરીઓ આવી રહેલી હતી. નરેન્દ્રએ કહ્યું "ઇન્દુ ! મ્હારા સ્હામું તાકીને જો. શ્યામવર્ણ ને કાળી દાઢી મ્હારે નથી એમ સહમજ્ય. જરા પાતળોને ફીક્કો છું એમ ધાર્ય. કેમ ? હવે તું હજીપણ ધારે છે કે શ્વેતભાનુ મરી ગયો છે ?"

માથા ઉપરથી વાળવાળી ગુચ્છાદાર ટોપી કાઢી નાંખીને હેના સ્હામો ઉભો રહ્યો.

"બરાબર. તાકીને જો. અવયવેઅવયવ નીહાળીને જો. કેમ ? શ્વેતભાનુ મરી ગયો છે કે જીવે છે ?

ઇન્દુ—અરે પ્રભુ !

નરેન્દ્ર—અહા ! હું જાણતો હતો કે તું મ્હને ઓળખીશ.

ઇન્દુ—પણ–પણ––

નરેન્દ્ર—અલબત્ત. હવે તું મ્હારો અવાજ પણ ઓળખી શકતો હઇશ. પેલો હકીમ, અરબસ્તાન કે હિંદુસ્તાની હું નથી. મૃત્યુ પામેલો કબરોથી સજીવન થયો છે.

ઇન્દુ—પણ અરે શ્વેતભાનુ—

નરેન્દ્ર—હજી હમણાં નહીં. ઇન્દુ ! હમણાં નહીં. હું હજી તો નરેન્દ્ર છું. એ ત્રણ પેઢીથી હમે હિંદુસ્થાન છોડ્યું છે, ગુજરાતી બરોબર બોલી શકતો નથી પણ ભાષા સારી શીખ્યો છું ખરો. કેમ ખરૂંને ?

ઇન્દુ—હું–હું સ્હમજી શકતો નથી. કાંઇ મનાતું નથી !

નરેન્દ્ર—બધું મનાશે. અહા ! તું એમ ધારે છે કે હું નામર્દ, બાયલો છું કે એક સ્ત્રીના હાથમાં રમકડું થઈ રહું ? ને રમેશ ને મહેશ જેવાં મરઘડાંથી હારી જાઉં ?

ઇન્દુ—ત્ય્હારે ત્હેં—

નરેન્દ્ર—મરી ગયો હતો ? ના. શયતાનને શરણ ગયો હતો પણ મરી નહોતો ગયો.

ઇન્દુ—પણ હું કહું છું–મ્હને ચક્કર આવે છે. હું ક્ય્હાં છું એ મ્હને ભાન નથી. હું ઉંઘમાં છું કે જાગું છું. સ્હમજાતું નથી.

નરેન્દ્ર જરા હસ્યો ને ઇન્દુને તરત શ્વેતભાનુનું આબેહુબ હસવું હોય તેમ લાગ્યું.

ઇન્દુ—પણ શ્વેતભાનુ ? મ્હને કહે–આ શું–આ બધું શું હેનો અર્થ કહે.

નરેન્દ્રે આસપાસ જોયું. કોઇ ચકલું પણ નહોતું ને બોલ્યો "ઇન્દુ ? એ નામ ફરીથી નાદઇશ. હજી હમણાં નહીં. હું નરેન્દ્ર છું."

ઇન્દુ—પણ મ્હને કહેતો ખરો–

નરેન્દ્ર—ઇન્દુ હું ધારૂં છું ત્હને ખુશી થતી નથી. મ્હને મુબારકબાદીજ આપતો નથી. મ્હને ભેટતો પણ નથી ને મ્હેં નદીમાં ઝંપલાવી આપઘાત કર્યો નથી તેથી તું ખુશી થયો છું એમ પણ બોલતો નથી.

ઇન્દુ—તું જાણે છે. એમાં કહેવાનુંજ નથી. પણ મ્હારી શુદ્ધબુદ્ધ ઠેકાણે નથી. હું ક્ય્હાં ઉભો છું ક્ય્હાં નહીં હેનું મ્હને ભાન નથી. ત્હને જોઇને ખુશી છું કે નહીં ! અહા ! આનન્દ હૃદયમાં ઉભરાય છે. મ્હને બધી વાત કહે તે વિના આ સ્હમજણ પડતી નથી. ના. એ વાળવાળી ટોપી પ્હેરીશ નહીં. ટોપી વીના સારો દેખાય છે. ત્હારો મૂળનો અવાજજ રહેવાદે. અહા ! મિત્ર ? એજ સાદે બોલ્ય. કહે. મ્હને કહે. બધી હકીકત કહે શું બન્યું ?

નરેન્દ્ર—ઇન્દુ ! મ્હને તારા ઉપર પૂર્ણ વિશ્વાસ છે. પૂર્વકાળમાં તુંજ મ્હારો સાચો મિત્ર રહ્યો હતો ને હવે પણ તેવોજ રહીશ, જે

ત્હેં જોયું ને જાણ્યું છે ને જે હું ત્હને કહું તેનો એક શબ્દ પણ ઉચ્ચારીશ નહીં. હું કહું કે હવે કહે ત્હારેજ કહેજે.

ઇન્દુ—હું શપથ લઇને કહું છું, વચન આપું છું કે એક શબ્દ પણ નહીં ઉચ્ચારૂં, કોઇ સૂચના પણ નહીં કરૂં.

નરેન્દ્રે ટોપી પાછી માથે ઘાલી ને બોલ્યો “ઠીક ત્હારે.” પોતાના પરદેશીના જેવા અવાજેજ બોલવું શરૂ કર્યું ? ઇન્દુ ? વીતી વાત હું ભૂલતોજ નથી. કદી નહીં.

એક પળવાર ઇન્દુને ગભરાટ છુટયો.

“આપણે શ્વેતભાનુ વિશે ત્રીજા પુરુષમાંજ વાત કરીશું. હું હજી નરેન્દ્રજ છું એ યાદ રાખજે. હું કહું નહીં ત્હાં સુધી મ્હને એનો એજ સંબોધજે. હું હજીએ ટ્રીપોલી કંપનીમાં ભાગીદાર છું એ તો તું જાણે છે. હજી પણ હું મ્હારો પાઠ ભજવું છું. થોડા વખત પછી વેષને પાઠ બે તે ફેરવી નાંખીશ. હું મૂળ, ભૂતકાળમાં જે હતો તે થઇ જઇશ. ઠીક. શ્વેતભાનુ વિશે હકીકત તું જાણવા માંગે છે. હું કહું છું તે સાંભળ્ય. ત્હારૂં કહેવું બરોબર છે. એક વખત આપઘાતનો વિચાર હેને આવ્યો હતો. જો કે જીંદગીથી તે કંટાળ્યો હતો પણ તેનો અંત આણવા તે તૈયાર નહોતો. વળી મૃત્યુ પછી શું થશે તે વિશે હેને ભય લાગતો હતો. મિત્ર ? જગતભરમાં કોઇપણ નાસ્તિક છે ? ના કોઇજ નથી. એક દીવસ નદી કીનારે ફરતાં નદીમાં ડૂબી મરતાં શું થશે તે વિશે વિચાર કરતો હતો એટલામાં એક મડદું જોયું. રાત્ય હતી પણ ચંદ્રનું અજવાળું હતું. મડદું ઓળખાય તેવું નહોતું પણ તે કોઇ સારા માણસની લાશ છે એમ તો જણાતું હતું. આ જોઇને હેના મનમાં એક યુક્તિ સુજી આવી. મડદા ઉપર ઓળખાણ પડે હેવી કોઇપણ નીશાની નથી એવી હેની ખાત્રી થઇ એટલે. પછી શું થયું એ તો તું જાણે છે. શ્વેતભાનુએ પોતાની દહનક્રીયા જાતે જોઇ ત્હાં ત્હેને પણ હેણે દીઠો હતો. ઇન્દુ ! પોતાના મિત્રને અવલમજલે પ્હોંચાડવા તું ગયો હતો તેને માટે ત્હારો ઉપકાર એ માને છે.

ઇન્દુને કપાળે પરસેવાનાં બિન્દુ બાઝયાં હતાં તે લોહી નાંખ્યાં. તે જડ જેવો થઇ ગયો હતો.

ઇન્દુ—તું શ્મશાનમાં હતો !

નરેન્દ્ર—શ્વેતભાનુ ત્હાં હતો. કેટલાંક વર્તમાનપત્રોએ શું ટીકા

ફરી તે પણ ત્હેણે વાંચ્યું હતું. બધું નજરે જોયું, સાંભળ્યા પછી ચાલ્યો ગયો હતો. એ મરણ પામ્યો પણ ફરીથી ઉત્પન્ન થયો. અતુલ યુદ્ધની તૈયારી કરવાજ ફરી જન્મ્યો. એક વખત સ્ત્રીના પ્રેમને લીધે દુશ્મનને હેણે લગભગ જીત્યો હતો પણ હવે બીજાજ ઉદ્દેશથી એણે દુશ્મનને જમીનદોસ્ત કરવા નિશ્ચય કર્યો.

ઇન્દુ—વ્યસનરૂપી દુશ્મન ?

નરેન્દ્ર—હા. હેણે જાણ્યું કે જ્હાં સુધી એ બીજાનો એ ગુલામ રહેશે ત્હાં સુધી એક રમકડા જેવો, પુતળા જેવોજ રહેશે. બે વર્ષ સુધી હેવી જગ્યામાં રહ્યો કે જ્હાં કોઇપણ જાતનું વ્યસન કરીજ ના શકે.

ઇન્દુ—કય્હાં.

નરેન્દ્ર—કોઇક વખત એ કહેશે. બીજી બધી વાત પણ કહેશે. પણ યુદ્ધ કર્યું ને જીત્યો. પ્રેમને માટે નહીં પણ બીજાજ માટે.

ઇન્દુ—શેને માટે ?

નરેન્દ્ર—અટકળ નથી કરી શકતો ? શ્વેતભાનુ કેવો હતો તે વિચાર્ય હેનો ઉદ્દેશ શો હોય ?

ઇન્દુ કાંઇ બોલ્યો નહીં.

નરેન્દ્ર—મનુષ્ય હૃદયનો સ્વભાવ સર્વત્ર એકજ છે. મહાન્ નાટકોના કર્તા—કાળીદાસ, ભવભૂતિ વિગેરે આ સ્વભાવથી પૂર્ણ જાણીતા હતા. શ્વેતભાનુ શી આશા માટે જીવતો રહ્યો ?

ઇન્દુ—હજી તું હેને ચાહ્ય છે ?

નરેન્દ્ર—ચાહું છું ! વાઘ બકરીને જેટલો ચ્હાય તેટલો.

ઇન્દુ—ત્યારે નથી ચ્હાતો હેને ?

નરેન્દ્ર—શ્વેતભાનુ શું કરવા હેને ચ્હાય ? તુંજ કહે.

ઇન્દુ—હેનું હૃદય માનતું ના હોય માટે.

નરેન્દ્ર—ના. ના. હેનું હૃદય, હેની રગેરગમાં ધિક્કાર છે હેનું હૃદય માનતું નથી.

ઇન્દુ—ધિક્કારે છે !

નરેન્દ્ર—અરબસ્તાનમાં વેર કેમ લેવું, ધિક્કાર કેવો કરવો તે શીખવાય છે.

ઇન્દુ—તું પાછો કેમ આવ્યો.

નરેન્દ્ર—શ્વેતભાનુ શું કરવા પાછો આવ્યો ? એ કહે. બરાબર વિચાર કર્ય. પુરાણો શું કહે છે ? કોઈની આંખ્ય ફોડી આપણે તો તે આવતા જન્મમાં આપણી આંખ ફોડશે.

ઇન્દુ—પણ પણ.

નરેન્દ્ર—બોલ્ય બોલ્ય જે કહેવું હોય તે કહે.

ઇન્દુ—લગીર વિચાર કર્ય. એમ કરવું વ્યાજબી નથી.

નરેન્દ્ર હસી પડયો ને બોલ્યો “વ્યાજબી, ગેરવ્યાજબી. એ બધું ત્હારા જેવા નીતિના ખાંને માટે. શ્વેતભાનુને જે જે ખમવું પડયું છે તે કોઇ બીજાને ખમવું પડે તો પછી જો હેનામાં નીતિના વિચારનો એક પણ છાંટો હશે તો તે ધુળધાણી થઈ જશે. અહા ! શ્વેતભાનુએ ગુલામની જીંદગી ગાળી છે. એ ભટકતો હતો ત્હારે બધા ધર્મ જોતો વળ્યો છે. આમ ભટકયા ને જોયા પછી અનુભવ મેળવીને ત્હારી વાત એ માન્ય કરે ખરો ? બીલકુલ નહી. જેવો પ્રેમ થવો એ સ્વાભાવિક છે તેવીજ રીત્યે તિરસ્કાર, ધિક્કાર આવવો તે પણ સ્વાભાવિકજ છે. ને જો પ્રેમ વ્યાજબી હતો તો ધિક્કાર પણ હવે વ્યાજબી છે.”

ઈન્દુ—પણ મ્હારૂં સાંભળ્ય.

નરેન્દ્ર—બોલ્ય.

ઈન્દુ—મ્હારા સહમજવા પ્રમાણે ત્હારા તિરસ્કાર પછી ત્હારા પ્રેમનું રૂપ ધિક્કારમાં ફરી ગયું. દુનિયાંને જણાવ્યું—છેતરી કે તું મરી ગયો છે. વર્ષોવર્ષ સુધી અન્યાય ઉપર વિચાર કર્યો, વેર કેમ લેવું તે ગોઠવણ કરી ને હવે જે સ્ત્રીને ચ્હાતો હતો તેના ઉપર વેર લેવા પાછો આવ્યો છે કેમ ખરૂં ને ?

નરેન્દ્ર—હં પછી !

ઈન્દુ—પણ ત્હારો ઉદ્દેશ એ નથી લાગતો.

નરેન્દ્ર—કારણ ?

ઈન્દુ—વ્યાજબી નથી એ.

નરેન્દ્ર—વળી પાછું વ્યાજબી ને ગેરવ્યાજબી ! ત્હારા જ નિયમ પ્રમાણે શ્વેતભાનુની જે દશા હેણે કરી તે કરવામાં તે વ્યાજબી હતી?

ઈન્દુ—હેણે કેટલું સહેવું પડયું હશે તે કોણ જાણે છે ?

નરેન્દ્ર—હેણે સહ્યું છે! બરાબર તપાસીને મારી માફક હેના મ્હોં ને ચ્હેરા સ્હામું જોજે. દુઃખનો છાંટો પણ જણાતો નથી. એ

બોલે તે સાંભળજે. એ હસે છે જો, પોતે એક મનુષ્યને છેક નર્કમાં ધકેલ્યો છે એ વિશે એક પણ ખુણે એનો વિચાર આવતો નથી. પથ્થર જેવા હૃદયની છે.

ઇન્દુ—તું પાછો ઉત્પન્ન થયો છે તે—

નરેન્દ્ર—એટલાજ માટે દોસ્ત? એટલાજ માટે.

ઇન્દુ—કેવું વેર લેઇશ?

નરેન્દ્ર—જોઇયે તેવું.

વાતમાં ને વાતમાં આગળ ચાલ્યે જતા હતા. આસપાસ સપાટ મેદાન હતું. સૂર્યનો તાપ પડવા માંડ્યો હતો. હવા ખુશનુમા હતી. ને પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં. હાવા રમણીય દેખાવમાં વેર લેવાનો વિચાર અશક્ય હતો.

ઇન્દુ—શ્વે

નરેન્દ્ર—નરેન્દ્ર. પાછો ભૂલ્યો? હું બોલ્ય.

ઇન્દુ—હું આ બધી હકીકત હેને જઇને કહી નહીં દઉં હેની શી ખાત્રી?

નરેન્દ્ર—ત્હારાથી એ બનેજ નહીં. તું એમ ધારે છે કે મ્હને આમ જણાવતાં પ્હેલાં એ વિચાર નહીં આવ્યો હોય? હું ત્હને સારી રીત્યે ઓળખું છું. વળી તું ધાર્ય કે કહે તો તેથી શું? તું એમ ધારે છે કે તું મ્હને છેતરી શકીશ! મ્હારૂં મન ને નિશ્ચય કેવો છે તે ત્હને ખબર નથી. જે ત્હેં સાંભળ્યું ને જોયું તે બધું હેને કહી દે ધાર્ય, પણ મ્હારી ગોઠવણો તેથી ઉંધી વળનારજ નથી.

દોસ્ત? બીજી વખત નિષ્ફળ જવા માટે હું જીવતો નથી થયો.

ઇન્દુ—મ્હારા મનમાં શું આવે છે તે કહું?

નરેન્દ્ર—હું જાણું છું. તું ધારે છે કે હું જીવતો ન થયો હોત તોજ સારૂં. બહુ સારૂં. ઇન્દુભાઇ! પણ હેમાં કાંઇ વળે એમ નથી.

ઈન્દુ—રમેશને મહેશને જે ધમકી આપી હતી તે પણ પૂર્ણ કરવાની છે?

નરેન્દ્ર—હેનું તો પુરેપુરૂં ચુકવતું એ મ્હારો નિશ્ચય છે.

ઇન્દુ હજી પણ આ શું બન્યું તે ઉપર વિચાર કરતો હતો. પરસેવો કપાળે વળ્યો હતો તે લ્હોતો હતો.

ઈન્દુ—શ્વેતભાનુ? એ વિચાર હવે જવા દો.

નરેન્દ્ર—હવે જવા દઉં ?

ઇન્દુ—ગાંડો વિચાર છે.

નરેન્દ્ર—ગાંડો ! વર્ષો પર્યન્ત વિચાર કર્યો છે. શાન્ત જગ્યાએ વિચાર કર્યો છે. મ્હારા જેવું કોઇએ ખમ્યું નહીં હોય. જેટલો નીચે મ્હને ફેંક્યો હતો એટલેજ નીચે હેને ધકેલીશ. ધિક્કારને તિરસ્કાર શું છે એ હેને જણાવીશ. મ્હારા અપમાન માટે હેને કાંઈ લાગ્યુંજ નથી માટે તું એમ ધારે છે કે હવે હું આટલેથી અટકીશ ?

ઇન્દુ—કેવી રીત્યે વેર લઇશ ?

નરેન્દ્ર—એતો ત્હને પણ કહી શકતો નથી. વિશ્વાસને પણ હદ હોય છે. પણ ગભરાતો નહીં. ધીમે ધીમે વેર લેવાશે, વાર લાગશે પણ બરાબર લેવાશે.

ઇન્દુ—શ્વેતભાનુ ? તું મનુષ્ય છે. તું સ્ત્રીઓને ધિક્કારતો હતો, બધું હતું પણ સાધો ને આબરૂદાર છે, મ્હોટા મનનો, ઉમદા સ્વભાવનો છે.

નરેન્દ્ર—આબરૂ, ઉમદા સ્વભાવ. વર્ષો ઉપર એ બધાને છેલ્લી સલામ કરી છે. જંગલી લોકો સાથે બે વર્ષ રહ્યા પછી માન. મર્તબો આબરૂ, ઉમદા સ્વભાવ બધું નષ્ટ થાય છે.

ઇન્દુ—પણ તેતો જાણી બુઝીને રહ્યો હતો. ત્હારૂં દ્રવ્યતો હેણે ન્હોતું લુંટી લીધુંને ? ત્હારી સ્વતંત્રતા, ત્હારૂં જીવન એતો કંઈ ન્હોતું લીધું !

નરેન્દ્ર—શ્રદ્ધાને આશા મ્હારાં લુંટી લીધાં હતાં. હું જાણું છું હું વ્યસનનો ગુલામ હતો, નાસ્તિક હતો પણ અંતે હું મનુષ્ય હતો. મ્હને ઉંચે લઇ જવા, મનુષ્યત્વ પ્રાપ્ત કરાવવું એ હેના હાથમાં હતું. પણ જે કર્યું હેણે તેથીતો મ્હારૂં સર્વસ્વ લુંટાઇ ગયું. હું મનુષ્ય મટી ગયો, રાક્ષસ, શયતાન થઈ ગયો. મ્હારા જીવનમાંથી એ ગઇ ને શયતાન આવ્યો. તે દિવસ પછી મ્હેં શું શું અનુભવ્યું એ જો કહું તો, તો—પણ જવાદે હેમાં શો માલ છે ?

આમ વાતો ઘણી વખત ચાલી. ઇન્દુ એ વિચારથી હેને દૂર રહેવા સ્હમજાવતો હતો ને એ તીક્ષ્ણ શબ્દો વાપરી શાન્ત પેટે જવાબ વાળ્યાજ કરતો હતો, પણ બીલકુલ ઉંચો સ્વર વાપરતો નહોતો, કે ક્રોધમાં બોલતો નહોતો.

ઈન્દુ—ત્હારે ત્હેં નિશ્ચયજ કર્યો છે?

નરેન્દ્ર—નિશ્ચય કરૂં છું તે છોડી દેવાને નહીં,

ઈન્દુ—મ્હને ત્હારે માફ કરીશ?

નરેન્દ્ર—શાને માટે!

ઈન્દ્ર—કાંઇ નહીં. હું શાન્તિપુર પાછો ચાલ્યો જાઉં છું. ત્હારા મ્હેમાન તરીકે હું અહીં નહીં રહી શકું.

નરેન્દ્રે કરડાગીમાં "સાહેબ મહેરબાન ત્હારે" એમ કહ્યું ને બોલ્યો "આટલી પણ વાતચિત ત્હેં કરી તેથી મ્હને માન મળ્યું એમ સ્હમજુ છું. આપનો સરસામન મ્હારોબાર સ્ટેશને મોકલાવી દઇશ. આપ તો વર્તમાનપત્રના તંત્રી છો એટલે કામ ઘણુંજ હોય માટે પાછા તરત જવુંજ જોઇયે. સાહેબજી, વ્હેલા પધારજો."

ઇન્દુ શું કરવું તે વિચારમાં પડયો, પણ પછી બોલ્યો "મિત્ર! કશાથી તું ડગીશ નહીં?"

નરેન્દ્ર—કશાથી નહીં. માત્ર એકજ આશાયે હું જીવું છું ને તે ફળીભૂત કરીશજ. સ્ટેશન સુધી ચાલવાની ત્હને મજા પડશે કેમ ખરૂંને?

ભારે દીલગીરીથી ઇન્દુ પાછો ફર્યો. બે વાર પાછો ઉભો રહ્યો ને શું કરવું તે વિચારમાં પડયો. અંતે છેવટનો નિશ્ચય કરી સ્ટેશન તરફ ચાલતો થયો. નરેન્દ્ર જ્યહાં સુધી એ દેખાયો ત્યહાં સુધી હેની તરફ જોઈ રહ્યો હેની આંખ્યો બ્હીઆમણી હતી ને ચ્હેરો ક્રૂર લાગતો હતો. ઇન્દુ દેખાતો બંધ થયો એટલે એ બોલી ઉઠયો, "જેટલો હું પેલીને ધિક્કારૂં છું એટલોજ જો ચ્હાતો હઉં તો પણજે નિશ્ચય કર્યો છે તે તો હું અમલમાં આણીશજ."

તેજ દીવસે સુવાસિનીને ઘેર નરેન્દ્ર ગયો.

## પ્રકરણ ૨૭ મું.

### પરદેશીનો પ્રેમ.



નરેન્દ્ર જનાર્દનને ઘેર ગયો તે વખત સુવાસિની ઘરમાં એકલી હતી ને નરેન્દ્રના મળવા આવવાની ખબર મળી તે આજે પ્હેલીજ વખત ના પસંદ પડી: કારણ શશિકાન્તે પાછું ત્રણ મહીનાની મુદ્દત પુરી થયાથી માગું કર્યું હતું ને તેટલા માટે બપોરે તે આવી ગયો હતો. તેને બે દિવસની અંદર જવાબ આપવા કહ્યું હતું. હેની સાથે ઓળખાણ થયા પછી હેની સાથે લગ્ન કરવા ઇચ્છા થઇ હતી. શશિકાન્ત સારૂ જો કે હૃદય બહુ ઉછાળા તો મારી નહોતું રહ્યું પણ એમ લાગતું હતું કે હેના શિવાય બીજો કોઇ લાયક નથી, પણ માત્ર તેજ કાંઇક અંશે પતિ તરીકે ફરજ બજાવી શકે ને રક્ષણ કરી શકે તેવો છે. ગમે તેવો તે હતો પણ સરળ હૃદયનો, દ્રઢ મનનો ને સાચો સ્નેહી હતો. વળી નરેન્દ્ર તરફ શાથી તે કહી શકાતું નહોતું પણ હૃદય સ્વભાવિક વળાણ દેખાડતું હતું. હેણે હેને મોહિત કરી દીધી હતી ને જાણે ભુરકી નાંખી હોય તેમ થયું હતું. સતત વિચાર હેના આવતા હતા ને આ બધા ઉપર વિચાર એકાન્તમાં કરતો હતો તે દરમ્યાન નરેન્દ્રના આવ્યાની ખબર મળી તેથી જરા નાખુશી થઇ. શ્વેતભાનુ હૃદયપટ ઉપરથી દૂર જતો રહ્યો હતો પણ માત્ર વચનની યાદગીરી સાલ્યા કરતી હતી. હવે શ્વેતભાનુ તો ભુલાયો હતો પણ નરેન્દ્ર એ જગ્યાએ આવી ઉભો રહ્યો હતો ને માત્ર એક પરદેશી તરીકેજ ઓળખાણ થઇ હતી છતાં તે જાણતી હતી કે કોઇ અજાયબ તરેહની અસર હેણે પોતાના ઉપર કરી છે. શશિકાન્તનું માગું આવ્યું છે એ વિચાર સાથેજ નરેન્દ્રનો પણ વિચાર આવ્યો. નરેન્દ્રનો આ બાબતમાં અભિપ્રાય લેવા ઇચ્છા થઇ. શાથી એક પરદેશીનો અભિપ્રાય લેવા ઇચ્છા થઇ તે ના સમજાયું. મનને ખોટું લાગ્યું કે એક પરદેશી ઉપર આટલી બધી લાગણી શા સારૂ થાય.

શશિકાન્તની પોતે પત્નિ થવા વિચાર દૃઢ કરવા જતી હતી ને ઘણે અંશે કર્યો પણ હતો છતાં આ પરદેશી મળવા આવ્યો છે તો ભલે મળવું ખરૂં. હેને મળતાં મનમાં બ્હીકતો લાગતી હતી પણ હેની સાથે વાતચિત કરવા ઇચ્છા પણ થતી હતી. નરેન્દ્રને મળવા તે નીચે આવી એટલે ત્હેણે બેઠો હતો ત્યહાંથી ઉભો થઈ નમસ્કાર કર્યા. રોજ કરતાં આજે નરેન્દ્ર સ્હેજ મ્હોટી વયનો લાગ્યો. ત્હેની આંખોમાં કોઈ વિચિત્ર ભાવ આજ સુધી ના જણાયેલો જણાયો; પરંતુ નરેન્દ્ર તો પોતાની ઢબ પ્રમાણેજ બોલ્યો ને મનના ઉંડા ઉદગારો દાબી રાખી ને જે બોલતો તે બોલતો.

નરેન્દ્ર—આજે બોલાવ્યા વિના આવ્યો છું તે માફ કરજો પણ સાચું પુછો તો આજે કાંઇક હેવું જોયું કે તેથી અહીં આવવાની જરૂર પડી છે.

નરેન્દ્રના અવાજમાં જરા વિચિત્રતા જણાઈ તેથી ધડકતે હૃદયે હેના તરફ જોઈ રહી, પણ ત્હેણે બોલવું જારીજ રાખ્યું "ત્હમે વિચાર કરોછો કે શું હશે પણ એજ કહેવાનું છે કે શશિકાન્ત મ્હને થોડી વાર ઉપર મળ્યા હતા."

શશિકાન્તનું નામ સાંભળતાંજ મ્હોં ઉપર જુદી જાતની લાગણી વાર્યા છતાં જણાઈ પણ બોલી "હેમાં કાંઇ નવાઈ ત્હમે શી કહી?"

નરેન્દ્ર—હેમને મળ્યો તે નવાઇ નહીં પણ હેમના ચ્હેરા ઉપર થી જે વાત સ્હમજાઈ તે.

સુવાસિની કાંઇ બોલી નહીં એટલે ત્હેણે આગળ ચલાવ્યું "કાંઇ આશા, ને પ્રેમમાં ફસાયો હોય તેવાં ચિન્હ જોયાં. કેમ વાત સાચી છે?"

આ પુરૂષની સત્તા પોતાના ઉપર લાગતી હતી. જવાબ દેતાં મ્હોં બંધ થઈ જતું હતું પણ ના ગણકારવા નિશ્ચય કર્યો ને જરા ક્રોધ બાપ્યો ને પછી બોલી "હેમના ચ્હેરા ઉપર ત્હમે હેવાં ચિન્હ જોયાં તેમાં મ્હને આવીને શું કહેવા બેઠાછો તે સ્હમજાતું નથી."

નરેન્દ્ર—કારણ હેનો આધાર ત્હમારા ઉપર છે.

સુવાસિની—અને હોયતો શું?

નરેન્દ્ર—હું એમ સ્હમજુ છું કે ત્હમે હેને એ બાબત આશા આપી છે.

સુવાસિની—એમ હોય તોપણ ત્હમારે હેમાં શા લેવા દેવા છે?

નરેન્દ્ર—કેમ નહીં ? હું એટલા માટેજ અહીં આવ્યો છું. હેનો આનન્દમય ચ્હેરો જોયો, હેની આંખ્યો ફત્તેહ–જય મેળવ્યાથી આનન્દમાં ઝોલાં ખાતી જોઇને શબ્દોમાં પણ અવર્ણનીય આનન્દ જોયો ત્હારે મ્હને કાંઈક લાગ્યું. તહમે નથી કળી શકતાં. હું કોણ માત્ર ? એક પરદેશી. મ્હારે શા માટે આ બાબત વિચારવું જોઇયે ? પણ ના. મનુષ્યનું હૃદય સ્વતંત્ર નથી. જો શશિકાન્ત વિશે વાત સાચી હોય તો તે સ્વર્ગમાં જઈ બેઠો છે ને હું નર્કમાં ધકેલાઇ ગયો છું. તહમને આ વિચાર નહીં આવતો હોય. શા માટે આવે ? મ્હને માત્ર પરદેશીજ ગણી કાઢયો છે. પણ અહીંજ મ્હારે રહેવું છે એમ મ્હેં કહ્યું હતું ત્હારે તહમને કાંઇપણ વિચાર આવ્યો હતો ? તહમે સ્હમન્યાં હશો કે આ પ્રદેશની રમણીયતા તથા અહીંના હવાપાણી સારૂં મ્હેં એમ કહ્યું હશે. તહમને મ્હારા હૃદયમાં શું થાય છે, પ્રેમાગ્નિ કેટલો જવલંત છે તેની શી ખબર પડે. ખરૂં છે; તહમને હેની દરકાર પણ શેની હોય ? મ્હારાથી એ વાત થાયજ કેમ, પરંતુ તહમારા પ્રદેશની સુંદરતાનું મ્હારે કાંઇજ કામ નથી. માત્ર તહમેજ, તહમારા માટેજ આ જીવન ટકેલું છે. પ્હેલાં તો લાગ્યું કે કોઈ પ્રતિસ્પર્ધિ નથી કોઈ પણ એ સંબંધી ભય નથી પણ આજે શશિને જોયો ત્હારે હૃદય ચીરાયું. મ્હને ખબર પડી કે હેણે માંગું કર્યું છે એટલે મ્હારાથી રહેવાયું નહીં કાંઇજ મ્હેન ના પડ્યું ને અહીં દોડી આવ્યો. સુવાસિની ? સાંભળો. દયા રાખી, હૃદયને દયાથી ભીંજાવીને સાંભળો તહમે મ્હને મ્હોટી વયનો જાણોછો, પથ્થરના હૃદયનો નિઃરસ, પ્રેમ વિનાના હૃદયનો સ્હમજો છો પણ તહમને સાંભરતું હશે કે મ્હેં કહ્યું હતું કે હું માત્ર તહમારાથી પાંચ ૭ વર્ષેજ મ્હોટો છું મ્હારે ઘણાં વર્ષો જીવવાનું છે ને મ્હારા હૃદયમાં તહમારા વિશે શું છે તે કોઇ જાણી શકે તેમ નથી. માત્ર તહમારૂં અહોનિશ હૃદયમાં રટણ થયા કરે છે. જ્હારથી તહમને જોયાં ત્હારથી તહમારાંજ સ્વપ્નો આવે છે. તહમારાજ વિચાર, તહમારાજ ભણકારા વાગેછે. ઘણુંએ મથુંછું, વિચાર દૂર કરવા પ્રયત્ન કરૂંછું પણ નિષ્ફળ જાઉંછું, લાચાર છું, નિષ્ફળ ગયોછું, પ્રભુજ માત્ર જાણે છે. મ્હારાં સ્વપ્નો સાચાં ના પડે તો એથી મરવું બ્હેતર છે. ખરે હેનાથી તો મૃત્યુ હજાર દરજ્જે આવકાર દાયક થાય.

બોલતાં બોલતાં સ્વર ધ્રુજી જતો હતો ને આંખ્યોમાં વિચિત્રતા જણાતી હતી. મુંઝપણું જતું રહ્યું હતું. હૃદયના ઉંડા ને ખરા ઉદ્ગારો

નીકળતા હતા, ઢોંગ નહોતો એમજ જણાતું હતું. સુવાસિનીના હૃદયમાં વાત ઉતરીને તે હચમચી ગયું. આ બધાં કરતાં આ માણસની પોતાની સત્તાથી મ્હાત થઈ ગઈ. શશિકાન્ત કાંઈજ વિસાતમાં હાની આગળ ના લાગ્યો, જાણે હેના જેવો કોઈ હતોજ નહીં એમ લાગ્યું.

નરેન્દ્રે આગળ શરૂ કર્યું—" આજ એક કલાકથી કોણ જાણે મ્હેં શું શું અનુભવ્યું છે. ત્હમે શશિકાન્તની સ્ત્રી થાવ એ વિચારજ ભયંકર લાગે છે. મ્હારા મનમાં આ વિચારથી શું થાય છે એ ત્હમને ખબર ના પડે. ત્હમને કહેવાતું નથી. વર્ષોની આશા, સ્વપ્નોનો સદંતર ત્યાગ કરવો, ચોમેર નિરાશા છવાઇ જવી "—

સુવાસિની—વર્ષોની આશા ?

નરેન્દ્ર—હા. વર્ષોની આશા. ત્હમે ના સ્હમજ્યાં. હું ઇજીપ્ત ભણીનો છું, ત્યહાં વર્ષોથી રહેલો છું ને હમારા વિચારો બહુ લાંબા વખતના હોય છે. દરેક મનુષ્ય માફક કેવી સ્ત્રીને હું ચ્હાઈ શકું તેનો મ્હેં વિચાર કર્યા કર્યો છે સુવાસિની ? ત્હમને ખબર છે કે અરબસ્તાનના રેતીનાં રણોમાં ફરતાં ફરતાં. શમશમાકાર રાત્રીના સમયે, ભૂરા વ્યોમમાં ચળકતા તારલાઓ જોતાંજોતાં મ્હેં ત્હમારૂંજ સ્વરૂપ જોયું હતું. ખરે વર્ષો ઉપર મ્હારા સ્વપ્નામાં ત્હમે આવ્યાં હતાં, મ્હને બરાબર યાદ છે. વાદળાંનું એક પણ ધાબુ સ્વચ્છ આકાશમાં ન્હોતું, ચંદ્ર પણ નહોતો છતાં તારાઓનાં પ્રકાશથી અંધકાર જણાતો નહોતો. સર્વત્ર શાન્તિ હતી આસપાસ ઉજ્જડ વેરાન રણ પડેલું હતું. હું માત્ર એકલોજ હતો તે વખતે ત્હમારૂં મુખારવિંદ મ્હને દેખાયું ને ત્હમારો કોકિલ કંઠ પણ સાંભળ્યો. જેવો આજેજ સાંભળું છું તેવોજ મધુર સ્વર તે હતો. મ્હને લાગ્યું કોઇક દિવસ ત્હમને જીવંત જાગ્રત જોઇશ એમજ લાગ્યું. ત્હમને મળતાં શું કહેવું તે પણ વિચાર આવ્યા હતા. તો હવે શશિના મુખ ઉપરથી વિચાર જાણતાં મ્હને શું થયું હશે ત્હેનો ખ્યાલ આવે છે ? મ્હને જે હૃદયમાં લાગણી થાય છે તેની આગળ હેના હૃદયની લાગણી શી વિસાતમાં છે ? માટે સુવાસિની ? હું અહીં આવ્યો છું ને પેલાને ભૂલી જાવ એમ વિનંતિ કરૂં છું. ત્હમને ઘુંટણીયે પડી આજીજી કરૂં છું કે મ્હારી સાથે લગ્ન કરો.

સુવાસિનીનું હૃદય ઉછળી રહ્યું હતું ને શશિના શબ્દો હાની આગળ ઘણા લુખા લાગ્યા. શશિને પોતે પરણી નાજ શકે એતો

ખાત્રી થઈ. પણ નરેન્દ્રને પોતે ચ્હાય છે કે કેમ તે હજી સ્હમજી શકી નહીં પણ હેના વિશે વિચાર કરતાં બીજા કોઇનો વિચાર આવવો અશક્ય લાગ્યો. નરેન્દ્ર પરદેશી છે એમ હવે લાગવા ના માંડ્યું, આચાર વિચાર એ સર્વેનો વિચાર નષ્ટ થઈ ગયો. પ્રેમ આગળ દેશ, પરદેશ, આચાર કે વિચાર હેતું કાંઈ છેજ નહીં એમ નક્કી થયું. આ મનુષ્ય પોતાને ચ્હાય છે એજ વિચારે તે ડગી. શશિ સાથે લગ્ન કરવા વિચાર થતો હતો તે વખતે હેને પોતે શ્વેતભાનુને વચન આપ્યું હતું તે વાત કરવા વિચાર નહોતો થયો પણ હવે નરેન્દ્રને તો તે વાત કહ્યા વિના રહેવાય એમ નહોતું.

નરેન્દ્ર—કેમ ? શું કહો છો ? મ્હારાથી ના નહીં સાંભળી શકાય. મ્હને અંધકારના ઉંડા ખાડામાં ના નાંખી દેશો. મ્હારા જીવનનાં સ્વપ્નો સાચાં પાડો, વિનવું છું, આજીજી કરૂં છું જવાબ આપો.

નરેન્દ્રના મુખ સ્હામું જોતાં તે ચમકી. તે ફીક્કો પડી ગયો હતો, અવાજ ધ્રુજતો હતો શરીર ધ્રુજી જતું હતું.

સુવાસિની—આજે જવાબ દઇ શકું તેમ નથી. વિચાર કરવા વખત જોઇએ.

નરેન્દ્ર—ત્યારે ક્યારે ? પણ ક્યારે ?

સુવાસિની—કાલે, આ વખતે.

નરેન્દ્ર—જરૂર કાલ્યે આ વખતે હું અહીં હાજર થઇશ.

આમ બોલી નમન કરી ચાલતો થયો. ઘેર જવાને બદલે બ્હાર નીકળી પડ્યો. ઉંચી ટેકરીઓ મેદાનમાં જણાતી હતી ને તરફ ચાલ્યો. એકાન્ત હતું, કોઇનો અવરજવર નહોતો. એક અટ્ટહાસ્ય કર્યું. આનન્દમાં આવી હાસ્ય કર્યું પણ એ હાસ્યમાં ક્રૂરતા લાગતી હતી. દેવોના યજ્ઞમાં ભંગ પાડતાં જેમ દાનવો ખુશીમાં આવી જઈ હાસ્ય કરતા તેવુંજ હાસ્ય આ પુરુષનું હતું. કલાકોના કલાકો સુધી રખડ્યો. આ એકાન્ત સ્થળમાં, શાન્તિમાં તે આનન્દ કરતો ફરતો હતો. મ્હોટેથી બોલી ઉઠ્યો “ આવતી કાલ્યે અહા ! કાલ્ય જવાબ મળશે. આટલાં વર્ષો પછી પાછી તે મ્હારા કબજામાં આવશે. ભલા ભગવાન ! આટલો વખત મ્હે શું શું અનુભવ્યું છે. વર્ષો ઉપર મ્હને હાંકી કાઢ્યો હતો ને મ્હારામાં જે કાંઈ સારૂં હતું તે નષ્ટ કર્યું હતું; અહા ! પણ હવે મ્હારો વારો આવ્યો છે !

આજ રાત્રે ઉંઘી શક્યો નહીં. પથારીમાં પાસાં ફેરવ્યાંજ કર્યાં ને અજવાળું થયું ના થયું એટલામાં તો પથારીમાંથી કૂદી પડ્યો. બ્હારીએ જઇ ડોકીયું કર્યું. કેવું શાન્ત હતું! કોઈ કોઈ પક્ષિ કિલકિલાટ કરતાં હતાં, પોતાના પ્રભુનાં ગીત ગાતાં હતાં. હવા ખુશનુમાં હતી. વેરનો વિચાર આ સમયે આવવોજ અશક્ય હતો. પણ નરેન્દ્રની આંખ્યમાં ક્રૂરતા શિવાય કાંઇજ નહોતું.

સૂર્ય ઉગવાની તૈયારી થઇ હતી. નરેન્દ્રે કપડાં પ્હેરી લીધાં ને બ્હાર નીકળી પડ્યો. આજે સર્વત્ર નવું જીવન જણાયું. રમણીયતાને શાન્તિ આસપાસ પથરાઇ રહ્યાં હતાં. બ્હાર ફરી આવી પાછો જમવા વખતે ઘેર આવ્યો. મનનું સમતોલપણું કાંઇક અંશે સ્હવારની હવા ખાધાથી આવ્યું હતું. જમી રહી થોડીવાર આરામ લીધો ના લીધો કે પાછો બ્હાર નીકળી પડ્યો. આજે ઘણી કાળજીથી સજસાજ થયો હતો. ને નીમેલે વખતે સુવાસિનીના ઘર તરફ ચાલ્યો.ઘર આગળ જતાંજ સુવાસિનીને બાગમાં એક સુંદર વૃક્ષ તળે ખુરશી નાંખી બેઠેલી દીઠી. ઉતાવળે પગલે હેના તરફ ચાતુરતાથી ગયો ને જતાંજ બોલ્યો “મ્હારૂં નશીબ ખુલ્યું છે કે સીલ ભરાઇ ગઇ છે તે જાણવા આવ્યો છું. ત્હમારા જેવા ઉપરજ મ્હારા જીવનનો આધાર છે. મ્હારે સ્વર્ગમાં રહેવાનું છે કે નર્કના ઉંડા ખાડામાં?”

સુવાસિનીએ એકદમ જવાબ ન દીધો, થોડીવાર મૌન રહી પછી બોલી:—

હું એ બાબત જવાબ દઉં તે પ્હેલાં મ્હારે એક વાત કહેવાની છે, ગુહ્યવાત કહેવાની છે.

નરેન્દ્ર—ગુહ્યવાત? ઠીક, એ બાબતમાં મ્હારા તરફથી ફીકર રાખવાની નથી. ગમે તે હશે પણ મ્હને બાધ કરતા નહીં થાય. પણ મ્હારા હૃદયમાં શું છે તે ત્હમે જાણોછો. પીષ્ટ પેષણ કરી કંટાળો આપતો નથી. કાલ્ય રાત્રે ઉંઘ પણ નથી આવી. ભવિષ્ય શું થશે તે જાણ્યા વિના ઉંઘ કેમ આવે? ભલે કહો ત્હમારે જે કહેવાનું હોયતે.

સુવાસિની—મ્હારાથી કહી શકાય તેમ લાગતું નથી.

નરેન્દ્ર—ના. ના. કહો. ત્હમારા જે કાંઇ વાંધા હશે તેના તોડ કાઢી આપીશ.

સુવાસિની—જુવો ત્યારે. કાલે ત્હમે લગ્નનું માગું કર્યું પણ મ્હેં લગ્ન ના કરવા વચન આપેલું છે તો હવે કહો કેવી રીત્યે એમ થાય?

નરેન્દ્ર—વચન આપ્યું છે ? કોને ?

જે વાત વાંચકવૃન્દ જાણે છે તે વાત સુવાસિનીએ કહી. સાંભળનારના ઉપર આથી શી અસર થશે તે બીલકુલ ખબર નહોતી. અથથી ઇતિ સુધી વાત કહી. ભૂતકાળ તાદૃશ થતો હોય તેમ બધી વાત તેને સાંભરી આવી, ને કેટલીક વાર વાત કરતે હેને એમ પણ લાગ્યું કે તે પરદેશીને આ વાત નથી કરતી પણ શ્વેતભાનુનેજ કહે છે. વાત પુરી થયા પછી નરેન્દ્ર બોલ્યો " અને આ પુરૂષને ત્હમે ગ્હાતાં હતાં. આ–આ શ્વેતભાનુને ?

સુવાસિની—હા. મ્હારૂં ધારવું હેવું છે ખરૂં.

નરેન્દ્ર—ત્હારે એ ખરાબ જણાયો તેથી હાંકી કાઢ્યો ?

સુવાસિની—ના હેણે મ્હને જગતમાં નીચી પાડી હતી, મ્હારૂં સ્વમાન ઘટાડયું હતું, પ્રેમથી લગ્ન કરવા ઇચ્છા હેની નહોતી પણ શરત જીતવા ખાતર લગ્ન કરાવવા તત્પર થયેલો હતો. તો મ્હારે બીજો શો રસ્તો રહ્યો હતો ?

નરેન્દ્ર—પણ તે ત્હમને ખરા હૃદયથી ચ્હાતો હતો. એટલે પ્હેલાં નહીં પણ શરત માર્યા પછી ખરૂંને ?

સુવાસિની—એમ કહ્યું તો હતું. પણ હું શાથી જાણું ? પેલા બીજા બેને મ્હોંડે જઇને એમ કહ્યું કે શરત જીતવા ખાતર લગ્ન કરવું છે.

નરેન્દ્ર—ને હેણે ત્હમને ખુલાશો કર્યો કે જે વાત મશ્કરીમાં ઉપાડી હતી તેણે હવે સત્ય સ્વરૂપ પકડયું છે ?

સુવાસિની—હા. પણ પેલા બેને મ્હોંએ કબુલ કર્યાનું મ્હેં હેને કહ્યું ત્હારે તે ના કહી શકયો નહીં.

નરેન્દ્ર—એટલે ત્હમે હેને તિરસ્કાર કરી હાંકી કાઢયો ?

સુવાસિની—મ્હેં કહ્યું કે હવે ફરીથી ત્હારૂં મ્હોં નહીં જોઉં.

નરેન્દ્ર—પછી–હેનું શું થયું ? હા, હા, એતો ત્હમે કહ્યું કે ત્હમારૂં નામ બધે બદ નામ કર્યું ને ભરસભામાં એ નિશામાં લથડી પડયો ને પછી આપઘાત કર્યો.

સુવાસિની—હા.

નરેન્દ્ર—ત્હમે લગ્ન થયા પ્હેલાં હેને વચન આપ્યું હતું કે કોઈ બીજા પુરૂષને પરણીશ નહીં ?

સુવાસિની—હા.

નરેન્દ્ર—એટલાજ સારૂ ત્હમે નથી પરણ્યાં ?

આ પ્રમાણે પ્રશ્નો પુછતો હતો પણ સુવાસિની મનમાં કાંઈ આણુતી નહોતી કારણ આ પુરૂષે માગું કર્યું હતું ને તેની ના કહી હતી તો કારણ શું છે તે કહેવાને કાંઈ વાંધો ના જણાયો.

સુવાસિની—હા-પણ ખરી રીતે તો હજી સુધી કોઇ બીજો હેવો નથી મળ્યો કે જેહની સાથે હું પરણી શકું.

નરેન્દ્ર—ત્હારે હજી પણ ત્હમે આ-શ્વેતભાનુને ચ્હાઓછો ?

સુવાસિની—ના.

નરેન્દ્ર—હવે એ ત્હમારા મનમાં પણ નથી ?

સુવાસિની—ના. નથી.

નરેન્દ્ર—ત્હમે હેની તરફ ક્રુરતા વાપરી છે હેવું ત્હમને કદી લાગ્યું નથી ? હેનો પ્રેમ અત્યંત હતો તે સાબીત કરી આપવાને ત્હમે હેને બીલકુલ તક આપી હતી ?

સુવાસિની—એમ ના કર્યું હોય તેમાં મ્હારો શો વાંક ? કોઈ પણ સ્ત્રી આત્માભિમાની સ્ત્રી બીજું શું કરે ? એકફેરી હેણે છેત્રી તો ફરીથી કેવી રીત્યે વિશ્વાસ રાખી શકું ?

નરેન્દ્ર—ખરે કેમ રાખી શકો.

ત્હેણે નરેન્દ્ર સ્હામું જોયું. હેનો અવાજ વિચિત્ર લાગ્યો. હૃદય કરતાં હેની ઇચ્છા ઉપર આ પુરુષે કાબુ મેળવ્યો હતો. હેનાથી અં-જાઈ ગઈ હતી. નરેન્દ્ર હેને મન સવસ્વ જણાતો હતો છતાં પ્રેમ હેના તરફ છે કે નહીં તે બરોબર ના સહમજી શકી.

નરેન્દ્ર—ત્હમને કદી એમ લાગ્યું છે ખરૂં કે આ-શ્વેતભાનુએ કદાચ આપઘાત ના કર્યો હોય ?

સુવાસિની—આપઘાત તો હેણે કર્યો છેજ.

નરેન્દ્ર—શાથી જાણો છો ?

સુવાસિની—જ્યુરી ભરાઈ હતી. ન્યુસપેપરોમાં આવી ગયું છે. એમાંતો શકજ નથી. હેના મડદા ઉપરથી કાગળો હેના નામના મળી આવ્યા હતા.

નરેન્દ્ર—મ્હને ત્હમારી વાતમાં રસ પડે છે તેમાંજ હું સવાલ ઉપર સવાલ પુછું છું. મ્હારેતો એ કહેવાનું છે કે જે સ્ત્રીનું હૃદય હાવા પુરુષને અર્પણ થઇ ચુક્યું છે. જોકે તેતો ગુજરી ગયો છે તો તો હું

તે સ્ત્રીને કદી પરણી ના શકું. મ્હને જોકે ત્હમે ના કહેશો તેથી શું પરિણામ થશે તેતો પ્રભુ જાણે છે. મ્હને ના કહોછો તેનું કારણ તો એજ હોવું જોઇયે કે ત્હમારૂં હૃદય હજી આ પુરૂષને આપેલું છે. છતાં હજી બીજો પ્રશ્ન કરૂં ?

સુવાસિનીએ આશ્ચર્યથી ડોકું ધુણાવીને હા કહી. અંદર ખાનેથી જરા હાનાથી ડરતી હતી પણ શું પુછશે તે જાણવા ઇંતેજારી થઇ.

નરેન્દ્ર—ધારોકે એ પુરુષ મરી નથી ગયો, જીવતો હોય ને પાછો આવે, અલબત્ત પશ્ચાતાપ કરતો આવે, સુધરી ગયો હોય તો ત્હમે ત્હેને પરણો ?

સુવાસિથી—ના. કદી નહીં.

નરેન્દ્ર—ત્હમારે મન એ હવે કાંઇજ નથી ?

સુવાસિની—હેના નામનો એક કાળો ડાઘ મ્હારા મનમાં રહેલો છે.

નરેન્દ્ર—એક ડાઘજને ?

સુવાસિની—હા.

નરેન્દ્ર—ત્યારે ત્હમે એક રીત્યે હેને ભૂલીજ ગયાં છો ?

સુવાસિની—હા.

નરેન્દ્ર—કેટલા વખતથી ?

સુવાસિનીએ જવાબ ના આપ્યો. એટલે પાછો એ બોલ્યો "હું ધારૂં છું જે દિવસે પ્હેલ વ્હેલો આપણો મેળાપ થયો તે દિવસથી ભૂલી ગયાં હશો ?"

સુવાસિનીએ જવાબ ના આપ્યો પણ સત્ય વાત છે એમ હેના હૃદયે કબુલ કર્યું.

નરેન્દ્ર—ત્યારે હવે મ્હને પરણશો ? મ્હારા મનમાં શું છે તે બધું મ્હારાથી કહી શકાતું નથી માટે માફ કરજો, પણ મ્હારા જીવનની બધી આશા; બલ્કે મ્હારૂં જીવન બધું ત્હમારા જવાબ ઉપર આધાર રાખે છે. પેલાની વાત તદ્દન વિસરી જાવ, ને મ્હને જવાબદ્યો.

સુવાસિની—પણ મ્હારૂં વચન ?

નરેન્દ્ર—ત્હમારૂં વચન ? ઉશ્કેરાઇ જઇને આપેલું વચન-શું કહો છો, તેના પુરા ભાન વિના આપેલું વચન, એ વચન નથી. એ મરી જશે એમ ત્હમે એ વખત નહોતાં ધારતાં અને હવે તો એ ગયો છે તો પછી બાધ શો છે ? હેમાં અર્થજ નથી.

સુવાસિની હજી આનાકાની કરતી હતી ડગુમગુ તો હતીજ એટલામાં પાછો નરેન્દ્ર બોલ્યો ને હેવા ઉદ્ગારો હેના મુખમાંથી નીકળતા હતા કે સર્વ વાંધા ઉડી જતા લાગ્યા. હેની બ્હીકપણ જતી રહીને હૃદય ઉછાળા મારી રહ્યું. ઐંદ્રજાલીક સત્તા પોતાના ઉપર જામી ગઇ ને ના કહેવા, ના ભણવા ઇચ્છા થઇ ને નરેન્દ્રે પાછું પુછ્યું “ ત્હમે મ્હને પરણશો ? મ્હારા વર્ષોનાં સ્વપ્ન સાચાં પાડો ને મ્હારા જીવનમાં આનન્દને આશા રેડો. બોલો સુવાસિની ? બોલો હા. કહો.”

નરેન્દ્રના સ્હામું ભીંજાયલા હૃદયે જોયું, હેની છાતી ઉપર માથું નાંખી દીધું ને નરેન્દ્રે પોતાની ભુજાઓમાં હેને સમાવી દીધી. સુવાસિનીને ભૂતકાળ યાદ આવ્યો ને આ શ્વેતભાનુજ છે એમ કાંઇ પ્રતિતિ થઇ.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### જંગલની ડોશી.



સુવાસિનીને ત્હાંથી ઘણો મોડો પોતાને ઘેર નરેન્દ્ર ગયો. ઘેર જઇ કપડાં બદલ્યાં ને પાછો બ્હાર જવા તૈયારી કરતો હતો એટલામાં ઘરમાં કામકાજ કરતી ડોશીએ પુછ્યું “ જમવાને કેટલા વાગે આવશો ? ”

**નરેન્દ્ર**—હું બ્હાર ફરવા જાઉં છું. બહુ દૂર ફરવા જાઉં છું.

**ડોશી**—જમવાની વેળાએ તો આવશોને ?

**નરેન્દ્ર**—કાંઈ કહી શકાય નહીં આવું ત્હારે જાણજો કે આવ્યો.

ડોશી બિચારીયે હેના સ્હામું જોયું ને જો કે આમ કહેવાનું કારણ શું તે તો સ્હમજી નહીં પણ નરેન્દ્રના મ્હોં ઉપર કાંઇ ફેર જણાયો. મુંઝીપણું જતું રહ્યું હતું, આંખ્યો અડધી મીંચેલી નહોતી, ખુલ્લી હતી, ઉત્સાહી ને આશા ભરેલી લાગી.

**ડોશી**—કાલે ઉંઘતો આવી હતીને ?

**નરેન્દ્ર**—ડોશીમા ? વિચિત્ર સ્વપ્ન આવ્યાં હતાં, બહુજ વિચિત્ર હતાં.

**ડોશી**—સારાં સ્વપ્નાં હતાં ને ?

**નરેન્દ્ર**—ઘણાં વિચિત્રને આશ્ચર્ય જેવાં હતાં. હવે ત્હમે ત્હમારે કામે લાગો ને મ્હારી ફીકર ચિંતા ના કરશો.

ઘરમાંથી બ્હાર નીકળી પડયો. દૂર ટેકરીઓ ભણી ચાલતો થયો ને છેક ટેકરીની ટોચે ચ્હડયો એટલે ઉભો રહ્યો. ફરીને સુવાસિનીના ઘર તરફ નજર નાંખી. સ્હવારમાં સુવાસિની હેની રાહ જોશે એ તે જાણતો હતો. હેણે સ્હવારમાં આવીને જનાર્દન પાસે માંગુ કરવાને કહ્યું હતું પણ જઇને કહેવાનો બીલકુલ વિચાર નહોતો. ટેકરીઓની પેલી પાસના દૂરના પ્રદેશમાં જવા વિચાર કર્યો હતો. શાન્ત, એકાન્ત સ્થળે જઈ વિચાર કરવા ઇચ્છા થઈ હતી. ગઈ કાલ્યનો અનુભવ–બીના ઘણી અસરકારક બની હતી. હેનામાં ફેર આશમાન જમીન જેટલો પડયો હતો. ગઇ કાલ્યની ને આજની દૂનીયામાં ફેર હતો. હવે તે વિચારવંત, મુજી, ઇજીપ્તનો રહેવાશી નહોતો. પોતે મુળનો શ્વેતભાનુ હતો.

ઘણાં વર્ષો ઉપર શાન્તિપુર છોડીને ગયો હતો તે વખતે મનમાં એકજ દઢ વિચાર હતો કે પાછો આવીને જે સ્ત્રીને ચ્હાતો હતો તેના ઉપર વેર લેવું. પ્રેમ ધિક્કારમાં ફેરવાઈ ગયો હતો. જેટલો પ્રેમ હતો તેટલોજ ધિક્કાર છુટયો હતો. પોતે સ્વાભિમાની હતો ને આ સ્ત્રીએ તેનું અભિમાન ખંડીત કર્યું હતું. પોતાને અન્યાય થયેલો યોગ્ય હતો ને તેથી કરીને જેટલી દુષ્ટતા છુપી રહી હતી તેટલી પૂર્ણકળાએ બ્હાર નીકળી આવી હતી, મનુષ્યત્વ ખોયું હતું. પરિણામે વેર લેવા પ્રતિજ્ઞા કરી હતી. દૂનિયામાં કાંઈપણ આશા વિના રખડતો થયો ત્યારે પોતે જે જે અનુભવતો હતો તે સઘળું સુવાસિનીને પણ અનુભવાવવા નિશ્ચય કર્યો.

અનુકુળ વખત જણાયો એટલે પાછો શાન્તિપુર આવ્યો. હૃદયમાં એકજ વિચાર રમ્યા કરતો હતો ને તે વેરને તિરસ્કારનોજ હતો. નવધામમાં આવ્યો, બધી ચિકિત્સા જોઇને ગોઠવણ રચી. ક્રૂર વિચાર કર્યો હતો, કારણ મનુષ્યમાંથી મનુષ્યત્વ નાસે છે, શ્રદ્ધાને ધર્મબળ જતાં રહે છે કે તે જંગલી પશુ સમાન બની જાય છે. વર્ષોપર્યન્ત વેર લેવા વિચાર કર્યા હતા ને હવે તે અમલમાં મુકવા વખત આવી પ્હોંચ્યો હતો. દયાનો છાંટો પણ નહોતો રહ્યો. પોતાને અન્યાય થયો છે એમ સ્હમજતો હતો.

ચાલતે ચાલતે ઉંડા વિચારમાં ગર્ક થઈ ગયો હતો. વચ્ચે વચ્ચે મ્હોં ઉપર સ્મિત ચાલી જતું ને વળી મુંજી બની જતો. પણ હવે મુજીનો વેષ રાખ્યો નહોતો. દાઢીતો હજી પણ રહેવા દીધી હતી. દરેક

રીત્યે કોઈ જુવે તો એમજ લાગે કે પરદેશી નથી. વેષ ભજવતો નહોતો. ચાલતાં ચાલતાં બોલી ઉઠતો કે " અહા છેવટે બાજી હાથ આવી છે, રમત જીત્યો છું, મ્હારૂં ધાર્યું થવાનો વખત આવી પ્હોંચ્યો છે; પ્રભુ જો હોય તો ત્હેણે વેર લેવા અનુકુળતા કરી આપી છે. આમનેઆમ ચાલ્યેજ ગયો. એટલામાં એક શીતળ છાયાવાળી જગ્યા આવી ત્હાં ઉભો રહ્યો. સ્વચ્છ પાણીનો વ્હેળો પાસે ખળખળ કરતો વહ્યો જતો હતો. તૃષા લાગવાથી ખોબેખોબે પાણી પીધું. જરા આરામ લેવા બેઠો. વિચાર આવ્યો કે હવે કોકેઇન ખાઉંતો કેવું લાગે ? વિચાર આવતાની સાથેજ ધ્રુજી ગયો. પોતાની પ્હેલાંની સ્થિતિ યાદ આવતાંજ શરમાયો. ના અંતે ટેવ છોડીતો છે, જય મેળવ્યો છે. પ્રતિજ્ઞા લીધી હતી ને પૂર્ણ કરી છે. જેવી કેફ કરવાની ટેવ હતી તેથી દશગણી ટેવ હોતતો પણ હું છોડત ને જય મેળવત. પાછો ઉભો થયો ને ચાલવા માંડયું. એક ટેકરી ઉપર ચ્હડયો ને ત્હાં ઉભા રહી આસ-પાસ નજર નાંખી. પ્રદેશ કાંઈ જાણીતો લાગ્યો. નૂતનપુરથી નાઠા પછી જે ડોશીને ત્હાં કોટડી ભાડે રાખી રહ્યા હતો તેજ કોટડી નજરે પડી. પોતે ત્હાં જે જે જગ્યાએ આથડયો હતો તે બધી નજર આગળ પડતી હતી. એકદમ એ દીશાભણી ચાલ્યો ને વિચાર થયો કે પેલી ડોશી જીવતી હશે કે કેમ ? અહાહા ! ડોશી બિચારી ધર્મની વાતો કરતી હતી. ડોશીની બધી કહેલી કથાઓ યાદ આવી. ખરે, ડોશીના કહેવામાં કાંઈ સત્ય હશે ? ડોશીની કોટડીની પાસે આવી પ્હોંચ્યો. સર્વ ત્હાં શાન્ત હતું. એક કુતરૂં અડધી આંખ્ય મીંચી સુતું હતું તે પગરવ સાંભળી કાન ફફડાવી આંખ્ય ઉઘાડી ભસવા જતું હતું પણ સારાં કપડાંવાળો જોઈ પાછું ડોકું ઉંચુ કર્યું હતું તે નાંખી દઈ સુઈ ગયું. પક્ષિઓના કલરવ શિવાય બધે શાન્ત હતું. કોટડીનાં બારણાં બંધ હતાં તેથી શ્વેતભાનુએ બ્હારની સાંકળ ખખડાવી એટલે અંદરથી " કોણ હશે એ " નો અવાજ આવ્યો તે તરતજ ઓળખ્યો: બારણું ઉઘડયું ને અંદર ગયો. મુળ જે સ્થિતિમાં બધું હતું તેનુંતેજ આજે પણ જોવામાં આવ્યું. ડોશીમાં બહુ ફેર નહોતો પડયો. તે હતી તેવીનેતેવી ટકોરા જેવી હતી, છતાં શ્વેતભાનુને લાગ્યું કે હેના મ્હોં ઉપર કાંઈ દીલગીરીનાં ચિન્હ છે.

શ્વેતભાનુ--ડોશીમા ? શેર દુધ વેચાતું આપશો ?

ડોશી—બાપ! એટલું બધું દુધતો અત્યારલગી રહે? પણ છે થોડું તે લ્યો; વેચવાનું નથી પણ જોઈતું હોયતો લ્યો આપું.

શ્વેતભાનુ—મફત આપશો!

ડોશી—અરેભાઈ છોટો દુધ માંગે છે તેના તે વળી પૈસા હોય!

શ્વેતભાનુને હસવું આવ્યું. ડોશીએ પૂછયું "ભાઇ દૂરથી આવ્યા લાગો છો."

શ્વેતભાનુ—હા. ડોશીમા. બહુ દુરથી આવું છું. નવગ્રામથી આવું છું. ત્હમે એ ગામનું નામતો સાંભળ્યું છેને?

ડોશી—નામતો સાંભળ્યું છે પણ જોયું નથી. એતો બહુ આઘુ છે.

શ્વેતભાનુ—હા. ત્યાંથી આવું છું.

ડોશી—આટલે દુરથી આવો છો ત્હારે પાછા કેવી રીત્યે જશો?

શ્વેતભાનુ—ચાલીને.

ડોશી—એટલું બધું તે ચલાય! ભાઇ તું થાક્યો હશ લે, જરા ચ્હા કરી આપું?

શ્વેતભાનુ—ડોશીમા? ત્હમને મ્હેનત કર્હાં આપું?

ડોશી—તું મુસાફર છે ને થાક્યો છે તેમાં મ્હેનત કેવી! મ્હારે પણ પીવાજ છેને: હમણાં તૈયાર થઇ જશે. લગીર ખાટલામાં આડો થા.

શ્વેતભાનુને થાક જણાયો ને ખાટલામાં પડ્યો. સર્વત્ર કેવી શાન્તિ હતી! શગડી ઉપર ચ્હાનું પાણી ખખળતું હતું તેનોજ માત્ર સણુસણાટ સંભળાતો હતો, કારણ હુનાળો બેશી ગયો હતો ને બપોર ચ્હડી ગયા હતા તેથી પશુપક્ષિ છાંયે તાપથી અકળાઇને છાનાંમાનાં વિશ્રાન્તિ લેતાં હતાં. થોડીવાર પછી ડોશીએ કાંઇ કાચુંકોરૂં ખાવાનું આપ્યું તે ખાધું ને ચ્હા પીધો. ડોશી પ્હેરોણાગત અજાણ્યા પુરૂષની કરતી હતી તેમાં કાંઈ નવાઈ જેવું નહોતું કારણ ગામડાંમાં શેહેરીઓ કરતાં લોકો ઘણા માયાળુ ને પ્હેરોણાગત કરનારા હોય છે. શ્વેતભાનુને ડોશીની આ વર્તણુંકથી ઘણી અસર થઇ. ડોશીને જોવાથીજ હેના મનમાં શાન્તિ પ્રસરવા લાગી.

ડોશીએ પુછ્યું—"કેમ ભાઈ ચ્હા સારો તો થયોતોને?

શ્વેતભાનુ—ડોશીમા? બહુજ સારો હતો.

ડોશી—ભાઇ? તું કયા પંથનો છું? ધર્મના ઉપદેશ સારૂં ફરો છો કે કોઇ બીજા સારૂં?

શ્વેતભાનુ—ના ડોશીમા હું તો મુસાફર છું.

ડોશી—હં મ્હને લાગ્યું તો ખરૂં. શ્યામજીના ગુણુ ગાનારો તું નથી.

શ્વેતભાનુથી હસી દેવાયું પણ આજે પ્હેલીજ વખત મનમાં તિરસ્કાર ના આવ્યો. ડોશીના શબ્દો ઘણાજ શ્રદ્ધાળુ લાગ્યા.

શ્વેતભાનુ—ડોશીમા ! શ્યામજી કરતાં શયતાનના ગુણુ મ્હેં બહુ ગાયા છે.

ડોશી—અરેરે ! થોડા વર્ષ ઉપર ત્હારા જેવોજ એક મુસાફર અહીં આવ્યો હતો પણ ત્હારામાં ને હેનામાં ફેર એટલોજ છે કે પેલો તો ફીકો ફચ હતો ને પાતળો સોટી જેવો હતો. એ પણ એમજ કહેતો હતો કે શયતાન ઉપર મ્હને બહુ પ્રેમ છે.

શ્વેતભાનુ—ત્હમે હેને શું કહ્યું ત્યારે ?

ડોશી—શયતાનમાં શાન્તિ નહીં મળે બાપુ.

શ્વેતભાનુને ડોશીની હાવી વાતોથી નવાઈ લાગી. કારણ ગામડાંઓમાં લોકોને પોતાની સ્હમજણ પ્રમાણે ધર્મ ઉપર શ્રદ્ધા વધારે હોય છે. ડોશીએ બોલવું શરૂ કર્યું. "એ તો ઘણી નવાઈની વાતો કરતો હતો. કહેકે મ્હારે મા કે બાપ, ભાઇ કે ભાંડુ, બાયડી કે છોકરાં કોઇ નથી ને જીવવાની પણ દરકાર નથી કરતો. ને મ્હને પુછ્યું કે આમ હોય તો ત્હમે શું કરો ?"

શ્વેતભાનુ—ત્યારે ત્હમે શું કહ્યું ?

ડોશી—મ્હેં તો કહ્યું કે પ્રભુની પ્રાર્થના કર્ય. માત્ર એજ ઉપાય છે.

શ્વેતભાનુ—હેણે ત્હમારૂં કહેવું માન્યું ?

ડોશી—નારે ના. મ્હને પાછળથી ખબર મળી કે એ તો રાજ્ય દરબારમાં જવાને રસ્તો શોધતો હતો ને એક બિચારી જવાન સ્ત્રીને છેતરી ફરી થયો હતો ને પછી છેવટે હડહડે થતાં નદીમાં ડૂબી મરી ગયો. રામરામ.

શ્વેતભાનુ—ત્યારે ડોશીમા ! ત્હમે એમ માનો છો કે પ્રભુને ભજ્યો હોત તો હેનાં પાપ ધોવાત ?

ડોશી—માનું છું ! અરે પૂર્ણ ખાત્રી છે મ્હારી.

ડોશીના બોલવામાં શ્વેતભાનુને રસ પડયો-હેનું બોલવું હેવું તો શ્રદ્ધાવાળું હતું કે ત્હેનાથી આ વખત હસી કદાચ તેમ ન્હોતું.

શ્વેતભાનુ—ડોશીમા ! મ્હેં ઘણા દેશોને ઘણા ધર્મો જોયા છે પણ શયતાન સ્હેલાઇથી જીતાય, પરાજય પામે હેવું એકેકમાં ના જોયું.

ડોશી—ભાઇ ? એ તો મ્હારા રામજીને શ્યામજી કરી શકે છે.

શ્વેતભાનુ—તમે શાથી જાણો છો એ ?

ડોશી—જાણવું તું શું ? આપણું અંતઃકરણ, મન કહે છે. વળી એક કથા હમારા ગામડામાં છે તે ઉપરથી તો સાબીતજ થાય છે.

શ્વેતભાનુ—શી કથા ?

ડોશી—પ્હેલાં આ ગામમાં એક ઘણોજ નાસ્તિક રહેતો હતો. કશામાં એ માનતો નહીં. ત્હેણે કોઈ કારણ સારૂં પોતાની સ્ત્રીનું ખુન કર્યું ને નાશી ગયો. છેવટે પકડાયો ને હેના ઉપર કેસ ચાલ્યો પણ સાબિત ના થવાથી છુટી ગયો. ત્હાર પછીની હેની જીંદગી બહુજ ખરાબ ચાલવા માંડી. હેના મ્હોં ઉપર તેજ બીલકુલ નહોતું. ચ્હેરો ફીકકો પડી ગયો હતો. ઘણા ફાંફાં માર્યાં પણ શાન્તિ મળીજ નહીં. છેવટે કોઇ પુરૂષ આવી ચ્હડયો ત્હેની પાસે આવન્જ કરતાં પ્રભુમાં શ્રદ્ધા રાખતાં શીખ્યો. પાપોનું પ્રાયશ્ચિત્ કર્યું. સમસ્ત જીવન પ્રભુને અર્પણ કર્યું ને ત્હાર પછી ક્ષમાનો ગુણ હેવા તો હેનામાં જણાયો કે ગમે તે થાય તો પણ કોઈ દિવસ ક્રોધના કરતો. સતત પ્રભુ સેવાજ કરવા લાગ્યો ને હેના જીવનમાં ઓરજ રંગ આવ્યો. માટે પ્રભુ હેવા દયાળુ છે ને હેને શરણે જવાથીજ શયતાન જીતાય છે.

શ્વેતભાનુને કાંઇક હાસ્ય જનક બોલવાની ઇચ્છા થઇ પણ શું કહેવું તે સ્હમજણ ના પડી. હાવી સાદી પણ દૃઢ શ્રધ્ધા આગળ હસવું પણ ના આવ્યું તો પછી તિરસ્કારતો આવેજ શેનો.

ડોશી—ભાઈ ? હમણાં તું આવ્યો ત્હારે હું માળા ફેરવતી હતી ને પ્રાર્થના કરતી હતી. વળી તું પણ પ્હેલાં એક પુરુષ અહીં આવ્યો હતો તેના જેવો વિચારનો લાગે છે પણ તે પછીથી નદીમાં ડૂબીને મરી ગયો આથી તું કાંઈ ખોટું ના લગાડીશ ?

શ્વેતભાનુ—ના ડોશીમા. ખોટું શેનું લાગે; પણ આવી વાત મ્હેં ઘણે દીવસે સાંભળી હસવાનો પ્રયત્ન કર્યો પણ બીલકુલ હસી શકાયુંજ નહીં.

ડોશી—ભાઇ ? મ્હારો ધણી દસ વર્ષ ઉપર ગુજરી ગયો ને પછી બે વર્ષે મ્હારો એકનો એક પુત્ર પણ મરી ગયો. હવે હું માત્ર એકલીજ છું. વૃદ્ધાવસ્થા છે એટલે મ્હારો આધાર-બેલી માત્ર વિશ્વંભરનાથ છે.

શ્વેતભાનુ એકદમ ઉઠયો ને જવાને માટે લાકડી ખોળવા માંડી.

ડોશી—કેમ ભાઈ? આ દુધ તો પી જા.

શ્વેતભાનુ—હવે તો નથી પીતું ડોશીમા? હું જઈશ.

ડોશી—ભાઈ? મ્હારા જેવી ડોશીનું બોલ્યું ચાલ્યું માફ કરજે. હું તો લાકડામાં જવા જેવી થઇ છું પણ ત્હારા મ્હોં ઉપરથી લાગે છે કે તું સુખી નથી. લોક મ્હને ઘણીવાર કહે છે કે ડોશી? હવે પ્રભુનું ટાયલું મુકીને બીજી વાતો કરો પણ બાપુ? મ્હારાથી કોણ જાણે શું છે કે પ્રભુનુ નામ દીધા વિના રહેવાતુંજ નથી.

શ્વેતભાનુ—ખરી વાત છે. ડોશીમા?

ડોશી—બેટા? ત્હારે માટે હું પ્રભુને વિનવીશ.

શ્વેતભાનુ—અહા? ડોશીમા? જરૂર વિનવજો, જરૂર વિનવજો; ને આ લ્યો પાંચ રૂપીયા ગરીબોને અનાજ આપજો.

રૂપીયા આપીને ચાલતો થયો. થોડીવારમાં પાછો મેદાનમાં આવી પ્હોંચ્યો.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### મનુષ્યને ઈશ્વર.

---



ચાલને ચાલતે પાછો પેલી ટેકરીની ટોચ ઉપર ચ્હડયો. એટલે વિશ્વાસ લેવા ઉભો રહ્યો. આસપાસ રમણીય ખેતરો ભરપુર પાકથી ઝુકી રહ્યાં હતાં. દેખાવ આનન્દજનક હતો. પરંતુ શ્વેતભાનુને આનન્દ થતો નહોતો છતાં જે કાર્ય સિદ્ધિ માટે મથતો હતો તે તો ફળીભૂત થઇ હતી, સુવાસિનીએ લગ્ન કરવા વચન આપ્યું હતું એટલે પોતાનું વેર આજ લગી નહોતું લેવાયું તે લેવાવવાનું હતું. ગઇ કાલ્યે આ વિચારથી આન્નદમાં હૃદય ઝોલાં ખાઇ રહ્યું હતું. મન સાથે વિચાર આવતો હતો કે ધારો કે જે ઇચ્છા હતી તે બર આવી માંડેલી બાજી જીત્યા તોપણ તેથી ફાયદો શો? પ્રતિજ્ઞા ફળીભૂત થાય પરંતુ કોઈ અવનવું તત્વ ગોમ કહેતું હતું કે હાવી રીતે વેર લેવું તે નીચ, દુષ્ટ ને ક્રૂર છે.

"અહા ! જે ગુહ્ય તત્ત્વ જગતમાં રહેલું છે તે સુવાસિની જાણે છે, હું તેથી તદ્દન અજાણ્યો છું. વેર લીધાથી લાભ શો છે? ધારો કે હું સફળ થયો પછી શું ? મ્હારી ઇચ્છા બર આવ્યા પછી હું ચાલ્યો જાઉં તો પાછળ બદનામ ને નિરાશા મુકી જવાનાં બીજું શું. શું તેથી હું વધારે સુખી થઇશ ? ના. ના. હું તો નર્કમાં ને નર્કમાં રહેવાનો.

આમ વિચાર કરતાં કરતાં ધસ્યો ધસ્યો ચાલ્યો જતો હતો. ખરે ગઇ કાલ્ય રાત્રે હેનું શરીર મ્હને અડકયું કે લાગ્યું કે હું પ્હેલાંનો શ્વેતભાનુજ હું છું. અહા ! પ્રભુ પ્રેમ કેવી વસ્તુ છે !

કોઇ અવનવું, અલૌકિક તેજ હેની આંખોમાં પ્રકાશી નીકળ્યું એક ક્ષણભર દુષ્ટ વિચારો દૂર થયા. કોઈ સત્વગુણી તત્ત્વ રગેરગ ગેસામાં પ્રસરી ગયું. આનન્દ છવાયો પણ તે એક ક્ષણભરજ.

" ના બીલકુલ નહીં. બાજીનો અંત છેક સુધી જોવોજ. વળી એ મ્હને શ્વેતભાનુને ચ્હાતી નથી. એ તો એક ધનાઢય પરદેશી, ઇજીપ્ત ટ્રીપોલીની કંપનીના ભાગીદાર નરેન્દ્ર નામધારક પુરુષના પ્રેમમાં પડી છે, શ્વેતભાનુ તો હેને મન કાંઇ નથી. હેણેજ કહ્યું છે કે શ્વેતભાનુને તો એ હવે પરણીજ ના શકે અને હેને વચન આપ્યું છે છતાં નરેન્દ્રને પરણવા તૈયાર થઇ છે. સ્ત્રીનું વચન ! સ્ત્રી કદી નિમકહલાલ હોતીજ નથી. પેલી ડોશી આટલી બધી શ્રદ્ધાવાળી ને સુખી કેમ છે ? ધણીને છોકરો ગુજરી ગયો છે છતાં તે સુખી દેખાય છે. શ્રદ્ધા તો હેની મજબુત છે; બ્હીક નામે નથી જાણતી. અલબત સાદી ને અજ્ઞાન તો છે; પણ માત્ર જ્ઞાન, વિદ્યા શું કરી શકે ? આટલી બધી કેળવણી જેને માટે બધા અભિમાન માને છે તેનો શો હિસાબ ? પેલા માણસે પોતાની સ્ત્રીનું ખુન કર્યું. તે વાત હેણે કહી તે આખો હુમ્ મ્હને મળતી આવતી હતી. સુવાસિનીએ મ્હારૂં અપમાન કર્યું ને હવે હું ખુનથી પણ વધારે દુઃખ આપવા તૈયાર થયો છું. પણ છેવટે ફાયદો શો છે ? અરેરે, જીવન કેવું અકળ છે ! "

" સુવાસિની કહે છે કે તે મ્હને ચ્હાય છે. મ્હારી પાસે હોય છે ત્ય્હારેજ હેને શાન્તિ વળે છે; ને વળી પોતાનું વચન આપેલું મ્હને જોતાંજ કાંઇપણ હીસાબ વિનાનું લાગે છે. વાહ ! શા સારૂં હું ખુશી ના થાઉં ? મ્હને ચ્હાય છે તો ખરી પણ હું—ના, હું નથી હેને ચ્હાતો હું તો હજી પણ હેને ધિક્કારૂં છું."

આમ વિચાર ચાલતા હતા છતાં હજુ મન બરાબર માન્યું નહોતું. પેલી ડોશીની વાતોથી નવીજ દુનિયા મનમાં ઉત્પન્ન થઇ હતી.

“ ના. ના. દુનિયામાં ખોટું કૃત્ય કરવાથી કદી લાભ છેજ નહીં. ત્રણે કાળમાં હેવાં કૃત્યથી લાભ છેજ નહીં. અમુક વ્યાજબી છે ને ગેરવ્યાજબી છે એમ આપણે કહીયે છીયે. વળી જૂદા જૂદા મનુષ્યોને જૂદા જૂદા દેશો પરત્વે વ્યાજબી ને ગેરવ્યાજબી વાતો બદલાય છે પણ અંતે સત્ય તોને છેજ તેમાંજ સ્વર્ગ સમાયેલું છે. વેર એટલે માત્ર દુશ્મનની સાથે આપણે પણ નર્કમાં ધસડાવવું. વેર ના લઉં તો શું પરિણામ આવે ? પણ ના એક નિશ્ચય આખો વખત મ્હારા જેવો ફેરવે તો નહીંજ. ”

આગળ ચાલે જતાં સંધ્યા સમય આવી પ્હોંચ્યો. સંધ્યા સમયનો દેખાવને ખુશનુમા હવાથી વિચાર ધારા બદલાતી ગઇ.

“ ઇન્દુ મ્હારે ત્યાં પ્હેરોણા તરીકે ના રહેતાં જતો રહ્યો. ઇન્દુ સરળ હૃદયનો ને પ્રમાણીક છે. હેનું કહેવું ખરૂં તો લાગે છે. સુખી જીવન કેમ ના બને ? ધારો કે વેર લેવાનો વિચાર છોડી દઉં, માંડેલી બાજીજ મૂકી દઉં. ના. ના. બાજી તો છોડવી નહીં; પણ ધારો કે વખતે છોડી દીધી તો પેલીનુ મુખ તો જોવાનું રહેશેજ નહીં. ”

ચાલતાં ચાલતાં એકદમ ઉભો રહ્યો.

“ હેનું મુખજ ના જોવું ! ” આ વિચારેજ ચિત ભમી ગયું.

“ હું તો હેને ધિક્કારૂં છું ! મ્હારૂં અપમાન કરી કાઢી મુક્યો ને આમ થતાં પેલા ઘોરતર પ્રદેશોમાં ધકકેલ્યો જેથી—”

એકદમ ચાલતાં પાછો ચમક્યો.

“ ગઈ કાલ્યે ક્ષણભર હેના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો હતો. ખરે હે વખતે પ્રેમ આવ્યો હતો. સર્વ ભૂલી ગયો હતો ને સ્વર્ગમાં જઇ બેઠો હતો. હા. ખરે હે પ્રભુ ! મ્હને એમ થાય છે કે હું હેને ખરેખરી રીત્યે ચ્હાઉં છું. ”

એક કલાક સુધી શુન્યમુન્ય ચાલ્યાજ કર્યા. આજ લગી ના અનુભવેલી વૃત્તિ પાછી જાગૃત થઈ હતી.

“ નિશ્ચય કર્યો છે તે અમલમાં મૂકી શકાશે ? માત્ર વેરને અર્થ હેને મ્હારી સાથે નર્કના ખાડામાં ધસડી જાઉં ? અરેરે ! શો ફાયદો છે તે સ્હમજાતું નથી. ”

પેલી ડોશી પાછી સાંભરી આવી ને તેની સાથે આકાશવાણી સાંભળી કે "ત્હારૂં મનુષ્યત્વ ના ખોઇશ; સત્ય માર્ગે પળજે."

"સત્ય શું છે? ધારો કે સુવાસિનીને જઇને બધું કહી દઉં તો તે શું કરશે? મ્હને ધકકેલીજ મુકશે. શ્વેતભાનુને તે ચ્હાતી નથી. તે પશ્ચાતાપ કરતો પાછો આવે તોપણ ત્હેની સાથે તો લગ્ન કરનારજ નથી. તો પછી આ બધી હકીકત કહું તો તો થઇજ રહ્યું. જો પ્હેલાં હું નાલાયક હતો તો હવે હાલ તો એથી પણ વધારે નાલાયક છું. ત્રણ રસ્તા છેઃ—એક તો અહીંથી જતો રહું ને હેને કહેવડાવું કે નરેન્દ્રની જીંદગી જોખમમાં આવવાથી તે એકદમ ચાલી ગયો છે. બીજુ બાજી માંડી છે તે પુરી ખેલું ને હેને માનખંડીત કરી ચાલી જાઉં. ત્રીજું હેની પાસે જઇ ઘુંટણીયે પડી બધી હકીકત નિવેદન કરૂં. ગમે તે રસ્તો લઉં તો પણ મ્હારે તો પછી હેને ત્યજીજ કરવી પડે. એ ખમી શકાય નહીં. ના. પણ એક ચોથો રસ્તો છે. નરેન્દ્ર તરીકે હેને પરણું. અહીં રહું ને સુખી થાઉં પણ આ બને ખરૂં? હરદમ ઢોંગ કરીનેજ રહેવું એ બને ખરૂં? વળી સત્ય તો પછી બ્હાર આવવાનુંજ એ રસ્તે તો શાન્તિ મળેજ નહીં."

જે ધારતો હતો તે હાથ વેંતમાં મળે એમ હતુ છતાં મન કોણ જાણે કેમ બદલાઇ ગયું. હૃદયમાં નવી ઊર્મિઓ પેદા થઇ. પેલી ડોશીની વાતોથી મનમાં અવનવો ફેરફાર થયો. હજી પણ વેર તો લેવા વિચાર હતો પણ વેર લેઇ સુખી થવાનો વિચાર ચાલ્યો ગયો હતો. આકાશ સ્વચ્છ હતું ને હજી તે તો રસ્તો કાપતો ચાલ્યો જતો હતો. વિચારમાળા પાછી ચાલવા માંડી.

"વર્ષો પર્યન્તની ગોઠવણ એક ક્ષણમાં છોડી તો ન દેવાય. હેને ધાર્યું હોત તો મ્હારામાં મનુષ્યત્વ આણી શકી હોત પણ એથી ઉલટું હેણે કર્યું. પણ હું ઢોંગ નહોતો કરતો? હેને પરણીને શું ફળ નીકળત? એ, ને હું બે, નીચે ધકકેલાત. હું નબળા મનનો તો ખરોજ. જ્હેવો હેણે મ્હને કાઢી મુકયો કે તરતજ હું શયતાનને શરણ ગયો તો પછી હેને મેળવવાની મ્હારી ઇચ્છા ખોટીજ કહેવાય."

આમ વિચારમાં ચાલ્યો જતો હતો ને આકાશ વાદળાંથી ઘેરાએલું હતું તે ખબર ના પડી એક વિજળીના ચમકારા સાથે પૃથ્વી ધ્રુજાવે હેવો કડાકો થયો ને ચમકી ઉઠયો. વરસાદ મુશળધાર તૂટી પડયો.

“ પ્રકૃતિ કેવી નિર્દય છે ! મનુષ્યબળ પ્રકૃતિના બળ આગળ શા વિસાતમાં છે ? આ સર્વમાં ઈશ્વરનો હાથ હશે કે કેમ ? ને જો હોય તો એ મહાન શક્તિ સ્હામે થવામાં શું લ્હાણુ ? મનુષ્ય પ્રકૃતિના નિયમ વિરુદ્ધ જાય તો જરૂર તે ત્હેને કચરીજ નાંખે. ઈશ્વરથી વિમુખ થઇ હેના વિરુધ્ધ આજ લગી મ્હેં કાર્યો કર્યા છે.”

વરસાદ પડે જતો હતો ને તે તો ધૂનમાં ને ધૂનમાં રસ્તો કાપે જતો હતો. વરસાદથી ભીંજાતાં છતાં આનંદલ્હરીમાં મન ઉછળ્યા કરતુંહતું.

“ મ્હારા જેવો મુર્ખ કોણ ? હું ધારતો હતો કે હું સુવાસિનીને ધિક્કારૂં છું ને જીવનપર્યન્ત હેને ધિક્કારીશ છતાં હેના શરીરનો સ્પર્શ થતાંજ એક બાળક માફક મન નબળું પડી જાય છે છતાં વેરનો વિચાર છોડાતો નથી. ખરે, મનુષ્ય રમકડા જેવુંજ છે !”

વરસાદનું ભાન કાંઇક હવે થયું. કોઈ ઝાડતળે ઉભા રહી વિશ્રાન્તિ લેવા ઇચ્છા થઈ. ઝાડ તો નજરે પડયું નહીં પણ એક ખડક જણાઇ ને તે તરફ ચાલ્યો.

પ્રકૃતિને નિયમમાં રાખનાર ઈશ્વર જેવી કોઈ શક્તિ છે કે કેમ ? ખરે ઇશ્વર તો છેજ, હોવોજ જોઇયે. અવતારો મનાય છે તેમાં સત્ય તો રહેલું છે. ઇશ્વરનું અસ્તિત્વ હેમણે સાબીત કર્યું છે. સુવાસિનીને એ બાબતમાં પરમ શ્રદ્ધા છે; પેલી ડોશીને પણ પૂર્ણ ખાત્રી છે. અહા ! શું વિચિત્ર છે ! પરમાત્મા ? તુંજ મ્હારો બેલી છે.”

સ્વાભાવિક આમ ઉદ્ગાર થઇ ગયા. દુ:ખિત હૃદયના સ્વાભાવિક ઉદ્ગાર હાવાજ હોય છે. અટ્ટહાસ્ય કર્યું ને બોલ્યો “ વાહ ! પ્રાર્થના કરી મ્હેં. વારૂ શા સારૂ ના કરવી જોઇયે ? ઇશ્વરને મ્હારી દરકાર કેમ ના હોય ? પ્રાર્થના સાંભળે ખરો ?”

આ વિચારથી હેને આશ્ચર્ય ઉપજયું. આ જન્મભરમાં પ્હેલીજ પ્રાર્થના હતી. **“ सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥ अहंत्वां सर्व पापेभ्यो मोक्ष यिष्यामि मा शुच ॥ ”** “ કોણે આમ કહ્યું છે ? પાંડુ પુત્રના પવિત્ર મિત્રે, ગાંડીવધારી અર્જુનના મિત્રે, અવધૂત યોગીએ. સત્ય છે. સત્ય છે. “ કોઇ અલૌકિક શક્તિ હેના વિચાર ઉપર અત્યારે સામ્રાજ્ય ભોગવતી હતી. વરસાદને વીજળી ચાલુ હતાં ને શ્વેતભાનુ ધુંટણીએ પડી અત્યારે પરમાત્માની પ્રાર્થના કરવા લાગ્યો. ભૂતકાળ હૃદયપટ ઉપરથી ઉપડી ગયો લાગ્યો.

"ત્રિભૂવનનાથ ? મ્હારે શું કરવું તે બુદ્ધિ સુઝાડ્ય." કાંઇ જવાબ મળ્યો નહીં. પ્રચંડ પવન ફુંકાતો હતો ને વરસાદ ધોધબંધ પડતો હતો. ઘુંટણીયે પડેલી સ્થિતિમાં ક્યાં સુધી રહ્યો તે ભાન નહોતું પણ એટલી સ્હમજ પડી કે પોતે જૂદોજ મનુષ્ય છે. હેના હૃદયમાં શા વિચારોની પરંપરા ચાલી રહી હતી તે કહી શકાય તેમ નથી. પોતે કોણ હતો ને હાલ કોણ છે એ તો એ સ્હમજી શક્યો. જીવનની ખુબી પ્હેલાં નહોતી જણાઇ તેવી હવે જણાવવા લાગી. મનુષ્ય ઇશ્વર આગળ કોણ માત્ર છે તે સ્હમજ્યો. મનુષ્ય ઇશ્વર વિના જીવી ના શકે એ ખાત્રી થઇ. મનુષ્યની બુદ્ધિ ને શક્તિ દુર્બલ જણાઈ. ઇશ્વરનું પ્રતિબિંબ હૃદયમાં ઉતરવા માંડયું હતું. ઉભો થયો ત્યારે નવું જીવન રગેરગમાં પ્રસરી રહ્યું લાગ્યું. એક કલાક ઉપરનો શ્વેતભાનુ ને હાલનો શ્વેતભાનુ એ તદ્દન જુદાજ હતાં. "**मृत्योमामिमृतमगमय ॥**" મૃત્યુમાંથી અમૃતધામમાં આવી પ્હોંચ્યો હતો.

થોડીવાર પાછું ચાલવા માંડ્યું. કીયે રસ્તે ચાલે છે તેની દરકાર નહોતી. આકાશમાંથી વાદળ વિખરાતું હતું. થોડીવારમાં સુવાસિનીને જઇને મળીશ ને જે કહેવું છે ને કહી દઇશ. શું કરવું તે નિશ્ચય કર્યો હતો તે સત્ય માર્ગનોજ હતો. સર્વ વૃત્તાન્ત કહેવોજ જોઇયે ને અંતે તે પાછો કાઢી મુકે તો કાંઇ ચિંતા નહીં. હેને લીધેજ આ સ્થિતિએ હવે આવ્યો છું તો હેનાથી છુપું રાખવું નાજ જોઇયે. ભવિષ્ય પ્રભુના હાથમાં છે ને હવે જગત્કર્ત્તાની સ્હામે કદી બાથ ભીડવાની નથી.

અડધા કલાકમાં ઘર આગળ આવી પ્હોંચ્યો. ડોશી બિચારી ઘરમાં રાહ જોઈ બેશી રહી હતી ને હેને પલળી ગયેલો જોઈ બોલી ઉઠી "બધાં કપડાં તો લદબદ થઈ ગયાં છે."

શ્વેતભાનુએ હશીને જવાબ દીધો. "હા. લદબદ થઈ ગયો છું. ઠીક, ગરમ પાણી છે?

**ડોશી**—પાણી જોઇએ એટલું ગરમ છે.

**શ્વેતભાનુ**—નાહીને પછી જમી લઉં.

**ડોશી**—સારૂ થયું ઘેર આવી પહોંચ્યા મ્હને તો થતું હતું કે કાંઈ વીજળી બીજળી પડી કે શું.

**શ્વેતભાનુ**—પ્રભુની ઇચ્છા. જે થાત તે ભોગવત.

શ્વેતભાનુની રીતભાતને અવાજમાં કાંઇ નવાઇ જણાઈ તેથી ડોશીએ હેના સ્હામું જોયું. ઇજીપ્ત કે અરબસ્તાન ભણીનો હોય એમ ના લાગ્યું તેથી આશ્ચર્ય પામી.

ભુખ બહુ નહોતી તેથી જેવું તેવું ખાઈ લીધું ને કપડાં પ્હેરી બ્હાર જવા તૈયાર થયો. પવન ને વરસાદના તોફાન પછી આકાશ સ્વચ્છ થયું હતું. હવા પણ ખુશનુમા થઈ હતી. છતાં હૃદય ઉપર ભાર જણાતો હતો કારણ હવે પોતે નરેન્દ્ર નહોતો, પણ શ્વેતભાનુ હતો ને તે પણ મુળનો શ્વેતભાનુ નહોતો ને પોતાને થોડા વખતમાંજ દૂર દેશ ચાલ્યા જવું પડશે એ વિચાર મનમાં રમ્યા કરતો હતો. ડોશીને અમુક કામ સોંપી સુવાસિનીના ઘર ભણી ચાલતો થયો.

“ પ્રભુનીજ ઇચ્છા હેવી છે તો કર્યાં કર્મ ભોગવીને નવું જીવન ગાળીશ. ”

સુવાસિનીના ઘર આગળ આવી પ્હોંચ્યો ને વરધિ કહેવડાવતાં તરતજ અંદર બોલાવ્યો.

---

## પ્રકરણ ૩૦ મું.

---

### પુનરૂદ્ધાર.

---

જો કે સંધ્યાકાળ છતાં અજવાળું જોઇએ તેટલું હતું. જનાર્દનના ઘરમાં દીવા કરવાની તૈયારી નોકર કરતો હતો ત્હેણે આગલા દીવાનખાનામાં નરેન્દ્રને બેસાડી દીવો કરી ટેબલ ઉપર મુક્યો. દીવાથી તાપ લાગશે એમ કહી દીવો હોલવી નાંખવા નોકરને નરેન્દ્રે કહ્યું કારણ ચંદ્રનું અજવાળું થોડી વારમાં આવશે એટલે દીવાની જરૂર નહીં પડે. સુવાસિની આખો દિવસ રાહ જોતી બેઠી હતી ને આવતાં તેને આટલી બધી વાર લાગી તેથી અસ્વસ્થ થઇ હતી. કેટલીક વખત એ વખતસર ના આવ્યો તેથી મનમાં ખોટું પણ લાગ્યું હતું. એકલા બેઠેબેઠે હેને અનેક વિચારો આવી ગયા. શ્વેતભાનુને પરણવા વચન આપ્યું હતું ત્હારે તેતો હેની પાસેથી બીલકુલ ખસતો નહોતો ને આતો આખો દિવસ આવ્યો જ નહીં. જનાર્દન

પણ હેની વાટચ જોયા કરતા હતા. અંતે જનાર્દન તો કામ પ્રસંગે બ્હાર નીકળી ગયા હતા.

પરંતુ હેના આવ્યાની ખબર મળી કે તરત તે આવી પહોંચી પણ દીવો નહોતો ને અજવાળું ચંદ્રનું હજી બરાબર નીકળ્યું નહોતું તેથી ઝાંખુ ઝાંખુ દેખાતું હતું. સુવાસિની ધડકતે હૃદયે હેના તરફ ધીમે પગલે ગઇ. હવે શ્વેતભાનુનો વિચાર હેને ઉડી ગયો હતો. હેનું સર્વસ્વ નરેન્દ્રજ હતો. નરેન્દ્ર અંધારામાં ઉભો હતો પણ એ આવી છતાં પોતાની જગ્યાએથી ડગલું પણ ખસ્યો નહીં, કાંઇપણ મ્હોંમાંથી બોલ્યો નહીં તે નવાઇ લાગી.

સુવાસિની—રાહ જોવડાવી ને છેવટે આવ્યા ખરા.

નરેન્દ્ર—હા. આ કોચ ઉપર અહીં બેસોને.

જે કોચ ઉપર તે બેઠાં હતાં તે ખંડના એક ખુણામાં હતો ને ત્હાં અજવાળું આવતું નહોતું.

સુવાસિની—વ્હેલા આવવાનું કહીને આટલા બધા મોડા કેમ આવ્યા ? કાંઈ નવાજુની થઈ છે ?

નરેન્દ્ર—હા. કાંઇક કારણ છે. હું કામમાં હતો; કાંઇક શોધ કરતો હતો.

સુવાસિની—શેની શોધ.

નરેન્દ્ર—આસપાસ શોધ કરતો હતો; શ્વેતભાનુની તપાસ કરતો હતો.

સુવાસિની—કોની ?

નરેન્દ્ર—શ્વેતભાનુની. કાંઇક માલુમ પડ્યું છે.

સુવાસિનીનું હૃદય ધબકતું બંધ થયું. આ પ્રમાણે બોલવાનું કારણ શું ? અવાજ જૂદો લાગે છે. નરેન્દ્રનો વિચિત્ર ઉચ્ચારોવાળો અવાજ ન હોય પણ ભૂતકાળમાં સાંભળેલો અવાજ છે.

સુવાસિની—શું ?

નરેન્દ્ર—તપાસ કરતાં જણાવ્યું છે કે શ્વેતભાનુ મરી નથી ગયો.

સુવાસિની—શું કહો છો ?

નરેન્દ્ર—શ્વેતભાનુ ગુજરી નથી ગયો એ મ્હને ખબર પડી છે. તેથીજ મ્હને આવતાં વાર થઇ.

પુતળા માફક જડ જેવી થઇ ગઇ. વિચિત્ર અવાજ સાંભળતી હતી. છતાં અવાજ જાણીતો હતો.

સુવાસિની--મૃત્યુ નથી થયું ?

નરેન્દ્ર--ના. બીલકુલ હેમાં શક નથી. મરી તો ગયો હતો પણ પુનરૂદ્ધાર થયો છે.

હૃદયમાં વિચિત્ર લાગણી થઇ. અનહદ આનંદ થાય છે કે પણ! ભયભીત થઇ છું તે સ્હમજાયું નહીં. બેનું મિશ્ર હોય એમ લાગ્યું.

સુવાસિની--પણ, પણ, કેવી રીત્યે-શું કહેવા માંગો છો-

નરેન્દ્ર--બધી હકીકત કહું છું. પણ જરા દીવો કરશો ?

નરેન્દ્રના કહેવા પ્રમાણે ત્હેણે ઉઠીને દીવો કર્યો. હાથ ધ્રુજતો હતો પણ આખા ખંડમાં હવે અજવાળું પ્રસરી ગયું.

સુવાસિની--લ્યો દીવો કર્યો. પણ હવે મશ્કરી મૂકી વાત બરાબર કરો.

નરેન્દ્ર--હું મશ્કરી નથી કરતો; મ્હારા સ્હામું જુવો.

હેના સામું ફરીને જોયું ને જાણે જમીન સાથે સજ્જડ ચોંટી ગઇ હોય ને જીભ તાળવામાં ચોંટી ગઇ હોય તેમ ઉભીજ રહી.

નરેન્દ્ર--મ્હેં ખોટી વાત કહી છે? શ્વેતભાનુ પુનઃ જન્મ્યો નથી?

જડ થઈ ને ઉભીજ રહી. સન્મુખ ખરેખરો શ્વેતભાનુજ ઉભો હતો. મ્હોટી દાઢી ને કાનશીયા જતા રહ્યા હતા. માથે ગુચ્છાદાર વાળવાળી ટોપી નહોતી, ચ્હેરો પણ ફીક્કો હતો. શરીરમાં જરા ભરાયેલો હતો. મુર્છા આવશે એમ લાગ્યું, શરીરમાં લોહી ઠંડુગાર થઇ ગયું. મગજ ભમવા લાગ્યું છતાં મન કાબુમાં રાખ્યું.

શ્વેતભાનુ--મ્હેં પ્રતિજ્ઞા કરી હતી કે હું પાછો આવીશ ને તે પ્રમાણે આવ્યો છું પણ હવે સુવાસિની ? બ્હીશો નહીં.

હજી પણ ફાટી આંખ્યેજ જોઇ રહી હતી. કાંઇ સ્હમજી શકતી નહોતી, જે નરેન્દ્રને પરણવા વચન આપ્યું હતું તે ક્યહાં છે ? શ્વેતભાનુ હેની જગ્યાએ ક્યહાંથી આવ્યો ? આ બધાનો અર્થ શો ?

શ્વેતભાનુ--ફરીથી ત્હમે મ્હને હાંકી કાઢો તે પ્હેલાં મ્હારે ત્હમને કાંઇક કહેવાનું છે ને તે ત્હમારે સાંભળવુંજ પડશે, વાર્તા વિચિત્ર છે પણ સાંભળ્યા વિના છુટકો નથી.

સુવાસિની--પણ મ્હને કહો. મ્હને સ્હમજણ નથી પડતી. ત્હમે-

શ્વેતભાનુ--હું શ્વેતભાનુ છું. નરેન્દ્ર છેજ નહીં. નરેન્દ્ર નામની કોઇ વ્યક્તિજ નહોતી માત્ર નામમાંજ નરેન્દ્ર રહેલો હતો.

ઠંડે પેટે બોલતો હતો પણ અવાજમાં ફ્રુજતરો સ્હેજ જણાતો હતો. સુવાસિનીને સત્ય બરાબર જણાવવા લાગ્યું. શું હકીકત બની તે સ્હમજ નહોતી પડી.

શ્વેતભાનુ--હવે બેસો. બ્હીશો નહીં. ત્હમારી લાગણી અત્યારે કેવી છે તે હું સ્હમજી શકું છું. ત્હમારી પાસે હું નહીં બેસું ને હું અહીંથી જાઉં તે પ્હેલાં મ્હારે ત્હમને કાંઇક કહેવાનું છે. ત્હમારા મનમાં જે ભય છે તે દૂર કરવો છે. સ્વભાવિક રીત્યેજ ત્હમે મ્હને ધિક્કારો છો. ત્હમારી પાસે હું હોઉં એ વિચારજ ત્હમને અપવિત્ર કરે છે એમ ત્હમારૂં માનવું છે ને તે હું બરાબર સ્હમજું છું; આમ છતાં હું જે કહેવાનો છું તે સાંભળી રાજી થશો. ત્યાર પછી હું અંધકારમાં ચાલ્યો જઇશ, કોઇ દૂર પ્રદેશમાં નીકળી પડીશ ને કોઇ દિવસ ફરીથી ત્હમને દુઃખકર્તા નહીં થઇ પડું.

સુવાસિની—પણ મ્હેરબાની કરી મ્હને કહો કે આ શું. ત્હમે શ્વેતભાનુ છો ને પેલો—

શ્વેતભાનુ—પેલો નરેન્દ્ર હેવી નામ માત્ર શિવાય કોઇ વ્યક્તિ હતીજ નહીં. એક મ્હારૂં મ્હોટું ધત્તિંગ, અસત્ય નામ, ઠામ, રૂપ, રંગ હતાં ને એ અસત્ય દ્વારાએ મ્હારી ઇચ્છા પરિપૂર્ણ કરવાની હતી. શ્વેતભાનુ કદી મરી નથી ગયો, ખરેખરો મરી નથી ગયો; માત્ર એ મરી ગયો છે હેવું જગતને છેતરવાને ઢોંગજ કર્યો હતો. આ મ્હારો વેષ માત્ર ત્હમને છેતરવા ખાતરજ હતો ને શા માટે તે પણ હું કહું છું. બધું દીવાના અજવાળા જેવું સ્હમજાવુંછું ને પછી હું ચાલ્યો જઇશ.

પરસેવો કપાળે વળવાથી બેચાર આંટા હેણે ખંડમાં માર્યા. સુવાસિનીને શ્વેતભાનુજ છે એમ ખાત્રી તો પૂર્ણ થઇ પરંતુ આ શ્વેતભાનુ પ્હેલાંનો હતો તેવો નહોતો. હેની આંખ્યોમાં આજલગી ના જોયેલું જૂદુંજ તેજ હતું, અવાજમાં પણ ફેર હતો. અત્યારે નરેન્દ્ર સ્મૃતિમાંથી, હૃદયમાંથી ખશી ગયો.

શ્વેતભાનુ--કેટલુંક ત્હમને દુઃખ ઉત્પન્ન કરે તેવું પણ કહેવાનું છે ને મ્હને પણ તે દુઃખ કરે હેવું છે. આપણા લગ્નનો દિવસ નક્કી કર્યો હતો તે તો ત્હમને યાદ હશે. હું ઇન્દુની સાથે ત્હમારે ત્હાં આવ્યો હતો. રમેશે ત્હમને મ્હારા વિશે કાગળ લખ્યો હતો. કાગળમાં સત્ય તો હતું છતાં હેમાં અધમમાં અધમ અસત્ય પણ હતું. બધો

ખુલાસો કરવા મ્હેં પ્રયત્ન પણ કર્યો હતો પણ ત્હમે તો કાને હાથજ દીધા હતા. ના સાંભળવામાં ત્હમે વ્યાજબી હતાં કે કેમ તે તો ત્હમે જાણો.

આમ શરતના તથા બધી હકીકત સવિસ્તર કહી. એક પણ વાત છુપાવ્યા વિના સત્ય ખુલ્લેખુલ્લું કહી દીધું ને સુવાસિની હાલ્યા ચાલ્યા વિના એકએક સાંભળી રહી.

" ખરે હું ત્હમને ચ્હાતો હતો પણ હું ત્હમને લાયક નહોતો. સુધર્યોછું હેવું દેખાડતો હતો પણ એ ઢોંગજ હતો. તે વખતે મ્હને એમ લાગતું હતું કે હું ખરેખરો સુધર્યોછું પણ એમ નહોતું. જો ત્હમે મ્હને પરણ્યાં હોત તો હું ફરીથી નર્કમાં ગયો હોત ને ત્હમને પણ સાથે ઘસડી લઇ ગયો હોત. આ મ્હને હવે સ્હમજાય છે. પણ તે વખતે ક્રોધથી હું ગાંડોતુર થયો હતો ને મ્હારા મૂળના દુર્ગુણ ઉપર ચ્હડી ગયો હતો. થોડો વખત ત્હમારી મદદથી દુર્ગુણને જીતી શક્યો હતો પણ હૃદયના ઉંડાણમાં તો હું દુષ્ટજ હતો. જો ત્હમે મ્હારો ખરેખરો ઉદ્ધાર કર્યો હોત તો તો મ્હારૂં મન ચાલ્યું ના હોત. ખરે, હું ત્હમને ચ્હાતો હતોજ પણ તે સ્વાર્થને અંગેજ હતું."

" નૂતનપુરની હકીકત ત્હમે જાણોછો. ગામમાંથી મ્હને હાંકી કાઢવામાં આવ્યો તેનું કારણ મ્હેં ત્હમને આરોપ્યું. ત્હાંથી હું જંગલમાં ચાલ્યો ગયો ને ત્હાં હવે શું કરવું તે વિચારમાં વખત કાઢતો હતો. વેર લેવાનાજ વિચાર હરદમ કર્યા હતા છતાં કેમ વેર લેવું ને કેવું લેવું તે વિચાર નહોતો આવ્યો. શાંતિપુર પાછો આવ્યો ને છુપે વેષે રહ્યો. મ્હારા વકીલ શિવાય કોઇને મ્હારી ખબર નહોતી. એક દિવસ રાત્રે નદી કીનારે મડદું જોયું તે ઓળખાય હેવું નહોતું. હેના ગજવામાં મ્હારો કાગળ મુકયો ને પછી શું થાય છે તે જોયા કર્યું. કોઇને શક ગયોજ નહીં. એ વાત પડતી મુકીયે. ત્હાર પછી હું ઇજીપ્ત ભણી ચાલ્યો ગયો ને તે કારણસરજ ગયો હતો. આ દરમ્યાન મનમાં તો એકજ ઉદ્દેશ હતો. પ્હેલાં મ્હેં ત્હમને જોયાં તે વખતે તો હું દુષ્ટજ હતો. કેટલો દુષ્ટ હતો તે ત્હમારા ખ્યાલમાં પણ નહીં આવે. પરંતુ એક નિશ્ચય કર્યો હતો કે કેફ કદી કરવો નહીં. કારણ એ ના છોડું ત્હાં સુધી કોઇ પણ કાર્યસિદ્ધિ થાયજ નહીં. તે દિવસ પછી કદી પણ કેફ કર્યો નથી. ત્હમારા ને રમેશ ઉપર પૂર્ણ વેર

લેવા નિશ્ચય કર્યો હતો. ત્હમને વર્ષો ઉપર મ્હેં કહ્યું હતું કે મ્હને ઇશ્વર ઉપર શ્રદ્ધા નથી હું કંઇ ઇશ્વરમાં માનતો નથી પણ ઇજીપ્ત અરબસ્તાન ભણી રહ્યો તે વખતે ઇશ્વર ઉપર શ્રદ્ધા ચ્હોંટી પણ તે પ્રેમમય ઇશ્વર નહીં પણ મ્હારા વેરના વિચારોને અનુકુળ આવે હેવા ભવ્ય, બ્હીઆમણા ઇશ્વરને માનવા લાગ્યો."

"કેટલીક વખત હું ગાંડોછું એમ લાગતું. કદાચ હઇશ પણ ખરો; પરંતુ તે ગાંડપણ કોઇ જાણી શકે તેમ નહોતું ને એક મુદ્દાસરજ હતું. ત્હાં એકાદ વર્ષ પછી ઇજીપ્ત ટ્રીપોલીની કંપનીના મુખ્ય ભાગીદારના ઉપર મ્હેં હેતું અમુક કાર્ય કરી આપ્યું તેથી ઉપકાર થયો. ટુંકામાં એટલુંજ કે હેની જીંદગીને આબરૂ બે મ્હારાથી બચ્યાં ને વળી હેના કહેવા પ્રમાણે કંપનીની શાખ પણ મ્હારાથીજ રહી. ગમે તે હો પણ તેના દુશ્મનોને સ્વપ્ને પણ ખબર નહોતી કે હું હેને મદદગાર થઇ પડીશ. આ બધું એક નાટક જેવું, સ્વપ્ન જેવું લાગે છે પરંતુ વાત સત્ય બનેલી છે. ધીમે ધીમે લોકોને ખબર પડી કે મ્હારામાં જોઇયે ત્હેવી કેળવણી અક્કલ હુશીઆરી છે એટલે આ કંપનીમાં મ્હને હેમણે જોડયો. આ બનાવ મ્હારી યુક્તિ, ગોઠવણીને અનુકુળ થઇ પડયો. ત્હમને દિવસે દિવસે હું ઘણોજ ધિક્કારવા લાગ્યો ને વેર લેવા એક નિશ્ચય કર્યો. ત્હાં પ્લેગના સપાટામાં હું આવી ગયો ને તેથી મ્હારા રૂપરંગમાં ઘણો ફેર પડી ગયો, એટલો તો ફેર પડયો કે હું અહીં પાછો આવ્યો ત્યારે કોઇ પણ મ્હને ઓળખી શક્યું નહીં."

હવે વાતનો અંત આવે છે. શાન્તિપુર આવ્યા પછી ત્હમને અપમાન ને બેઆબરૂ કેમ કરવાં તેજ વિચાર દઢ થયો હતો. બીલકુલ ગભરાશો નહી જે કહું તે સાંભળો. ત્હમે ક્યહાંછો, શી સ્થિતિમાંછો ને મ્હને ખબર નહોતી એટલે ત્હમારૂં ઠામઠેકાણું શોધી કાઢવા મચ્યો. ત્હમે અહીં છો એમ ખબર પડી ને હજી પણ પરણ્યાં નથી ને બ્હારના દેખાવથી સુખીછો એમ જણાયું. લોકો ત્હમારી વાહવાહ બોલતા હતા ને ત્હમે પેલા શશિ સાથે લગ્ન કરવા ઇચ્છા રાખોછો તે ખબર પડી. મ્હેં ત્હમારો પ્રેમ મેળવવા યુક્તિ રચી ને મ્હને ખાત્રી હતી કે હું ફત્તેહ પામીશ. ને પ્રેમ મેળવવા ફાવત નહીં તો પણ મ્હારો વેર લેવાનો ઇરાદો નિષ્ફળ ના જાત કારણ હું ત્હમને ખરા અંતઃકરણથી ધિક્કારતો હતો."

સુવાસિની ફાટી આંખ્યે ને ફીક્કા મ્હેરે સાંભળ્યા કરતી હતી. સ્વપ્નમાં હોય તેમ લાગતું હતું પણ બીજીજ પળે શ્વેતભાનુ સ્હામો ઉભેલો છે તે ભાન થતું હતું. પણ વેર કેવું ને કીયા પ્રકારે લેવાનું હતું તે હજી ખબર પડી નહોતી. હેના હૃદયની લાગણી કેવી કેવી હતી તે જાણી શકાય તેમ નહોતું.

" ત્હમને નવાઇ ને આશ્ચર્ય લાગતું હશે કે મનુષ્ય બીજા મનુષ્યને આટલો બધો ધિક્કારી કેમ શકે ? ને મ્હને પણ અત્યારે એજ આશ્ચર્ય લાગે છે. પણ મનુષ્ય દુષ્ટ વૃત્તિઓને તાબે થાય છે ત્હારે પશુથી પણ નપાટ હોય છે. ત્હમારે લીધે મ્હારે ખમવું પડ્યું એ વિચારજ મનમાં રમ્યા કરતો હતો. મ્હારે શું કરવું તે નિશ્ચય કર્યો. નિશ્ચય જાણો અધમ ને દુષ્ટ હતો. તે એ હતો કે મ્હારે ત્હમને પરણવું, ઘણા ભપકાથી પરણવું ને લગ્ન થયાં એમ દુનિયા જાણે પછી હું કોણ છું તે મ્હારે ત્હમને કહેવું ને ત્હમને મ્હારાં સ્ત્રી નહીં ને હું ત્હમારો પતિ નહીં એ પણ ચોખ્ખું કહી દેવું કારણ હું બીજી સ્ત્રીને પરણેલોછું. હાવું જગતને જણાવીને પછી ત્હમને ત્યજી દેવાં. "

વળી પાછા બેચાર આંટા માર્યા ને બોલવું શરૂ કર્યું. " અહીં આ અધમ રીતિ છે એ હું સ્હમજુંછું પણ ત્હમને જે દુઃખ મ્હેં ખમ્યું છે તે ભોગવાવવા ઇચ્છા હતી. ત્હમારૂં આત્માભિમાન હું જાણુ છું ને તેથી કરીનેજ કદી ઉંચી મુડીએ ત્હમે જગતમાં ફરી નહીં શકો, પૈસાની ખુવારી કરતાં આ ત્હમને વધારે સાલશે તે હું જાણતો હતો ને રમેશની પૂણું પડતી માટે પણ યુક્તિ રચી હતી. તે ઘેરઘેર ભટકતો, ભીખ માંગતો થાય, અપમાન પામે એ રસ્તો લેવાનો હતો. ત્હમે મ્હને ધિક્કારતાં હશો. એ હું જાણુંછું પણ વેર લેવાનો એ મ્હારો વિચાર હતો, ગોઠવણ પણ હતી. મ્હારે સ્ત્રી છે એમ ના ધારશો; પ્રભુ મ્હને ત્હમને જોયા ને જાણ્યા પછી હેવાં કૃત્યથી બચાવે. હું બીજા કોઇને આ ભવમાં તો હવે પરણી નાજ શકું. શ્વેતભાનુની ને ત્હમારી બધી હકીકત પાછલથી દરેક વર્તમાનપત્રમાં છપાવવી એ પણ વિચાર હતો. ઠેરઠેર ને ઘેરઘેર ત્હમારી વાતો થાય ને હાંસી થાય તે યુક્તિ પણ કરેલી હતી. ઘેરઘેર બોલાય કે જે શ્વેતભાનુને સ્વાભિમાની સુવાસિનીએ હાંકી કાઢ્યો હતો તેનેજ ફરીથી પરણી. ખરે. બહુજ અધમ ને દુષ્ટ વિચાર હતો, ક્રૂર પણ હતો પણ શયતાનના કબજામાં

આવવાથી આ વિચારથી હું આનન્દમાં ઝોલાં ખાતો હતો. વેર લેવા મ્હારી ઘોરમાંથી ઉઠયો. ઠીક. ગઈ કાલ્યે ત્હમે લગ્ન કરવા વચન આપ્યું આપણા એકબીજાનાં હૃદય મળ્યાં ને એક ક્ષણભર ધિક્કારની લાગણી દૂર થઇ. ફરીથી પ્રેમ ઉત્પન્ન થયો ને સ્વર્ગ દેખવા લાગ્યો. પણ ત્હમને છોડીને ગયો કે તરતજ કરેલા નિશ્ચયથી ના ડગવા દૃઢ થયો. આજે સ્હવારે ના આવી શકયો, કારણ જે જગ્યાએ વેરના વિચારો કર્યા હતા ત્હાં ફરીથી જઇ આવવા ઇચ્છા થઇ. ત્હાં આગળ એક સાદી પવિત્રાત્મા ડોશી રહે છે. ત્હાં ગયો ને હેની વાતો સાંભળીને મ્હને થયું કે મ્હારા જેવો મુર્ખ કોઇ નથી. ડોશીની વાતથી મ્હને ભાન થયું કે જો હું ત્હમને પરણીને નિશ્ચય પ્રમાણે વર્તીશ તો આથી પણ ઘોરતર નર્કમાં જવું પડશે. ઇશ્વરના અસ્તિત્વનું ભાન હેની સાદી પણ દૃઢ શ્રદ્ધાયુક્ત વાતોથી સચોટ થયું છતાં ધાર્યું કામ પાર પાડવા ઇચ્છા હતી. ”

થોડીવાર, આગળ શું બોલવું તે વિચારવા થોભ્યો. પણ પછી ત્યાંથી પાછા આવતાં શા શા વિચારોની પરંપર- ચાલી તે કહ્યું ને ઇશ્વરે કેવી રીત્યે પ્રેરણા કરી તે બધી હકીકત સવિસ્તર કહી સંભળાવી.

“ ગઇ કાલ્યથી એમજ લાગે છે કે હું ત્હમને ચાહુ છું. શબ્દોમાં વર્ણન ના થઇ શકે તેવા પ્રેમથી હું ત્હમારામાં લુબ્ધ થયો છું પણ હું સ્હમજું છું કે વર્ષો ઉપર જ્યહારે હું નાલાયક હતો તો આજે તો હજાર દરજ્જે નાલાયક છું. તેથી ઇશ્વરે પ્રેરણા કરી કે મ્હારે બધી હકીકત સત્ય જે હોય તે ત્હમને જણાવવી. હવે મ્હેં ત્હમને બધું કહી દીધું છે. ત્હમારે જાણવુંજ જોઇતું હતું માટે હવે હું જાઉં છું. મ્હને ક્ષમા કરવાનું પણ માંગતો નથી એ આશાજ વ્યર્થ છે હું તેને લાયકજ નથી. ”

આમ કહી થોડીવાર એક ક્ષણભર એ કાંઇ બોલે છે કે નહીં તેની વાટય જોવા ઉભો. પણ તેતો જડજેવી બેશીજ રહી હતી એટલે જ-વા સારૂં બારણા ભણી વળ્યો. નમસ્કાર કરી ચાલ્યો ગયો. હેના જ-વાનો પગરવ સંભળાયો, બારણું ઉઘાડયું તે પણ અવાજ સંભળાયો પણ બેઠી હતી ત્હાંથી હાલીએ નહીં ને ચાલીએ પણ નહીં, કોઇ પણ વિચાર કરવા શક્તિ નહોતી. માત્ર નિરાશા, ઉત્સાહ વિનાની થઇ ગઇ. જનાર્દન ઘેર નહોતો તે ઠીક હતું એમ હેને લાગ્યું. શું બન્યું

ને શું સાંભળ્યું તે સ્હમજવા પ્રયત્ન કરતી હતી. ઘણી વખત ચુપ-ચુપ બેશીજ રહી. ધીમે ધીમે હકીકત સ્હમજવા મોડી. શ્વેતભાનુ ગુજરી નથી ગયો. પોતાના ઉપર વ્હેરલેવા પાછો આવ્યો હતો. પ્હેલાં રોષ ચ્હડયો કે જેહને પોતે કાઢી મુકેલો તે પરદેશીના રૂપે પાછો આવી પોતાને અપમાનિત કરે, પરંતુ ઘણીવાર રહ્યો નહીં, કારણ હેણે વ્હેર લેવાનો વિચાર છોડી દીધેલો હતો એટલુંજ નહીં પણ નમ્ર થઇને પોતાની પાસે આવ્યો હતો ને પોતે પોતાના નાલાયક નીચ કૃત્ય માટે શરમાતો હતો, પશ્ચાતાપ કરતો હતો.

પોતાની હૃદયની લાગણીઓનું પૃથક્કરણ કરવા લાગી. હવે મ્હારૂં શું થશે તે વિચાર આવ્યો. નરેન્દ્રતો છે નહીં, હેવો કોઇ હતોજ નહીં છતાં તે પુરુષને તે ચ્હાતી હતી. વર્ષો ઉપર કોઇએ કહ્યું હોત કે નરેન્દ્ર જેવા પુરુષનેજ તું પરણી શકે તો તે હશી કાઢયું હોત જ્યાં આજે સર્વસ્વ હેને સોંપ્યું હતું. એકદમ આથી સત્ય માલમ પડયું કે ગમે તે હોય છતાં આજ પર્યન્ત હૃદય શ્વેતભાનુનેજ મેળવવા ઇચ્છા રાખતું હતું, નરેન્દ્રને પ્રથમ જોતાંજ હૃદય ઉપર અસર થઇ હતી તેનું કારણજ આ છે. નરેન્દ્ર ઉપર પ્રેમ થવાનું કારણ માત્ર તે શ્વેતભાનુ જેવા વિચારનો, દૃઢ સ્વભાવ વિગેરેનો હતો તેજ હતું. હરદમ નરેન્દ્રની સાથેજ શ્વેતભાનુનો વિચાર આવતો તેનું પણ કારણ હવે સ્હમજાયું કે એજ શ્વેતભાનુ તરફ હૃદય ઉછળી રહ્યું હતુ. મ્હોંએ શબ્દો કાંઇક બોલાતા હતા પણ હૃદયના ઉંડાણમાંતો શ્વેતભાનુજ રમી રહ્યો હતો. પ્રેમ કાંઇ નવો ઉત્પન્ન નહોતો થયો. મૃત પ્રેમનો પુનરૂદ્ધાર થયો હતો. ક્ષણવાર આ વિચારમાં ઉતરી ગઇ. પણ એતો જતો રહ્યો એ વિચારથીં નિરાશા થઇ. શ્વેતભાનુની બધી હકીકત સાંભળી છતાં વ્હેના ઉપર પ્રેમ હતો તેવોજ રહ્યો. રોષ જતો રહ્યો. હવે એ ક્યહાં હશે ? મ્હારૂં હૃદય કેટલું ઉછાળા મારે છે એટલુંજ જો એ જાણે ? અહા ! બસ તો પછી !

શ્વાસ મ્હરાણે લેઇ શકતી હતી. ખંડમાં ગરમી બહુ લાગી. બ્હારી ઉઠીને ઉઘાડી. ચંદ્રપૂર્ણ ખીલ્યો હતો. બ્હાર બધું રમણીય દેખાતું હતું પણ હેનો વિચાર સુવાસિનીને આવતો નહોતો. શ્વેતભાનુ ચાલી ગયો એ વિચારે હૃદય ચીરાતું હતું. જે એકજ પુરૂષ ઉપર જન્મ ભરમાં પ્રેમ થયો હતો તેતો હવે ચાલી ગયો.

ધીમે ધીમે પોતાના સુવાના ખંડમાં ગઇ ને ભવિષ્યનો વિચાર કરવા લાગી. આટલાં વર્ષ હેના વિના રહી ને હવે તો જીંદગી પર્યન્ત હેના વિના રહેવાનુ આવ્યું. શ્વેતભાનુ બીજી ફેરી હાંકી કાઢવાની વાટ્ય જોવા ઉભો રહે એ અસંભવિતજ હતું માટે તેતો કહેવા પ્રમાણે નવ ધામ છોડી ચાલ્યોજ ગયો હશે. એ મ્હારા પ્રેમ વિશે જાણતો નથી ને પોતાના કહ્યા વિના હેને ખબર પણ પડનાર નથી. એકલી આમ વિચારમાં ઘણીવાર બેશી રહી. થોડીવારમાં એકદમ ઉભી થઇ. સ્વમાનને લીધે વર્ષો ઉપર હેને કાઢી મુકયો હતો ને તેજ સ્વમાન હાલ હેને જઇને "હું ત્હમને હજી ચ્હાઉં છું" એમ કહેતાં અટકાવતું હતું. પ્રેમ અને સ્વમાન વચ્ચે યુદ્ધ ચાલતું પણ ખરો પ્રેમ અંતે જય પામ્યો. પોતાનુંજ નહીં પણ સ્હામાના સુખનો પણ સમૂળો નાશ થશે એ વિચાર આવ્યો તરતજ કપડાં પ્હેરી શ્વેતભાનુના ઘર તરફ ચાલી બલ્કે દોડતી ચાલી. આત્માભિમાન, દુનિયાંની દરકાર સર્વનો વિચાર દૂર નાઠો. માત્ર પ્રેમ રગેરગમાં વ્યાપી રહ્યો હતો ને છેવટે કાંઈ પણ નહીં ફાવેતો ક્ષમાની પણ યાચના કરવા તત્પર થઈ.

શ્વેતભાનુના ઘર આગળ આવી પ્હોંચી. શ્વાસ ચ્હડી ગયો. ક્ષણભર હૃદય ધબકતું બંધ પડયું જણાયું. કદાચ મ્હને એ હાંકી કાઢેતો? બ્હાર ઉભે ઉભે ઉઘાડી બ્હારીમાંથી એ જણાતો હતો. નવ ધામ છોડી જવાની તૈયારીજ કરતો હતો. એક મ્હોટી પેટીમાં પોતાનો સરસામાન ગોઠવતો હતો. મોહ વશ થઈ જ્હાં ઉભી હતી ત્હાંજ ઉભી રહી જોયા કર્યું. શ્વેતભાનુ ઘડીયે ઘડીયે ગોઠવતાં ગોઠવતાં સ્તબ્ધ થઇ ઉભો રહેતો. વિચાર કરતો વળી પાછો કાંઇ વિચાર આવતાં કામે મંડી જતો. પોતે જ્હાં ઉભી હતી ત્હાં હેની નજર પડે તેમ નહોતું. પરંતુ પોતે હેને બરાબર જોઇ શકતી હતી. અત્યારે આ શ્વેતભાનુ બરાબર ઓળખાય છે ત્હારે પ્હેલાં કેમ.નો ઓળખાયો તે આશ્ચર્ય લાગ્યું. હેની પાસે જઈ પોતાના મનની વાત કેમ કરવી? તિરસ્કાર કરી હાંકી કાઢે ત્હારે? આમ શું કરવું તે વિચારમાં ઘણીવાર ઉભી રહી. શ્વેતભાનુનો ચ્હેરો દૃઢ હેવાતો હતો કે સુવાસિનીયે પાછા ઘેર જવાનો વિચાર કર્યો પણ એટલામાં હેને ખુરશી ઉપર બેશી જઈ મ્હોં ઉપર હાથ નાંખીદઇ નિરાશ થઇ નીચું જોઇ રહેતો જોયો. તરતજ હેના ઘર તરફ દોડીને અંદર જઇ હેના સ્હામી ઉભી રહી.

શ્વેતભાનુ—કોણ સુવાસિની?

સુવાસિની જરા પાસે ગઇ ને બોલી:—" હું કાંઇ કહેવા આવી છું.

શ્વેતભાનુ કાંઇ બોલ્યો નહીં પણ શું કહેવા માગે છે તે ઉત્સા-હથી પુછતો હોય તેમ હેની આંખ્યોથી જણાયું.

સુવાસિની—મ્હને ક્ષમા કરો ને આજ પર્યંન્ત હું ત્હમનેજ ચ્હાતી હતી ત્હમારા ઉપરજ મ્હારો પ્રેમ છે એ મ્હારે કહેવાનું ને માંગવાનું છે. નરેન્દ્ર જેવી કોઇ વ્યક્તિજ નહોતી માત્ર ત્હમારા પ્રત્યેની લાગણીને લઇનેજ નરેન્દ્ર ઉપર લાગણી થઈ હતી કારણ હૃદયને ખાત્રી હતી કે નરેન્દ્ર નહોતો પણ ત્હમેજ છો.

ક્ષણભર શ્વેતભાનુ શું થાય છે તે સ્હમજી શકયો નહીં પણ જ્યહાં હકીકત ખરી સ્હમજાઈ ત્યહારે ઓર નવીન તેજ આંખ્યોમાં ભરાયું, હૃદય આનન્દ લહરીમાં ઝોલાં ખાવા લાગ્યું, સ્વર્ગીય ગાન ઉંડું રેલાવા લાગ્યું, વિશ્વ નજર આગળથી ઉડીગયું, હું ને તું જતું રહ્યું, સુવાસિની શ્વેતભાનુ બે વ્યક્તિઓ જુદી જુદી નથી પણ એકજ છે લાગ્યું, ને દેવોના દુંદુભિ નાદ સંભળાયા.

અહા મ્હને ક્ષમા આપો. પ્રેમ આગળ સ્વમાન હવે નથી રહ્યું ત્હમને હાંકી કાઢી તિરસ્કાર કર્યો હતો માટે ક્ષમા આપો. હવે હૃદ-યમાં રાખવાને જગ્યા કરો.

શ્વેતભાનુ સ્હમજ્યો ઇશ્વરે મ્હને પણ માફી ક્ષમા આપી ને આજથી જીવન કોઈ જુદા પ્રકારનુંજ થશે ને સુવાસિનીના જવાબમાં હેના હાથ પકડી પ્રેમથી આલિંગન દીધું. એક બીજાને ત્યહાર પછી શીવાત થઇ, શા શા ખુલાશા થયા તે જણાવવાને આ જગ્યા નથી પરંતુ એટલુંજ જાણવું બસ છે કે શ્વેતભાનુને સુવાસિની જનાર્દન પાસે ગયાં, સર્વ હકીકત નિવેદન કરી. ત્હેમનાં લગ્ન ઘણી ખુશાલીથી થયાં. સ્વચ્છ ભૂરૂં વ્યોમ વાદળાની એક પણ છાંટય વીના જેવું દેખાય તેવું ત્હેમનું જીવન સરળ, સ્વચ્છ, પ્રેમમય થયું કારણ ઇશ્વર ઉપર બેને તે પૂર્ણ શ્રધ્ધા હતી કે માત્ર એ મહાન્ પ્રભુની ઈચ્છા આમજ છે.



# હિંદુ અનાથ આશ્રમ—નડીઆદ.

## દાન આપવાનું સુયોગ્ય સાધન.

**દરેક હિંદુજાતીનાં અનાથ બાળકો આ અનાથાશ્રમનો લાભ લે છે.**

"ઇશ્વર સંબંધી ભેદ, મતમતાંતરો અનેક છે, પણ અંતરાત્મા સર્વનો એક છે, તેથી હે, મન! ચંદન જેમ ઘસાય છે, તેમ વિશેષ સુગંધ આપે છે, તે પ્રમાણે તું પરોપકારમાં તત્પર થા!" (રામદાસ.)

પરોપકાર એજ માનવમાત્રનો જીવનનો હેતુ છે. માણુસ પોતા માટે નહિ પણ જગત માટે જીવે છે. આ પ્રકારે જીવનના ઉચ્ચ હેતુને સમજનાર મહાનુભાવોને આ અનાથાશ્રમ પ્રત્યે પોતાની અમીદ્રષ્ટિ નાખવા નમ્ર પ્રાર્થના કરીએ છીએ.

આ આશ્રમમાં બાલ, અબાલ, તેમજ વૃદ્ધ, અપંગ, એવા અનાથોને પાળી, તથા એમની શારીરિક, માનસિક અને આત્મિક ઉન્નતિ થઇ તેઓ સદ્‌ઉદ્યમથી નીતિપૂર્વક પોતાનો નિર્વાહ કરી શકે એવા બનાવવા પ્રયત્ન કરવામાં આવે છે.

અન્ન દાન, વિદ્યા દાન, વસ્ત્ર દાન તેમજ પ્રાણ દાન આપવાના સ્થાનરૂપ આ સંસ્થા આપની સહાયની યાચના કરે છે.

અનાથગ્રહ ઉપરાંત શાળા, દવાખાનું, ગૌશાળા, પુસ્તકાલય વિગેરે આશ્રમમાંજ છે. શાળામાં અનાથોને ગુજરાતી, ઇંગ્રેજી અને સાધારણ રીતે સંસ્કૃત ભાષામાં શિક્ષણ અપાય છે. તે ઉપરાંત ઉદ્યોગ, સંગિત અને નીતિધર્મનું શિક્ષણ પણ આપવાનો પ્રબંધ કરેલો છે.

**દાન આપવા માટે નિચેની યોજનાઓ બહાર પાડી છે:—**

૧—રૂ. ૨૫૦) આપનારના નામની ઓરડી બાંધી તે ઉપર દાતાના નામની તખતી ચોઢી દાતાનું નામ અમર કરવામાં આવે છે. અત્યારસુધીમાં ૫૦) દાતાઓએ ઓરડીઓ બંધાવી આપી નામ અમર કર્યા છે.

૨—રૂ. ૭) માસીક દાન આપનાર દાતા બાર વર્ષેથી મોટી ઉમરના અનાથના પાલક થઇ શકે છે; અને રૂ. ૩—૮—૦ માસીક આપનાર, એથી નાની ઉમરનાના પાલકપીતા થઇ શકે છે. શું ભારતવર્ષમાંથી એકસો ૧૦૦) પાલકપિતા થઇ અનાથોને પાલનાર નહીં મળે ?

૩—રૂ. ૨૦૦) આપનાર દાતાના સ્મરણમાં વર્ષમાં એક દિવસ તે રકમના વ્યાજમાંથી અનાથોને ભોજન અપાય છે.

૪—આશ્રમને એકી વખતે વગર સરતે રૂ. ૧૦૦૦) કે તેથી વધારે દાન આપનાર આશ્રમ કમીટીના સહાયક સભાસદ ગણાશે. રૂ. ૧૦૦) આપશે તે લાઇફ મેમ્બર ગણાશે, અને દર વર્ષે રૂ. ૫) આપનાર સાધારણ સભાસદ ગણાય છે.

અનાથાશ્રમના અંગે આના ફંડ વિગેરે ભુકો પણ રાખેલી છે તથા અન્ય પ્રકારના શરતી દાનો પણ સ્વિકારાય છે. વાર્ષીક રીપોર્ટ વાંચી જુઓ.

લખો:—મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

રોગીપણું એ રીબાવનારૂં હમેશનું મૃત્યુ છે.

રોગોથી દૂર રહેવું એ સુખની સીમા છે.

## અમૃત તુલ્ય

# આંતકનિગ્રહ

# ગોળીઓ.

શરીરમાં અશકિતનાં તમામ કારણોને દુર કરી રોગોને મટાડે છે તથા તંદુરસ્તીને ટકાવે છે. તે અખુટ અખંડ શક્તિના ભંડાર છે. કિંમત ઘણી ઓછી એટલે ચાર અઠવાડિયા માટે માત્ર એજ ડબી અને એક ડબીનો માત્ર એકજ રૂપીયો.

અવશ્ય કરી દિવસો કહાડવાથી અશકિત અને રોગનું બળ વધે છે. માટે આજેજ એ ગોળીઓ મંગાવો અને તુરત બળવાન તથા પુષ્ટ બનો.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**

**હેડ ઓફિસ જામનગર—કાઠિયાવાડ.**

**બ્રાંચો—મુંબઈ-કાલબાદેવી. કલકત્તા ૨૧૪ બાઉ બજાર. પુના-બુધવારપેઠ. મદ્રાસ-૨૨ બ્રોડવે. કરાંચી બંદર રોડ સ્વામીનારાયણના મંદીર પાસે, રંગુન-૩૪ મુગલ સ્ટ્રીટ.**